" સ્ત્રીસુબોધ " ની ભેટ: ઈ. સ. ૧૯૨૪.

# વીણા-વિહારી.

## ભાગ ૧ લો-ખંડ ૧-૨


લેખક:-

**સીતારામ જે. શર્મા; ( સાંતાક્રુઝ. )**



પ્રકાશક,

**જીવનલાલ અમરશી મહેતા,**

મંત્રી-" સ્ત્રીબોધ અને બાળક " કાર્યાલય:—અમદાવાદ.





શ્રી દેશાઇ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ દેશાઇભાઇ હીરાચંદે છાપી,

ઠે. રીચીરોડ; અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. ] ઇ. સ. ૧૯૨૪ [ નકલ ૨૧૦૦

કીમત રૂ. બે.

# સમર્પણ



ગુજરાતના સમર્થ સુધારકોને.

# કંઈક.



આપણા સમાજમાં સુધારા થવાની-કરવાની આવશ્યકતા હવે સહુને જણાવા લાગી છે. સંકુચિત વિચારના વૃદ્ધોને પણ હવે એ વિષયની ચર્ચા કરતાં પાપ લાગતું નથી, પરંતુ સુધારાની દિશા હજી આપણે સર્વાનુમતે ઠરાવી શકયા નથી. એક વર્ગ પાશ્ચાત્ય દૃષ્ટિબિંદુથી સુધારા કરવાની હિમાયત કરે છે, બીજો વર્ગ પૌર્વાત્ય દૃષ્ટિબિંદુથી સુધારા કરવાનો હિમાયતી છે. અનુભવ શિખવે છે કે પાશ્ચાત્ય રીતે આપણી સંસ્કૃતિને બંધબેસતી નથી, અને એથીજ જેઓ પોતાને સુધારક કહેવડાવે છે તેમના પ્રયત્નો સફળ થયા નથી.

આપણા સુધારકોમાં ઘણા માત્ર વાતો કરનારા છે. વિધવા પુનર્લગ્નના ઘણા હિમાયતીઓના ઘરમાં જુવાન પુત્રી, બહેન કે પુત્રવધૂ વૈધવ્ય ગાળતી જણાય છે. જ્ઞાતિઓનું ઉચ્છેદન કાઢવાના ઘણા વાતોડીયા સુધારકો જ્ઞાતિસત્તાને મજબૂત બનાવી તેના વાડામાં ઘુસવા પ્રયાસ કરતા દેખાય છે. વર્ણાન્તર લગ્નની હિમાયત કરવા છતાં પોતાની પુત્રીઓને પોતાનીજ જ્ઞાતિમાં આપનારા સુધારકો હજી ગુજરાતમાં જીવંત છે. સામાજિક કાર્યોમાં રૂઢીઓને તોડી નાખવાની વાતો કરનારા ઘણા હિંદવાસી સુધારકો, રાજકિય રૂઢીઓના ગુલામ રહેવામાં અભિમાન લેતા ભાળ્યા છે.

હવે પછી જે પાનાં વાચક શરૂ કરશે તેમાં ઘણા સામાજિક પ્રશ્નો વિવિધ દૃષ્ટિબિંદુથી ચર્ચાયલા જોઈ શકશે. જયાં આ પ્રશ્નમાળાજ ચર્ચાત્મક મર્યાદા ઓળંગી નીકળી નથી ત્યાં પછી આ નવલકથા પણ ચર્ચાસ્પદ થઇ જાય તો નવાઇ નથી. એથી આપણા સમાજને હાનિ નહિં પણ લાભજ થશે એવી માન્યતાથીજ મેં આ કામ ઉપાડયું હતું. તેમાં મારી દૃષ્ટિબિંદુથી યોગ્ય લાગ્યા તે પ્રમાણે સામાજિક સુધારાના પ્રશ્નો ચર્ચ્યા છે. અલબત્ત તે સહુને રૂચિકર થઈ પડશે એવો મારો દાવો નથી, પરંતુ વર્તમાન સમયે તે વધુ અનુકૂળ થઇ પડશે એવી તો મારી શ્રદ્ધા અવશ્ય છે જ.

આ નવલકથાનો થોડોક ભાગ ક્રમશઃ 'સ્ત્રી-બોધ' માં પ્રકટ થયો હતો; તે વખતેજ કેટલીક ચર્ચા જન્મી હતી; પરંતુ જે બહેને (સૌ. સરોજની મહેતા) એ ચર્ચા ઉપાડી હતી, તેમણે તે આગળ ન ચલાવી એ

ઉપરથી મને લાગે છે કે, મેં રજુ કરેલું દૃષ્ટિબિંદુ એમને માન્ય હશે. એ વખતે આપેલા મારા જવાબમાંથી થોડોક અગત્યનો ભાગ અહિં ઉતારવો યોગ્ય છેઃ

"લગ્નાદિ કાર્યોને વૈદિક ધર્મમાંથી કાઢી સામાજિક કાર્યોમાં ધકેલી દઈ સરકારની મદદ માગવા કરતાં ખરા દેશ–સમાજહિતચિંતકોએ વાણી અને કૃત્યો દ્વારા તેમાં સુધારા કરાવવા મચી પડવું એ મને યોગ્ય લાગે છે. એટલે આપણાં સામાજિક કાર્યોમાં સુધારા કરાવવાના કામમાં વિદેશી અને વિધર્મી તેમજ આપણાથી ભિન્ન સંસ્કૃતિવાળી ( અરે એટલુંજ નહિં પણ જનરલ સ્મટ્સના શબ્દોમાં કહીએ તો આપણી સંસ્કૃતિને નામશેષ કરવા તૈયાર થયેલ વર્ગની ) સરકારને વચ્ચે નાખવી જરૂરની નથી.

સામાજિક સુધારાની દિશા ઠરાવતાં પણ ભારતવર્ષના હિંદુ ગૃહોમાં યુરોપીય સંસારનાં નઠારાં અનુકરણ થાય તે જોવા હું આતુર નથી. સ્ત્રી–શક્તિમાં મને શ્રદ્ધા છે, હું એનો પૂજક છું, પરંતુ સ્ત્રી અને પુરૂષ મળીને એક આખું અંગ થાય છે. તેમાં સ્ત્રીઓ પોતાનોજ ભાગ પૂર્ણ રીતે ભજવે અને પુરુષોચિત કાર્યો પુરુષનેજ કરવા દે એવા સુધારાનો હું હીમાયતી છું. આપણા સ્ત્રી વર્ગને સ્વતંત્રતા આપવાનો હું હિમાયતી છું; પરંતુ તે સ્વતંત્રતા આર્ય સંસ્કૃતિના પાયા ઉપર રચાયલી હોવી જોઈએ, નહિં કે જડવાદી યુરોપના કેવળ બુદ્ધિવાદના ભૂલભર્યા પ્રયોગનું માત્ર આંધળું અનુકરણ હોય. સમાજ સુધારાના ઘણા વિચારો આપણે જડવાદી યુરોપના દૃષ્ટિબિંદુથી રચ્યા છે, અને તે વિચારો હવે ફેરવ્યા સિવાય છુટકો નથી. આપણે જોઈ શકીએ છીએ, કે આર્યાવર્તમાં સમાજ સુધારાની પ્રગતિ ખોરંભે પડી હોય, તો તે પશ્ચિમના આંધળા અનુકરણને લીધે. પશ્ચિમમાં બુદ્ધિવાદના પાયા ઉપર થતા સ્વાતંત્ર્યની હીમાયતથી ત્યાંનો સંસાર કથળી ગયો છે, અને જો આપણે પણ એ પાયા ઉપર સ્ત્રી–સ્વાતંત્ર્યની હીમાયત કરીશું તો એ સ્વાતંત્ર્ય સમાજની ઉન્નતિમાં સરળતા કરવાને બદલે અવરોધકર્તા થઇ પડશે એવી મારી નમ્ર માન્યતા છે."

જો કે મારી આ વિચારસરણી 'સાહિત્ય' ના વિદ્વાન તંત્રીશ્રીને રૂચિ નથી, એટલુંજ નહિં પરંતુ તેઓશ્રી એમાં પ્રત્યક્ષ હેત્વાભાસ જુએ છે. એમનું કહેવું એવું છે કે, "આર્યસંસ્કૃતિના પાયા ઉપર સ્ત્રીસ્વાતંત્ર્ય રચવા ઇચ્છનાર ગ. સીતારામને યાદ દેવડાવવું પડે તેમ નથી, કે આર્ય સ્ત્રીઓએ જે બુદ્ધિવિલાસને તે વખોડે છે તે બુદ્ધિવિલાસને સંપૂર્ણપણે ભોગવ્યો છે. આર્ય સ્ત્રીઓ કુંવારી રહેતી, પતિ પાસે એક પત્નીવ્રત પળા-

વતી, વાદવિવાદ કરતી, ગ્રંથો રચતી, સભાઓ ભરતી, રણક્ષેત્રમાં ઉતરતી, યોગીનિઓ થતી—શું શું નહોતી કરતી એજ પ્રશ્ન છે. સ્ત્રીઓએ પૂર્વે તમામ 'પુરુષોચિત' કામ કરેલાં છે. તો હવેની "સ્ત્રીઓ પુરુષોચિત કાર્યો પુરૂષોનેજ કરવા દે" એવી રા. સીતારામની માંગણીનો અર્થ શો? અને 'પુરુષોચિત કાર્યો' એટલે શું? અને તે ઠરાવે કોણ? પુરૂષો કે બીજું કોઇ?"

પરંતુ 'સાહિત્ય'કાર અપવાદોને સિદ્ધાન્ત તરીકે ઠસાવવા મથે છે. મારૂં કહેવું એવું નથી કે સ્ત્રીઓ જે ધારે તે કાર્ય કરી ન શકે, પરંતુ જો 'સાહિત્ય'ના તંત્રીશ્રીની કલ્પના પ્રમાણે વ્યવસ્થા ચાલે તો સંસારની ગડીજ ઉકલી જાય. અને એ પણ ખરૂં છે કે 'પુરૂષોચિત કાર્યો' સ્ત્રીવર્ગથી થઈ જ ન શકે. દાખલા તરીકે સ્ત્રીઓની ફોજોની ફોજો તૈયાર કરી તેમને લડાઇમાં ઉનારી નહિં શકાય: તે કાર્ય તો પુરૂષોનું છે. સ્ત્રીઓ તો ઘવાયલા સૈનિકોને કુશળતાથી અને માયાથી મલમપટા કરી શકે. ઘરની સુઘડ વ્યવસ્થા કરવાનું કામ સ્ત્રીનું છે, પુરૂષ બહાર રખડી તેનાં સાધનો લાવીને આપે, તે કામ સ્ત્રીવર્ગથી સહિસલામતીથી નહિં થઇ શકે. જો સાહિત્યકાર આ દલીલ માનતા ન હોય તો તેઓ એમ બતાવી શકશે કે તોફાન કે રમખાણોમાં સ્ત્રીઓના સુરક્ષિતપણા માટે પ્રત્યેક દેશમાં પહેલી વ્યવસ્થા શા માટે કરવામાં આવે છે? ઘરના ખંડમાંથી માંડીને જાહેરસભાઓ અને મુસાફરીનાં ગાડાંમાં પણ શા માટે સ્ત્રી અને પુરૂષવર્ગને માટે જૂદી વ્યવસ્થા હોય છે? સંતાન ઉત્પન્ન કરવાં કે નહિં તે સહુ સહુની મરજીની વાત છે, પરંતુ તે કાર્યમાં પણ સ્ત્રી અને પુરૂષની ફરજો અને કાર્ય જૂદાં જ છે. ભાઇ મગન કાંટાવાળા મીલનો ધંધો છોડી ઘરનાં બચ્ચાંના લાલન-પાલનમાં રોકાઈ રહેશે ખરા? જે દેશોમાં સ્ત્રીઓને ભારેમાં ભારે સ્વતંત્રતા અપાય છે ત્યાં પણ સ્ત્રીજાતિને 'મૃદુ' અને પુરૂષને 'ખડતલ' જાતિ ગણવામાં આવે છે. એટલે રા. કાંટાવાળા કહે છે તેમ જો અપવાદોને સિદ્ધાન્ત તરીકે માનીએ તો જગતનું તંત્ર અટકી પડે.

આપણા સમાજસુધારકોમાં મોટામાં મોટો દોષ એજ છે કે તેઓ એકજ દૃષ્ટિથી જુવે છે. સાર્વત્રિક દૃષ્ટિબિંદુથી તેમણે હજી એકે સવાલનો વિચાર કર્યો નથી. દાખલા તરીકે વિધવાઓનું પ્રમાણ અટકાવવા માટે તેઓ એકલા બાળલગ્ન કે વૃદ્ધવિવાહ તરફ નજર કરે છે; પરંતુ પ્રજાવર્ગની ઘસાતી જતી શક્તિઓ, વધતી જતી દરિદ્રતા અને રોગચાળા તરફ તેમનું લક્ષ જતું નથી. એટલું જ નહિં પણ તેમ થવાનું કારણ

આપખુદ નોકરશાહીની રાજ્યનીતિ અને હિંદમાંથી લૂંટાઇ જતો ધનવૈભવ એ વાત એમને સૂઝતી જ નથી. વિધવાઓના કલ્યાણ માટે પણ તેમને પુનર્લગ્નજ જડે છે; પરંતુ આવશ્યક વિધવા આશ્રમો ઉઘાડવા તરફ તેમની નજર જતી નથી. સમાજની વ્યવસ્થા સુધારવા તેમને જ્ઞાતિઓને તોડી નાખવાનો જ માર્ગ દેખાય છે; પરંતુ તેમાં યોગ્ય કાપકૂપ કરી સુધારવાના રસ્તા તરફ તો તેઓ આંખમિચામણાં જ કરે છે. પરિણામે સમાજમાં સુધારકો તરફ સમભાવ વધવાને બદલે દુશ્મનાવટ વધે છે અને સમાજ જ્યાંનો ત્યાં રહી જાય છે.

આવા આવા ઘણા સામાજિક પ્રશ્નોની આંટી-ઘુંટીઓના ઉકેલ 'વીણા-વિહારી' માંથી મળી શકે તેમ છે, અને તે હાલને સમયે ઘણી રીતે સમાજને ઉપયોગી થઇ શકે તેમ પણ છે.

આ પુસ્તકમાંના વિચારો નવીન કે મારા પોતાના નથી. પ્રખ્યાત મરાઠીલેખક શ્રી નાથમાધવના 'વિહંગવૃંદ' ઉપરથી જુજ ફેરફાર કરી 'વીણા-વિહારી' તૈયાર કરવા મને ભાઇશ્રી જીવનલાલ મહેતાએ આજ-થી છએક વર્ષ પહેલાં કહેલું તે પ્રમાણે તૈયાર થયેલું આ પુસ્તક લાંબે સમયે ગુજરાતને ચરણે ધરું છું; અને તેમ કરતાં મને આનંદ થાય છે.

પાવરીવીલા
સાન્ટાક્રુઝ.
માગશર સુદ ૧૧, ૧૯૯૦

**સીતારામ જે. શર્મા.**



# અનુક્રમણિકા.

# પ્રકાશકનું સુચન.

"સ્ત્રીબોધ" સંસાર સુધારા માટેનું જુનું માસિકપત્ર હોવાથી તેને યોગ્ય આ નવલકથા પસંદ થઇ છે, અને વાચકોમાંના મોટા ભાગની માગણી ઉપરથીજ આ વર્ષે સ્વતંત્ર પુસ્તકરૂપે તેના ગ્રાહકોને ભેટ આપવાની યોજના કરી છે. બે ખંડ આમાં આપ્યા છે.ને ત્રીજો ખંડ, જે વિશેષ મહત્વનો હોઇ આખી નવલકથાના નિર્ણયાત્મકરૂપે છે, તે હવે પછી બીજા ભાગ તરીકે આપવામાં આવશે. ધાર્યા કરતાં કદ ઘણું વધી જવાથી તેમજ પ્રેસ તરફથી થયેલી ઢીલને લીધે મોડું થવાથી, આ વર્ષે આટલો ભાગ આપીને સંતોષ માન્યો છે. આથી ઘણા જીજ્ઞાસુ વાચકોની વૃત્તિને કદાચ અસંતોષ થવાનો સંભવ હું કલ્પી શકું છું, અને તે માટે હું તેમની પહેલાંથીજ ક્ષમા માગી લઉં છું.

પુસ્તકનાં પ્રુફ લેખકે વાંચેલાં ન હોવાથી જોડણી તેમજ શુદ્ધિ વગેરેની જે ખામીઓ રહેલી જણાય તે વિશેની જવાબદારી મારી ઉપર રહે છે. જો કે તે માટે બનતી કાળજી રાખી છે, છતાં આપણા લેખકોની જોડણીની વિવિધતાને લીધે આદિથી અંત સુધી એક સરખું ધોરણ રહી શકયું નથી જ.

આ નવલકથામાં સ્થળ, પાત્ર વગેરે અમદાવાદનાં પરિચિત રાખ્યાં છે; પરંતુ તે કોઇ પણ અંગતકે વ્યક્તિગત નથી; સર્વે કાલ્પનિક જ હોવાથી કોઇએ કોઈ પણ પાત્ર કે સ્થળ માટે અંગત–વ્યક્તિગત સંબંધ સમજવો કે જોડવો નહિ, એવી ખાસ વિનંતી છે.

જીવનલાલ.

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ઑફિસમાં મળતી ઉત્તમ નવલકથાઓ.

૨-૮-૦ **ચોખેરવાલી**-ભાગ ૧-૨-ડૉકટર રવીન્દ્રનાથ ટાગોર કૃત.
૪-૦-૦ **ડુબતું વહાણ**- ,, ,, ,,
૩-૦-૦ **મધુરાણી**- ,, ,, ,,
૦-૧૨-૦ **સુભદ્રા**-( અર્જુનનાં પત્નીની જીવનકથા. ૭ ચિત્રો સાથે )
૨-૮-૦ **ચક્રવર્તી અશોક**-ઐતિહાસિક, ધાર્મિક ને બોધપ્રદ.
૧-૧૨-૦ **ચંદ્રા**-રાજસ્થાનની વીર રમણી-ઐતિહાસિક.
૧-૮-૦ **મહારાણા પ્રતાપસિંહ**-મેવાડના ઇતિહાસને લગતી..
૩-૦-૦ **ગુલામી વહેપાર**-ભાગ ૧-૨ માં સંપૂર્ણ કથા છે.
૩-૦-૦ **હૃશીકેશચંદ્ર**-ભાગ ૧ લો. ચાલુ હિંદુ સંસારનું ચિત્ર.
૨-૮-૦ સદર ભાગ ૨ જો. ,, ,, ,,
૪-૪-૦ **માયાનો બજાર**-ભાગ ૧-૨ ,, ,, ,,
૨-૦-૦ **કથામંજરી**-ભાગ ૧ લો. વિદ્વાનોની વિવિધ વાતો.
૩-૦-૦ સદર ભાગ ૨ જો ,, ,, ,,
૨-૦-૦ **હાસ્યકથામંજરી**-હાસ્યજનક સ્કેચ-વાતો-લેખો.
૨-૦-૦ **હાસ્યમંદિર**-રા. બા. રમણભાઇ તથા સૌ. વિદ્યાગૌરી કૃત.
૦-૮-૦ **નીલનેની**-પ્રો. બેઇન કૃત મધુરી વાર્તા.
૦-૮-૦ **ઉષાનન્દિની** ,, ,, ,,
૨-૪-૦ **શારદાનું સ્વાર્પણ**-(પ્રેમચંદકૃત " સેવાસદન " ઉપરથી.)
૨-૦-૦ **કેટલીક નવલકથાઓ**-બ્હેન સુમતી લલુભાઇ કૃત.
૦-૧૨-૦ **યૌવનનાં સ્મરણો**-લેખક બ્હેન પ્રમોદા.
૧-૮-૦ **કુમુદચંદ્ર**-ઉત્તમ સામાજીક તથા ધાર્મિક વસ્તુસંકલના.
૨-૦-૦ **પ્રેમદાદેવી.** } સામાજીક સુધારાની નવલકથા.
૧-૮-૦ **યાત્રી ઉર્મિલા.** }
૧-૪-૦ **ટાગોરની ટુંકી વાતો**-ભાગ ૧ લો. તેર વાતો.
૨-૦-૦ સદર ભાગ ૨ જો. ૨૧ વાતો.
૩-૦-૦ **કોનો વાંક ?** -( રા. કનૈયાલાલ મુનશી કૃત. )
૨-૪-૦ **રણજીતકૃતિ સંગ્રહ.** ( રણજીતરામ વાવાભાઇ કૃત. )
૪-૦-૦ ૧૮૫૭ ના બળવાનો ઇતિહાસ.

# કથામંજરી-ભાગ પહેલો.

**( બીજી આવૃત્તિ. સોનેરી નામનું સુંદર પુંઠું કિંમત રૂ. બે )**

આ ભાગમાં કોઇ સંગ્રહમા ન આવેલી વિદ્વાન લેખકોની ખાસ ચુંટી કાઢેલી નીચેની સો.ળ વાતો છે.–મેટ્રીકમા ટેક્સ્ટ તરીકે મંજુર થઈ હતી.

૧ **વેષધારી** ( રા. રા છગનલાલ હરિલાલ પંડયા; બી. એ. ). ૨ **તારાનું આભિજ્ઞાન.** ( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ ), ૩ **એક રાત્રી.** ( ડૉ. રવીન્દ્રનાથ ટાગોર ), ૪ **અપરિચીતા** ( રા. રા. ભગવાનદાસ ગીરજાશંકર ભટ ). ૫ **મણી.** ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ). ૬ **વીસમી સદીની શકુંતલા.** ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ). ૭ **દોલત.** ( સ્વ. ભાઈ રણજીતરામ વાવાભાઇ મહેતા; બી. એ. ), ૮ **સુમનનો સંતાપ** ( રા. રા. ઇન્દુલાલે કે. યાજ્ઞિક; બી. એ. એલ એલ. બી. ). ૯ **લગ્ન.** ( સૌ. શારદા મહેતા; બી. એ.) ૧૦ **ગરબાવાળી.** ૧૧ **પૈસા કે પ્રેમ ?** ( રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ; બી. એ. ). ૧૨ **વિચિત્ર સ્વયંબર.** ૧૩ **રેણુકા.** ( રા. રા. ગોકળદાસ ડી. રાયચુરા ), ૧૪ **સ્નેહ પહેલાં સ્નાન.** ૧૫ **પ્રિયબાલા.** ( રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ ) ૧૬ **લલિત—માધુરી.** ( રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ટની મોટી અપ્રસિદ્ધ સ્નેહવાર્તા. ).

# ચક્રવર્તી અશોક.

**અર્ધ ઐતિહાસિક તેમજ ધાર્મિક નવલકથા**

**આશરે ૩૫૦ મોટા કદનાં પૃષ્ટ ૩૫૦ પુંઠું પાકુ. કિંમત રૂ. અઢી.**

બૌદ્ધ ધર્મના પ્રવર્તક સમ્રાટ્ અશોકના જીવનમાંના અનેક ધર્મયુદ્ધોમાંના એક કલિંગ યુદ્ધના મુખ્ય કથાભાગ ઉપર આ નવલકથા રચાઇ છે. અશોક એક સમયે ઘાતકી અને ક્રૂર સ્વભાવનો હતો તેજ કલિંગ યુદ્ધ પછી એકદમ કેવો બદલાઇ ગયો તેમજ તેનું જીવનસૂત્ર કેવી રીતે ફરી ગયું તેના તાદૃશ ચિત્ર ઉપરાંત કપટી બુદ્ધિમાત, સંપુષ્ટાચાર્ય, અને કાવત્રાંખોર કલાવતી, વગેરે દ્વારા રાજકીય ખટપટનો સુંદર દેખાવ આમાં દૃસ્યમાન થાય છે. કલિંગ યુવરાજ જીતેન્દ્રનું ઉત્તમ ચરિત્ર, મૃગેન્દ્રરાજની કન્યા શોભના તેમજ ઇન્દિરાનો નિર્મળ પ્રેમ; ચિદાનંદ, ઉપગુપ્ત, અને મોગલીપુત્ર તિષ્ય જેવા ધર્માચાર્યોની ધર્મપરાયણતા વગેરે વડે આ નવલકથા એટલી તો મોહક તથ બોધક થઈ છે કે પુરી કર્યા વગર હાથમાંથી મુકવી જ ગમે નહીં.

# કથામંજરી-ભાગ બીજો.

( આવડાંજ મોટાં પૃષ્ટ સોનેરી સુંદર બંધાઈ-કિંમત રૂ. ત્રણ )

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાર્તા.-કથાઓ છે.

૧ નિર્મળા ( લગભગ ૧૦૦ પૃષ્ટની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહકથા. ૨ ગુલછરીના બાગમાં ગુલામ. ( લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોજીઆ; પારસી સંસારી સ્નેહકથા ), ૩ બે મૃગનાયક (જીવનલાલ અમરશી મહેતા, આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરુણ કથા. ). ૪ સુખી રાજકુમાર ( રા. રા. સવાઇલાલ ચુનીલાલ યાજ્ઞિક, ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા.) ૫ એક સ્વપ્ન ( રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ. એ. એલએલ. બી. ), ૬ મદનનો મનોરથ. ( રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ. એ. એલ. એલ. બી. ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દૃશ્ય. ), ૭ નિર્ભયતાની મૂર્તિ. ( લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ), ૮ માછીનો છોકરી. ( રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. ), ૯ ચતુર્મુખ-ચાર મુખનું કૌતક ( લે. રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી, બુદ્ધિ-ચાતુર્યની અદ્‌ભુત વાર્તા ), ૧૦ બુદ્ધ્યુદ્ધારબંધ ( લે. રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્‌ભુત વાર્તા ) ૧૧ વિચિત્ર વીન. ( લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા. ), ૧૨ હીરા માણેકની મોટી ખાણ ( લે. રા. રા. મણિશંકર રતનજી ભટ. ), ૧૩ દુઃખમાંથી સુખ ( સ્વ. રાજકવિ કલાપી. ), ૧૪ માતૃભુમિ પ્રત્યેનો પ્રેમ.

---

# હાસ્યકથા મંજરી-ભાગ પહેલો.

( કથામંજરીનો ત્રીજો ભાગ )

રા બ. રમણભાઇ મહીપતરામે લખેલો ઉપોદ્‌ઘાત, રા. રા. મોતીભાઈ નરસિંહભાઈ અમીને લખેલી " પટેલપોથી " ની પ્રસ્તાવના તથા રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેનો " હાસ્યરસ " વિશેનો નિબંધ, અને સામાજીક તથા સાહિત્યવિષયક હાસ્યરસિક કટાક્ષમય ૨૭ લેખો, વાતો, સ્કેચ વગેરેનો આ અત્યંત રમુજી છતાં મહત્વનો સંગ્રહ છે. આ માપનાંજ પૃષ્ટ ૨૫૦ ઉપરાંત. ગ્લેજ કાગળ ને સોનેરી નામનું સુન્દર પુંઠું. કીમત રૂ. બે.

# ઉપોદ્‌ઘાત.






"બા ! બોલતી કેમ નથી ?"

વિલક્ષ મરણની પથારીએ પડેલી પોતાની વ્હાલી માતાના ઓશીકા પાસે ઘણીજ ઉત્કંઠાથી ઉત્તરની વાટ જોતી બેઠી હતી. ત્હેની આંખોમાંથી એક સરખી આંસુની ધાર ચાલી રહી હતી. ભારે દુઃખથી ત્હેનું અંતઃકરણ ભરાઇ ગયું હતું. તે ઘડીએ ઘડીએ પોતાની માતાના કાન પાસે મ્હોં લઇ જઇને ઉપરનો પ્રશ્ન કરતી હતી.પરંતુ સરસ્વતી પોતાની પ્રિય પુત્રીના પ્રશ્નનો ઉત્તર આપવાની સ્થિતિમાં નહોતી. આજ કેટલાક દિવસો થયાં તે માંદી હતી. તેમાંએ આજનો પ્રકાર તો જુદીજ જાતનો જણાતો હતો. સવારથી ત્હેના પેટમાં એક ચમચો પાણી પણ ગયું નહોતું, અને આખા દિવસથી આંખ્યો ઉઘાડીને ત્હેણે જોયું સુદ્ધાં નહોતું.

લક્ષ્મુએ પોતાની અશ્રુજળે ભરેલી આંખો સાફ કરી ઉંચે જોયું તો આખો કોટડામાં અંધકાર પ્રસરી ગયો હતો સૂર્ય આથમી ગયો હતો; પરંતુ તે ક્યહારે આથમ્યો એનું પણ તેને ભાન રહ્યું નહોતું. બપોરથી તે પોતાની માતાના ઓશીકા પાસે, હથેલી ઉપર માથુ ટેકવી, રોતી જ બેઠી હતી. પોતાને માટે પણ ખાવાનું કરવા આજે ત્હેણે ચૂલોએ સળગાવ્યો નહોતો. સવારથીજ પોતાની માતાની મુખચર્યામાં ફેર પડતો જોઇ ત્હેના મનમાં વિવિધ પ્રકારના વિચારો ઘોળાઇ રહ્યા હતા. આખા જગતમાં ત્હેને પોતાની વહાલી માતા વિના બીજા કોઇનો પણ આધાર નહોતો. તેથી માતાની આવી સ્થિતિ જોઇને ત્હેને આજ કાંઈ પણ સુઝતું નહોતું. અંધારૂં થઇ જવાથી તે ઉઠી અને ખૂણામાં પડેલો ઘાસતેલનો ખડીઓ સળગાવ્યો. માતાના ચહેરા ઉપર તેજ ન પડે તેવી રીતે દીવી ઉપર તેને મુક્યો. ફરીથી તે પોતાની જગાએ આવીને બેઠી. થોડીવાર સુધી એકીટસે માતાની સ્હામે જોઇ રહી અને વળી ત્હેણે ધીરેથી હાક મારી:

"બા ! બા !—"

સરસ્વતી હીલચાલ કરતી હતી; પરંતુ તે હલનચલન એટલું સૂક્ષ્મ હતું કે એકદમ બારિકાઇથી લક્ષ આપ્યા સિવાય તે જોઇ શકાતું નહીં,

તે પોતાની અડધી બેશુદ્ધ સ્થિતિમાંથી હમણાં કંઇક સાવધ થઇ હતી. તેથી વિલસુએ પાછળથી મારેલી હાંક અસ્પષ્ટ રીતે ત્હેના સાંભળવમાં આવી અને ત્હેનો ઉત્તર આપવાનો ત્હેણે પ્રયત્ન પણ કર્યો, પરંતુ અશક્તિને લીધે ત્હેનાથી બોલી શકાયું નહિ. પોતાના જીવનનું ખરેખરૂં ભવિષ્ય આજ તે પૂર્ણ રીતે જાણી શકી હતી. 'આજનો દિવસ મ્હારા આયુષ્યનો છેલ્લો દિવસ છે' એ વિચાર સ્હવારે ત્હેના મનમાં એકાએક આવ્યો, તે સાથેજ ત્હેના હૃદય ઉપર આઘાત થયો. સરસ્વતી ઘણી ડાહી અને સમજુ બાઇ હતી. ત્હેને પોતાના મરણ માટે કંઇ પણ દુઃખ થતું નહોતું; પરંતુ પોતાની નિરાશ્રિત પુત્રી માટે—એકલવાયી વિલસુ માટે ત્હેના અંતઃકરણમાં અનેકાનેક વિચારો થઇ રહ્યા હતા. 'મ્હારા મરણ પછી મ્હારી દુર્દૈવી પુત્રીનું શું થશે?' એ વિચાર ત્હેના અશક્ત મનને હતાશ કરી નાખતો હતો.

"બા, ત્હને હવે કેમ છે? હું હવે શું કરૂં તો ત્હને ઠીક થાય? બા—ઓ બા, આજ તું કેમ બોલતી જ નથી?—બા, લગીર તો બોલ!—"

પ્રત્યેક શબ્દ સાથે વિલસુની આંખોમાંથી ટપ્ટપ્ આંસુ પડતાં હતાં, અને પ્રત્યેક આંસુ સાથે ત્હેને દુઃખનાં ધ્રુસકાં આવતાં હતાં. ત્હેણે હવે પોતાનું માથું માતાના ઓશીકામાં દાબી બન્ને હાથો ત્હેના ગળાની આસપાસ વીંટાળ્યા અને વધારેને વધારે ધ્રુસકા ખાવા લાગી. તે વખતનો દેખાવ ખરેખર જ હૃદયદ્રાવક હતો. પુત્રીને આમ શોક કરતી જોઇ સરસ્વતીએ પોતાનો લાકડા જેવો સુકાઇ ગયેલો હાથ ધીરે ધીરે ઉંચો કરી ધીમેથી વિલસુના વાંસામાં ફેરવવા માંડયો; અને ત્હેને આશ્વાસન આપતાં કહ્યું: "દીકરી, વિલસુ! હવે ત્હારૂં શું થશે?"

અત્યંત ધીમા સાદે બોલાયલા માતાના આ શબ્દો સાંભળીને વિલસુ બોલી ઉઠી: "બા! તું આમ શું કરે છે? બધું આમ શું બોલે છે? ત્હને આજે ઠીક લાગતું નથી? બા, બોલ—હું હવે શું કરૂં?" ક્ષણભર શાન્ત રહીને વળી વિલસુ બોલી: "નદીની પેલી બાજુએ આશ્રમ છે. ત્યાં જઇને ભાન્તીમૈયાને તેડી આવું? તેઓ આવશે તો કંઇક દવા પણ આપશે."

પુત્રીનાં આ વાક્યો સાંભળતાંજ સરસ્વતીએ પોતાની ઉંડી ઉતરી ગયેલી, નિસ્તેજ આંખો એકદમ ઉઘાડી. ભારતીમૈયાનું નામ સાંભ-

"વિણા-વિહારી" (ચિત્ર નં. ૧ લું)



સાબ્રમતીના કાંઠે આવેલા વિકટોરીયા ગાર્ડનમાં તેજ વખતે ત્રણ સરખી ઉંમરની કુમારિકાઓ બેઠી હતી.

(પ્રકરણ ૧ લું, પૃષ્ઠ ૩ જું)

જાતાંજ વિલસુની ભાવી સ્થિતિ માટે ત્હેને જે વિવિધ પ્રકારના ગુ ચવણુ-ભર્યા વિચારો થતા હતા, ત્હેની ગુંચ એકદમ ઉકલી ગઇ. ત્હેના શક્તિહીન, નિસ્તેજ શરીરમાં અદ્દભુત શક્તિનો સંચાર થયો. તે એકદમ બોલી: "જા, વિલસુ, એ આશ્રમ ત્હેં જોયો છે ? જા. ગમે ત્હેને પૂછીશ તો આશ્રમ જડશે. ત્યાં જઇને ભારતીમૈયાને બોલાવી લાવ. ત્હેમને મળવાથી મ્હારા જીવને શાન્તિ થશે. પછી હું સુખેથી મરીશ. જા દીકરો."

એ શબ્દો બોલતી વખતની માતાની હીલચાલ, ત્હેના મુખમંડળ ઉપર એકદમ થયેલો ફેરફાર અને ત્હેનો બદલાયલો અવાજ જોઇ વિલસુ ક્ષણભર આશ્ચર્યચકિત બની ગઈ. તે એકદમ આશ્રમમાં જવા માટે ઉઠી અને બોલી: " બા, ભારતીમૈયા આવશે એટલે તું ખરેખર સારી થઇશ,–ખરેખર ત્હને શાન્તિ થશે. "

" બાપુ, હવે સારૂં થવાની આશા ક્યાંથી ? પણ મૈયા મળવાથી મ્હારી એક મ્હોટી ચિંતા દૂર થશે, એવી મ્હારી પૂર્ણ ખાત્રી છે. પછી હું સુખેથી મરીશ, બેટા—"

"બા, તું એવું બોલીશ નહિ ! ત્હને મ્હારા સમ છે. બા, તું જરૂર સારી થઇશ ! પ્રભુ દયાળુ છે. તે આપણને આમ દુઃખી નહિ જ કરે. "

" હા. મ્હારો ઇશ્વિર ઉપર પૂર્ણ ભરોસો છે. પણ બેટા જા, વખત ના લગાડીશ. આ વખતે દરેક ક્ષણ લાખ લાખ રૂપીઆના મૂલ્યની છે. જા—"

જતાં જતાં એક વખત પોતાની માતા તરફ જોઇને વિલસુ બહાર નીકળી.

( ૨ )



જે મા દિકરીની વાતચિત આપણે સાંભળી તે સાબ્રમતિ નદીને કાંઠેથી થોડે દૂર આવેલી એક ન્હાની ઝૂંપડી જેવા ઘરમાં થતી હતી. એજ સાબ્રમતિના કાંડે આવેલા 'વિકટોરીઆ ગાર્ડન'માં તે જ વખતે ત્રણ સરખી ઉંમરની કુમારિકાઓ બેઠી હતી. ત્હેમાંની એકનો પોશાક આજકાલની સમ્પૂર્ણ સુધરેલી ઢબનો હતો. ત્હેના પોષાક ઉપરથી તે બાળા કોઇ શ્રીમંત કુટુમ્બની હશે એમ જણાતું હતું. બુટ સ્ટૉકિંગ, ફુગ્ગાવાળી બ્હાંયનું રેશમી પોલકું અને ગુલાબી રંગની સાડી, એ ત્હેનો પોષાક હતો. ત્હેનું વય સોળ-

સત્તર વર્ષનું હતું. ત્હેના અવયવો સમ્પૂર્ણતાને પામ્યા હતા, સ્વરૂપે તે સુંદર હતી પણ સહજ જોનારનેએ તે સ્વભાવે છિછાંછળી અને અક્કડ હશે એમ લાગતું અને હતું પણ તેમજ ઘરની શ્રીમંતાઇ, લાડ અને થોડા ઘણા શિક્ષણને લીધે તે એવી બની હતી. ત્હેની બે સખીઓનો પોષાક પણ ત્હેના જેવોજ હતો; પરંતુ એટલો બધો ભપકાદાર નહોતો. ત્રણે વચ્ચે કેટલાક વખત સુધી આડાઅવળી વાતો થયા પછી, એ બે સખીઓમાંથી એક બોલી:—

"જ્યોત્સના, ચાલ હવે ઘેર જતા જતામા દીવા વખત થઇ જશે."

"દીવા વખત થશે એમાં થઇ શું ગયું?" પહેલી કુમારિકાએ વચ્ચેજ ઉત્તર આપ્યો: "રસ્તામાં કોઇ આપણને ખાઇ જવાનું નથી, કે નથી કોઇ મારી નાંખવાનુ. આ કાંઇ મોગલાઇ નથી, સમજી?"

"મોગલાઇ નથી પણ વીણા, ત્હારા જેવી હું કાંઇ સ્વતંત્ર નથી. ત્હારે ઘેર તો નોકર–ચાકરો છે; અને વળી મોડું થાય તોપણ ત્હારાં મા–બાપ કાંઈ બોલે એવાં નથી. અમારે કાંઇ એવું છે? મ્હને તો જરા વધારે વાર થાય તો મ્હારી બા આખું ઘર માથે કરે."

"અશિક્ષિત અને જૂના વિચારનાં બૈરાંની ભૂલ એજ છે તો!" મ્હોં મરોડી વીણા બોલી:–"આપણે સ્વતંત્ર થવાના પ્રયત્ન કરીએ છીએ અને એ મૂર્ખ સ્ત્રીઓ—"

"વારૂ વારૂ! પણ એ નથી એમ ત્હને કહ્યું કોણે! એ અશિક્ષિત જૂની સ્ત્રીઓ મૂર્ખ છે કે ડાહી છે તે જોવાનું કામ આપણું નથી."

પદ્માને બોલતાં અટકાવી વીણા વચ્ચે બોલી:–"આપણું નથી કેમ?"

"જવા દેને વીણા?" જ્યોત્સના વચ્ચે પડી; અને વાતનું વલણ બદલવા ત્હેણે પદ્માને પૂછ્યું:–"પણ પદ્મા, સુશીલા આવવાની હતી તે કેમ ના આવી?"

"કંઇ ઘેર કામ આવી પડયું હશે તેથી રોકાઇ ગઈ હશે."

"પણ પદ્મા, આપણે દરરોજ પેલા ફુવારા પાસે કુંજમાં બેસીએ છીએ તે છોડીને અહિં નદી કાંઠે બધાંએ મળવાનો ત્હમે શા માટે વિચાર કર્યો હતો?" વીણાએ પૂછ્યું.

" વિચાર કર્યો હતો—" પદ્મા વિચાર કરતી બોલી, " કહું છું હો. હં. જોને, આપણી સુશીલાનાં લગ્ન થવાની વાતો થાય છે, તેથી આપણે બધી બહેનપણીઓ એકઠી થઇને ત્હેને તે સંબંધે વિચાર જણાવીએ તો ઠીક એવું એને લાગ્યું હતું. પણ વારૂ વીણા, તું તો કહે, લગ્નના વિષયમાં ત્હારો શો મત છે ? તું ક્યારે લગ્ન કરીશ ? "

" હું તો કદી લગ્ન કરનાર જ નથી. " વીણાએ આમ એકદમ પોતાનો ચોકખો વિચાર જણાવ્યો. તે સાંભળીને જ્યોત્સ્ના અને પદ્મા ક્ષણભર ચૂપ થઈ ગઈ.

" એટલે ! લગ્ન કરવાં જ નથી ? "

" નહિ જ. લગ્ન કરીને પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવવાનું અને પુરૂષોનું દાસત્વ સ્વીકારવાનું મ્હને લગારે પસંદ નથી. "

" પણ સ્ત્રીજાતિને એમ કહેવાથી કેમ ચાલે ? "

" ના શું કરવા ચાલે ? હવે તો આપણા જેવી કુમારિકાઓએજ ચલાવીને બતાવવું જોઇશે ! "

" ત્હારા જેવી કુમારિકાથી કદાચિત્ એ બની શકે, પણ અમ્હારી વાત—" એટલામાં પદ્માની દૃષ્ટિ સ્હામે આવતી સુશીલા તરફ ગઇ, તે સાથેજ તે બોલી ઉઠી: " જુઓ પેલી સુશીલા આવી !" આમ કહી પાસે આવી પહોંચેલી સુશીલાને ઉદ્દેશીને ત્હેણે કહ્યું: "વાહ ! સુશીલા, તું તો ઠીક છે હોં ! આપણે નક્કી કર્યા પ્રમાણે અમે ક્યારનાં યે આવીને બેઠાં છીએ ને ત્હારી વાટ જોઇએ છીએ. આ વિચાર ઉભો કરનાર તું હતી તેથી ખરી રીતે તો ત્હારે સૌથી પહેલાં આવવું જોઇતું હતું—"

" હા—" સુશીલાએ ઉત્તર આપ્યો: " પણ આજ મ્હને જોવા માટે ત્હાંથી માણસો આવનાર હતાં તેથી મ્હારી બાએ મ્હને રોકી રાખી."

" પછી તેઓ આવ્યા કે નહિ ? "

" ના, થોડીવાર પછી નોકર આવીને કહી ગયો કે બધાં આવતી કાલે સ્હાંજે આવશે. "

" જોયું ને આપણો પુરૂષવર્ગ સમય સાચવવાનું કેવું જાણે છે તે !" વીણા વચ્ચેજ બોલી ઉઠી.

" પણ હવે ચાલવું છે કે નહિ ? " જ્યોત્સ્નાએ ઉભાં થઇને કહ્યું: " જુઓ તો ખરાં, સડક ઉપરના વીજળીના દીવા પણ થયા. "

" હા ચાલો. ત્હમે બધાં મ્હારી વાટ જોશો એમ ધારીનેજ હું

આવી છું. પણ જ્યોત્સ્ના, ત્હેં વીણાને પૂછ્યું કે ? ” સુશીલાએ કહ્યું.

“ પૂછ્યું ! ” વીણા પોતેજ વચ્ચે બોલી ઉઠી, “ અને મ્હેં ત્હેમને મ્હારો ચોકખો ને ચટ અભિપ્રાય પણ કહી દીધો. ત્હારાં તો લગ્ન હવે નક્કી જ કરી ચૂક્યાં છે; અને પદ્મા તથા જ્યોત્સ્નાનાં લગ્ન પણ થોડા વખતમાં ઠરશે, પણ હું તો લગ્ન કરનાર નથી જ. ”

આમ કહીને તે ચાલવા માંડી. ત્હેની પાછળ સુશીલા, જ્યોત્સ્ના અને પદ્મા પણ ઘેર જવા નીકળ્યાં.

( ૩ )




હેરમાં લીલાધર વૈદ્ય ઘણાજ પ્રસિદ્ધ હતા. ત્હેમની ચાર પેઢીથી વૈદકનો ધંધો ચાલતો હતો. લીલાધર પોતાના ધંધામાં પૂર્ણ રીતે પ્રવીણ હતા; પરંતુ ગલીએ ગલીએ ઉભરાઇ જતા ડોકટરોએ પોતાની માફક ત્હેમને પણ પોતાને ત્હાં રોગી આવવા માટે સ્હવારથી સ્હાંજ સુધી જપ કરતા બનાવ્યા હતા. લીલાધર હમણાંજ એ ચાર દેવમન્દિરોમાં દર્શન કરીને ઘેર આવ્યા હતા. ત્હેમના બેઠકના ખંડમાં મંદ પ્રકાશે બળતા દીવાને ઠીક કરી, તે પોતાની શાસ્ત્રીશાઇ પાઘડી-ને ખીંટીએ ભરાવવા જતા હતા, એટલામાં જીનો ખખડયો. વૈદ્યે તુરતજ વાંકાવળીને જીના તરફ જોયું, તો બુટના ચડ, ચડ, અવાજ કરતી એક વ્યક્તિ ઉપર આવતી ત્હેમની નજરે પડી.

“ આવો બેરિસ્ટર સાહેબ, ” ઉપર આવેલા ગૃહસ્થને નમસ્કાર કરતાં લીલાધરે કહ્યું: “ કેમ, હવે ત્હમારા ઘરમાં કેવી પ્રકૃતિ છે ? ”

“ વૈદ્યરાજ, પ્રકૃતિ સુધરવાને બદલે વધારે ને વધારે બગડતી જાય છે. ”

“ તો પછી હવે મ્હારે કરવું શું ? દરદીની પ્રકૃતિ નજરે જોયા શિવાય હું ઓસડ પણ શું આપું ? ત્હમારા કહેવા ઉપરથી માત્ર કલ્પના કરીને હું ઓસડ આપું છું. પણ ત્હમે મ્હોઢેથી કહો અને અમે પોતે રોગીને નજરે જોઇએ ત્હેમાં બહુજ ફેર રહે છે. માત્ર ત્હમારા કહેણ ઉપરથી અમારે રોગનું નિદાન શી રીતે ઠરાવવું અને એની ચિકિત્સા પણ કરવી કેવી રીતે ? ”

“ વૈદ્યરાજ, એ હું નથી સ્હમજતો એમ ત્હમને લાગે છે ? પણ હવે હુંએ શું કરૂં ? એનો સ્વભાવ જ એવો હઠીલો છે. ત્હેને હવે કોઇએ

શું કરી શકે ?"

"તો પછી હું પણ નાઇલાજ છું ! ત્હમે મ્હને કહો છો તે સઘળી વાતોનો યોગ્ય વિચાર કરીને જ મ્હેં ઓસડ આપ્યું છે. જો ગુણ થવાનો હશે તો એજ ઓસડથી થશે."

"ઠીક છે, તો પછી એજ આપો." બાટલી વૈદ્યરાજની સ્હામે મૂકતાં બેરિસ્ટર સાહેબ બોલ્યાઃ "હવે તો એના આ રોગથી હું પણ કંટાળી ગયો છું. ઘરમાં શેની ખોટ છે ? કહ્યું સારામાં સારા ડૉકટરને બોલાવીએ. તો કહે છે કે, ડૉકટરનું તો નામે દેશો નહિ. વૈદ્યરાજ, એ ત્હમારી આ દેશી ઝાડપાલાની દવા લેછે તે પણ હું તો ભાગ્ય સ્હમજું છું."

એટલામાં વૈદ્યરાજે દવાના કબાટમાંથી એક બે શીશીઓ કાઢી. ત્હેમાંથી થોડીક દવા હાથમાંની બાટલીમાં નાખી, અને તે બેરિસ્ટર સ્હામે ધરતાં સહજ હસતાં હસતાં બોલ્યાઃ "બેરિસ્ટર સાહેબ, જ્યહાં હોય ત્યહાં કંઇને કંઇ એવુંજ હોય છે ! નહિ તો સાહેબ ત્હમે તો રહ્યા મ્હોટા માણસ. મ્હોટી મ્હોટી પરીક્ષાઓ આપી આવેલા ડૉકટરો છોડીને મ્હારા જેવા સાધારણ વૈદ્ય પાસે થોડાજ આવવાના હતા ! પણ એવાં જુના વિચારનાં બૈરાંઓએજ અમ્હારો ધંધો ટકાવી રાખ્યો છે."

"હા. હવે તો એમજ કહેવું જોઇએ ! વારુ, પણ દવામાં કંઇ ફેર-ફાર કર્યો છે કે ?"

"નારે ના ! એનું એજ ઓસડ અને એનાં એજ અનુપાન."

"ઠીક છે ત્યહારે." આમ કહીને બેરિસ્ટર સાહેબે વૈદ્યના હાથમાં એક રૂપીઓ મૂક્યો.

"પણ મ્હારી પાસે છુટા પૈસા નથી તે..." વૈદ્યરાજે ખીસાં તપાસતાં તપાસતાં કહ્યું.

"કંઇ નહિ રહેવા દો. બીજા દિવસની ફીમાં વળશે." એમ કહી વૈદ્યને 'સાહેબજી' કહેતા બેરિસ્ટર સાહેબ જીનો ઉતરી ગયા.

( ૪ )



આ ત્રણે પ્રસંગ અમદાવાદમાં એકજ દિવસે સંધ્યાકાળે ક્રમાનુસાર બન્યા૦ અને પણ તેજ દિવસે બન્યો.

પરન્તુ તે પ્રસંગ અમદાવાદથી ત્રણસોને તેર માઇલ દૂર એટલે મુંબઇમાં બન્યો હતો. તે વખતે આઠ વાગ્યા હતા. ભાયખલા ઉપરના 'ડાયમન્ડ લૉજ' ના એક

ખંડમાં એક તરૂણ વિદ્યાર્થી ખુરશી ઉપર બેઠો હતો. ટેબલ ઉપર કેટલાંક વૈદ્યકના અભ્યાસનાં પુસ્તકો આડાં અવળાં પડયાં હતાં. પાસેજ એક ઉઘાડી ટ્રંક પડી હતી. તે તરૂણ એ પેટી ભરવાની ગરબડમાં હતો, એટલામાં દરવાજો ઉઘડયો અને આશરે ચૌદેક વર્ષનો એક બ્રાહ્મણનો છોકરો એક હાથમાં ચ્હાનો પ્યાલો અને બીજા હાથમાં નાસ્તાની રકેબી લઇને અંદર આવ્યો. ત્હેને જોતાં જ તે યુવકે મેજ ઉપરનાં પુસ્તકો એક બાજુએ કરી, થયેલી જગામાં હાથમાંની વસ્તુઓ મૂકવાનું એ બ્રહ્મકુમાર (!) ને કહ્યું. સૂચવ્યા પ્રમાણે ચ્હા અને નાસ્તો ટેબલ પર મૂકી ત્હેણે કહ્યું: “ સાહેબ, બીજું કંઇ ?—ડયૂકનો સોડા, લિંબૂ, રાસબરી, અથવા સિગ્ઝર, સિગારેટ, ચિરૂટ કંઇ લાવું કે ? ”

ધીટપણે પૂછાયલા એ છોકરાના પ્રશ્ન સાંભળી તે તરૂણ ત્હેની તરફ કૌતુકથી જોઇ રહ્યો; ત્હેનો નીડર અવાજ અને વાતચિતની ચાલાકી જોઇને તે ખુશ થયો અને તે છોકરાને પૂછ્યું: “ ત્હારૂં નામ શું ? ”

“ શંકર. ”

“ ત્હારે માબાપ છે ? ત્હારૂં ગામ કયું ? ”

“ મ્હારે તો કોઇ નથી સાહેબ. બાપ તો મ્હારી બા સાથે ટંટો કરીને ક્યહાંઇ ન્હાસી ગયા છે, અને મા હતી તે થોડાજ વખત ઉપર મરી ગઇ. દેશમાં મ્હારે બે ખેતર છે; પણ એ તો કાકા પચાવી પડયા છે ! હું ગુજરાતનો છું; મ્હારૂં ગામ અમદાવાદ પાસે છે. ભૂવાલડી એનું નામ. ”

“ ત્હારે તું અહિં શી રીતે આવ્યો ? ”

“ આ હોટલવાળા રામજી પટેલ અમારા ગામના છે. તે ત્યહાં આવ્યા હતા તે વખતે હું ત્હેમની સાથે અહિં આવ્યો છું. ”

“ ત્હને એ શું પગાર આપે છે ? ”

“ આપે છે ખાવું પીવું ને દોઢ રૂપીઓ. ”

“ અને કામ કેટલા કલાક કરવું પડે છે ? ”

“ સ્હવારના પાંચ વાગેથી રાતના અગિઆર વાગ્યા સુધી. ”

તે તરૂણ ક્ષણભર શાન્ત રહ્યો. ત્હેના મનમાં કંઇક વિચાર થઇ આવ્યો. ફરીથી ત્હેણે તે છોકરાને પૂછ્યું: “ તું કંઇ ભણ્યો છે ? ”

“ ગુજરાતી ચાર ચોપડીઓ શીખ્યો છું સાહેબ ! ”

“ ત્હારી આગળ ભણવાની ઇચ્છા છે ? ”

“ સાહેબ, ઇચ્છા હોય પણ શા ખપની ! ”

" પણ શીખવાની ત્હારી ઇચ્છા છે ખરી ?" વળી ક્ષણભર વિચાર કરી ત્હેણે કહ્યું: " તો પછી ત્હારા લાભની હું એક વાત કહું, એ તું સાંભળીશ ખરો ? "

" શા માટે નહિ સાંભળું સાહેબ ! "

" તો ચાલ મ્હારી સાથે—હું ત્હને અમદાવાદ મ્હારે ઘેર લઇ જઇશ. ત્હોં હું ત્હારી બધી વ્યવસ્થા કરીશ. પણ એટલું ધ્યાનમાં રાખજે કે, સારૂં વર્તન રાખીને હોંશાઆરીવાળા અભ્યાસ કરવો પડશે. "

" સાહેબ, એ તો મ્હારૂં કામ. પણ ત્હમે મ્હને અમદાવાદ ક્ય્હારે લઇ જશો ? "

" ક્ય્હારે એટલે ! હમણાં જ, છે ને તૈયાર ? "

" હમણાંજ ! હા, ત્ય્હારે હું રામા કાકાને કહી આવું. હું કંઇ એમની સાથે બંધાયલો નથી. "

" ઠીક ત્ય્હારે, જા કહી આવ અને જમીને આવ. પણ ત્હને તાર કરતાં આવડે છે કે? "

" હાજી. "

" ઠીક ત્ય્હારે, જો એમ કર. રામજી પટેલને કહીને પછી ત્હેમની રજા મળે કે તુરત આ તાર કરી આવ અને જમીને જલદીજ અહિં આવ. મેલમાં આપણે જવાનું છે. સમજ્યો ? આવતી વખતે ત્હારાં કપડાં-ચપડાં હોય તો લેતો આવજે. "

છોકરો જવા લાગ્યો, ત્હેને ઉભો રાખીને તે યુવકે કહ્યું, " અને જો, રામજી પટેલ કદાચ ત્હને રજા ન આપે તો મ્હને કહી જજે એટલે હું આવીને ત્હેને મળીશ. "

તીરની માફક શંકર ત્ય્હાંથી નીકળ્યો. ત્હેના ગયા પછી તે તરૂણે નાસ્તાનો આરંભ કર્યો. જમતી વખતે ત્હેના મનમાં શંકર સંબંધે જ વિચારો ઘોળાતા હતા.

પ્રિય વાચક ! પ્રસ્તુત ઉપોદ્‌ઘાતમાં વર્ણવેલા આ ચારે જૂદા જૂદા પ્રસંગોમાંની વ્યક્તિઓ એજ આપણી આ કથાનાં મુખ્ય પાત્રો છે.



## ( હિન્દુ સાંસારિક ચાલુ સચિત્ર વાર્તા. )

### પ્રકરણ પહેલું.

### સત્યધર્માશ્રમ.

" સત્ય, ધર્મ તણા પાઠો, મળે જ્યહાં સહુ લોકને;
ભૂલે જ્યહાં દર્દીઓ દુ:ખ, દેવો તે ભૂમિમાં રમે. "



સૂર્યાસ્તનો સમય હતો. પૂર્વ દિશામાંથી રજનીવલ્લભ ચંદ્ર ઉંચે આવતો હતો, પશ્ચિમ દિશામાં દિનમણી સૂર્ય નીચે જતો હતો. રૂપેરી રસથી રસી લીધું હોય ત્હેવું પૂર્વાકાશ સફેદ જણાતું હતું. ત્હારે પશ્ચિમાકાશ સુવર્ણ રસથી રસી લીધું હોય ત્હેવું પીળા રંગનું લાગતું હતું. એ સમયે સાભ્રમતિ નદીનું નૈસર્ગિક સ્વરૂપ અત્યંત મનોહર દેખાતું હતું. વાંકી ચૂકી થતી સર્પાકારે વહેતી નદીનું વિવિધ સ્થળેથી જણાતું નયનઠારક, ભવ્ય અને સુન્દર દૃશ્ય, રસિકોનાં મન સહજે વિસ્મયતાથી ભરી દઇ એવી નૈસર્ગિક વિચિત્ર પણ મનોહર સૃષ્ટિનિયંતાની અદ્વિતીય રસિકતાની, અતર્ક્ય કલ્પનાઓની અને અદ્દભુત ચતુરાઈની ઓળખાણ કરાવતું હતું. અનંતકાળ શાન્તપણે વહનારી સાભ્રમતિના કાંઠે, એક ઉંચી ટેકરી ઉપરના શિવાલયથી થોડેક છેટે, લીલીછમ ઝાડીમાં એક પર્ણકુટિમાં સર્વસંગ પરિત્યાગ કરેલી બે વિભૂતિઓ બેઠી હતી. બહારની બાજુએ રમણીય પાંગણપટમાં કેટલીક ભાવિક મંડળી બેઠી બેઠી પરસ્પરમાં ધીમા–હલકે સાદે વિવિધ વિષયો ચર્ચી રહી હતી.

અમદાવાદમાં એ પર્ણકુટિ થોડા સમયથી ' સત્યધર્માશ્રમ ' નામથી પ્રસિદ્ધ થઇ હતી. આશ્રમની સ્હામે એક સુંદર ઉપવન બનાવવામાં આવ્યું હતું. આ આશ્રમમાં સાચા ધર્મની જ સદૈવ વાતો થતી હોવાથી ત્હેના નામ પ્રમાણે તે ખરેખરો જ સત્ય ધર્મનો જ આશ્રમ થઇ પડયો હતો. અત્યારે આશ્રમમ વચ્ચોવચ્ચ વ્યાઘ્ર ચર્મ ઉપર સત્યાનંદ સ્વામી ધ્યાનસ્થ સ્થિતિમાં બેઠા હતા. ત્હેમનું વય પચાસ—પંચાવન વર્ષનું લાગતું હતું. પરન્તુ ત્હેમનો ચહેરો ઘણો જ ભવ્ય જણાતો હતો. સ્વામી પાસે ત્હેમની તરફ એકાગ્રતાથી જોઇ રહેલી, ભગવાં વસ્ત્રો પરિધાન કરેલી, ત્રીસ પાંત્રીસેક વર્ષની એક સતેજ સ્ત્રી બેઠી હતી. લોકો ત્હેને ભારતી મૈયાના નામથી ઓળખતાં હતાં. પહેલાં એ ભારતીમૈયા અમદાવાદના પ્રસિદ્ધ ઝવેરી ગુણવંતલાલના ઘેર, ત્હેમના દીકરા વિહારીને સંભાળવા માટે રહી હતી, પણ પાછળથી વિહારી ઉમ્મર લાયક થતાં, ગુણવંતલાલની રજાથી તે તીર્થયાત્રા કરવા નીકળી હતી. બે વર્ષ ભારતવર્ષનાં અનેક પવિત્ર સ્થળો ફરી વળ્યા પછી, હરદ્વારના એક આશ્રમમાં સત્યાનંદ સ્વામી સાથે ત્હેનો મેળાપ થયો અને સ્વામીની નિઃસીમ ભગવદ્‌ભક્તિ જોઇ ત્હેમની શિષ્યા થઇ રહેવાનું પસંદ કર્યું. તે પછી ફરતા ફરતાં તેઓ અમદાવાદમાં આવ્યાં. શરૂઆતમાં કેટલાક દિવસો નદીના સામા કાંઠાના શિવાલયમાં ગાળ્યા પછી, સાબ્રમતિની ઉપર વર્ણવેલી અલૌકિક વિશ્વરચના જોઈને, આવા રમ્ય સ્થળે પર્ણકુટિ બાંધી ઇશ્વરોપાસના કરવી, એવી સ્વામીજીની ઇચ્છા થઇ. ભારતીમૈયાએ તે વાત ગુણવંતલાલના કાને નાંખી અને ત્હેમણે એટલી જગા વેચાતી લઇ સ્વામીજીની ઇચ્છા પ્રમાણે આશ્રમનું મકાન બંધાવી આપ્યું.

થોડા વખતે સ્વામીજી ' ॐ परमात्मने नमः ' કહીને ઉઠયા. ભારતી મૈયાએ ત્હેમને વન્દન કર્યું. સ્વામીજી દરવાજામાંથી નીકળ્યા કે બહાર બેઠેલા મંડળે પણ ઉભા થઇને વન્દન કર્યું. તે સ્વીકારી સ્વામી એ મંડળની વચ્ચે ગોઠવેલા એક આસન ઉપર બેઠા. ધીમે ધીમે સ્વામીજીએ ત્હાં બેઠેલા મંડળને કુશળ સમાચાર પૂછ્યા, એટલામાં મંડળમાંથી ઉઠીને એક વ્યક્તિ સ્વામીજીની આગળ આવીને બેઠી. તે ગૃહસ્થ ચાળીસ પિસ્તાળીસ વર્ષની ઉમ્મરના જણાતા હતા. પાછલા ચાર દિવસથી તે સ્વામી સાથે વિવિધ વિષયો ઉપર વાદવિવાદ કરી પોતાની શંકાઓનું નિવારણ કરી લેતા હતા. સ્વામીજીએ આશ્રમ સ્થાપન કર્યા પછી શરૂઆતના ચાર છ મહિનાં સુધી અમદાવાદની કુત્સિત, નાસ્તિક અને નિંદાખોર ટોળી તરફથી ત્હેમને ઘણોજ ત્રાસ આપવામાં આવ્યો હતો. પરન્તુ 'સત્ય ત્રિકાલાબાધિત સત્ય જ હોય છે'

એ તત્વાનુસાર, તે ટોળીના જોવામાં સ્વામીજીનું ખરૂં તેજ જણાઇ આવ્યું. અને એ વિરોધીઓમાંના ઘણાઓનો હેમના તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થયો. પ્રત્યેક જીજ્ઞાસુની શંકા કે પ્રશ્ન તેઓ શાન્ત ચિત્તે સાંભળીને, હેનો મધુર અને પ્રેમળ ભાષામાં ઉત્તર આપી એવી અસરકારક રીતે સમાધાન કરતા કે બધા હેમના આગળ મુગ્ધ બની જતા.

સ્વામીજીની આગળ આવીને બેઠેલા ગૃહસ્થે પૂછ્યું, "સ્વામીજી, મ્હને એક શંકા થાય છે કે, હાલમા ચાલી રહેલા જૂદા જૂદા પંથો અને વિવિધ સમાજોને લીધે લોકોની ધર્મ ઉપરની શ્રદ્ધા ઓછી થતી જાય છે."

"જૂદા જૂદા સમાજો અને પંથોને લીધે લોકોની ધર્મ ઉપરની શ્રદ્ધા ઘટતી જાય છે, એ તમારા મનમા ઉદ્ભવેલો પ્રશ્ન ભૂલ ભરેલો છે." સ્વામીજીએ પૂછાયલી શંકાનો ઉત્તર આપતાં કહ્યું: "કારણ કે, જૂદા જૂદા સમાજો કિંવા પંથો ઉત્પન્ન થવાનાં કારણોનો વિચાર કરવાથી સત્ય વસ્તુસ્થિતિ ત્હમારા લક્ષ્યમાં આવશે એવી મ્હારી ખાત્રી છે. સામ્પ્રત શતક–ત્હમે જહેને સુધારણાનુ શતક કહો છો તે શતક-મા પ્રચલિત રીતરિવાજો સાથે પોતાના ધર્મમાંના જૂના મતો અનુકૂળ નહિ થવાથી, કેટલાક વિવેકસંપન્ન ગૃહસ્થોની પોતાના ધર્મ ઉપરની શ્રદ્ધા ઉલટી કમી થવા લાગી. જો જૂના મતો પોતાને પસંદ ન પડે તોપણ પોતે ધર્મપરાઙ્મુખ ન થાય, એ જ ઉદ્દેશથી એ મંડળો-એ, પોતાને માન્ય હોય તે ધર્મનાં શુદ્ધ તત્વો એક બાજુએ કાઢીને આ સમાજોની સ્થાપના કરી છે."

"પરંતુ, સ્વામીજી, પોતાના જૂના ધર્મમતો તે મંડળોને શા માટે માન્ય ન હોય !" બાજુમાં બેઠેલા એક વૃદ્ધ ગૃહસ્થે વચ્ચે જ પૂછ્યું: "શું આપણા પૂજ્ય ધાર્મિક મહાપુરુષોના કરતાં આજકાલના એ લોકો વધારે ડાહ્યા થઇ ગયા ? અથવા તે જુના ધર્મમતોથી હેમની કંઇ હાનિ થવા લાગી હશે ?"

"ધર્મથી કદીએ હાનિ થઇ નથી અને કોઇ પણ દિવસ થશે પણ નાહ. પરન્તુ હાલના સમયે જે જૂના મતો કેટલાક ઠેકાણે અતિશયોક્તિવાળા, ભ્રાંતિમૂલક અને અનેક રીતે પાછળ હઠાવનારા લાગવા માંડયા છે; તે છતાં પણ પ્રાચીન કાળથી ચાલતા આવેલા ધર્મમાં તે મતોને એવા ઓતપ્રોત કરી નાખવામાં આવ્યા છે કે, હેમને ધર્મમાંથી જુદા પાડવા શક્ય ન હોવાથી, માત્ર પોતાને માન્ય એવાં શુદ્ધ તત્વો એક બાજુએ કાઢી, જડત્વ, વિકારત્વ, સાકારત્વ, મૂર્તત્વ ઇત્યાદિ બાહ્યેન્દ્રિયોને ગોચર ન થનારા જ્હેના ગુણ છે, એવા સર્વવ્યાપી પરમાત્મામાં અચલ નિષ્ઠા રાખી, હેનેજ

એક આરાધ્ય દેવ માની, હેનું ધ્યાન, ભજન, આરાધના અને પ્રાર્થના કરવા માટે એ જૂદા જૂદા સમાજોની વિદ્વાન્ પુરૂષોએ સ્થાપના કરી છે."

"એમ કે? મ્હારે તો આ સ્થાપન થયેલા અનેક સમાજોમાં આપણો જ ધર્મ ચાલે છે એવું જ ને?" તે વૃદ્ધ પુરૂષે પૂછ્યું.

"હા. પણ આ સમાજોમાં આપણો ધર્મ ચાલતો નથી એવી ત્હમને શંકા થવાનું કારણ શું?" સ્વામીએ ત્હેને પ્રશ્ન કર્યો.

"કારણ શાનું? મ્હારો મ્હોટો છોકરો વિશ્વનાથ આટલા દિવસ પ્રાર્થનાસમાજમાં જતો હતો. પરંતુ હમણાં ત્હેણે એ સમાજ છોડી દીધો છે અને એક અંગ્રેજ સ્ત્રીએ કાઢેલા નવીન પંથમાં જઈને ભળ્યો છે. ત્યારે એ બધું શું હશે? એ પંથ અને પેલો સમાજ એ બધા જૂદા જૂદા શા માટે, એવી મ્હને શંકા થાય છે. પણ જો છોકરાને એ વિષે પુછું તો મ્હને ગાંડો ઠરાવી દે!"

"એમ! હવે સમજાયું. ત્હમારી એ શંકા બરોબર છે. પણ એ શંકાનું સમાધાન કરવા માટે ત્હેનું મૂળ શું છે તે આપણે પહેલાં તપાસીએ. જુઓ—જે પ્રમાણે એકાદ મુશ્કેલ ગઢ ઉપર ચઢવા માટે જૂદા જૂદા રસ્તાઓ હોય છે, તે જ પ્રમાણે આ જૂદા જૂદા ધર્મપંથો છે. તેના ગઢ ઉપર ચઢવા માટે આ બધા જૂદા જૂદા રસ્તાઓ જે જે મંડળોએ શોધી કાઢ્યા છે, તે તે પોતપોતાના મન પ્રમાણે તેમણે સુલભ ધારીને જ કર્યા છે. તે જ પ્રમાણે આ જૂદા જૂદા સમાજો અને પંથોનું પણ સ્હમજવું. પેલા મુશ્કેલ ગઢને સ્થાને આપણે ઈશ્વરને કલ્પવો. ત્હેની પાસે જવું ઘણુંજ મુસ્કેલ છે; તોપણ તે સર્વ સ્થળે હોઈ એકજ છે. કારણ ઉપનિષદ્‌માં કહ્યું છે કે:—

एको देवः सर्वभूतेषु गूढः।
सर्वव्यापी सर्वभूतान्तरात्मा॥
कर्माध्यक्षः सर्व भूताधिवासः।
साक्षी चेतः केवलो निर्गुणश्च॥

એ વચન પ્રમાણે પ્રભુ એકજ છે, એવું જહેને પૂર્ણપણે જણાયું, ત્હેના ઉપર જહેની પૂર્ણ શ્રદ્ધા બેઠી, તે પછી ગમે તે પંથે જાય, ગમે તે સમાજમાં ભળે, તોપણ છેવટે ધ્યેયના કેન્દ્રસ્થાને તે પહોંચવાનો એ વાત નિર્વિવાદ છે।"

એટલું કહી આંખો મિંચીને સ્વામી ધ્યાનસ્થ થયા. તે વખતે ત્યહાં પૂર્ણ રીતે શાન્તિનું સામ્રાજ્ય પ્રસર્યું હતું. પણ ક્ષણ વારમાં તે શાન્તિનો

ભંગ કરનાર ઘોડાની પગરવટનો 'ટપ્ટપ્' અવાજ સંભળાવા લાગ્યો. એક ગાડી પાછળના રસ્તા ઉપર આવીને ઉભી રહી અને ગાડીવાને બત્તી ધરતાંજ આશરે પંચાવન વર્ષની વયનો એક ગૃહસ્થ ગાડીમાંથી નીચે ઉતર્યો. ત્હેનો પોશાક સાદો છતાં ટાપટીપીયો હતો. ઘોડાનો પગરવ સંભળાતાં જ સ્વામીએ નેત્રો ઉઘાડ્યાં. દૂરથી હાથફાનસનો પ્રકાશ દેખાવા લાગ્યો. સ્વામીએ ભારતીમૈયા સ્હામે જોયું, મૈયા ઉઠીને દરવાજા વચ્ચે આવીને ઉભાં રહ્યાં. અને આવનાર ગૃહસ્થને જોઇને ત્હેમણે કહ્યું:— "સ્વામીના દર્શને ગુણવંતલાલ આવે છે."

એટલામાં ગુણવંતલાલ ઝવેરી આશ્રમમાં આવ્યા. બહાર આંગણામાં બેઠેલા મંડળે ત્હેમને અંદર જવા માટે રસ્તો કરી આપ્યો. ઝવેરી અંદર ગયા અને સ્વામીને વન્દન કરીને બેઠા. સ્વામીએ આશીર્વાદ આપી, કુશળતા પૂછી ત્હેમને પોતાની પાસે બેસવાનું કહ્યું.

ઝવેરી ઉઠયા અને સ્વામીજીની નજીક બેસતાં બેસતાં બોલ્યા:— "મુંબઇથી વિહારીનો આજે જ તાર આવ્યો છે. ત્હેમાં જણાવે છે કે, કાલથી ત્હેની કૉલેજ બંધ થાય છે, તેથી અહિં આવવા માટે તે આજ રાતની ગાડીમાં ત્યાંથી નીકળનાર છે. થોડા દિવસ પહેલાં આપે ત્હેના સમ્બન્ધમાં મ્હને પૂછયું હતું તેથી તે આવનાર છે એ વાત કહેવા હું ખાસ આપની પાસે આવ્યો છું."

આ સમાચાર સાંભળી સ્વામીએ પોતાની આંખો થોડીવાર સુધી બંધ કરી, અને એક નિસાસો મૂકીને કહ્યું:—"ઠી...ક—આનંદ છે. આવવા દો."

સ્વામીએ મૂકેલો નિસાસો ભારતીમૈયાના લક્ષમાં આવ્યો; પરન્તુ તે કંઇ બોલ્યાં નહિ. કંઇપણ અનિષ્ઠ પ્રકાર હોવા શિવાય સ્વામી આમ નિશ્વાસ મૂકે નહિ, એવી ત્હેમની ખાત્રી હતી. સ્વામીનો એ નિશ્વાસ વિહારી ઉપર આવનાર કંઇ પણ શંકાનું સૂચક ચિહ્ન છે એવું ત્હેમને લાગ્યું. મનું ત્હેમન અસ્વસ્થ બન્યું ! ઝવેરીને એ બનાવ સાધારણ લાગ્યો અને ત્હેમણે તો તે તરફ ધ્યાન પણ આપ્યું નહિ.

* * * * * *

એટલામાં આશ્રમની બહાર અંધારામાં 'મૈયા' 'મૈયા' એવી કોઇની હાંક મારવાનો કોમળ ધ્વનિ થયો. તે સાથેજ બેઠેલી મંડળીનું ધ્યાન દરવાજા તરફ ખેંચાયું. ભારતીમૈયા ધીમેથી ઉઠીને દરવાજા આગળ ગયાં અને બહાર જોયું તો દરવાજાની પાસેજ અંધારામાં ચૌદ પંદરેક વર્ષની એક તરૂણી ઉભેલી જણાઇ.



ચૌદ વર્ષનો એક બ્રાહ્મણનો છોકરો એક હાથમાં ચ્હાનો પ્યાલો અને બીજા હાથમાં નાસ્તાની રકાબી લઈને અંદર આવ્યો.

( જુઓ પૃષ્ઠ ૭ )

M. Vadilal & Co. Ahmedabad

ચિત્ર નં. ૩ જું.



આરતી નયની પાછળ પાછળ તે બાલિકા ધીમે ધીમે નીચા વળીએ અંદર ગઈ અને સ્વામીને નમસ્કાર કર્યા

જુઓ પૃષ્ઠ ૧૫.

" કોણ? શું કામ છે?"

ઉત્તરમાં માત્ર અસ્ફુટ રીતે ધીમેથી નીકળતા ડુસ્કાનો અવાજ આવ્યો. ભારતીમૈયા તે સાંભળતાંજ ત્હેની તરફ ગયાં, અને સ્નેહભર્યા અવાજે કહ્યું:–" કેમ બ્હેન! રડીશ નહિ. તું ક્યહાંથી આવી છે? સ્વામીના દર્શન માટે આવી છે કે?"

" હા...આ...હા—ના-મૈયા, મ્હારી સાથે આવો! મ્હારી બા આ..." પુનઃ તે બાલિકા ડુસ્કાં ખાવા લાગી.

" ત્હારી બા?" આશ્ચર્યથી ભારતીમૈયાએ પૂછ્યું, "હા, હા–હવે સ્હમજાયું! હું ત્હમારે ત્યાં બે ત્રણ વખત આવી ગઈ છું! ઠીક, પણ ત્હારી બાને શું થયું છે, બ્હેન? શાન્તિથી કહે. એમ રડીશ નહિ!"

આમ કહીને ત્હેમણે તે બાલિકાને હૈયાસરસી ચાંપી. ત્હેની પીઠે વાત્સલ્ય ભાવે હાથ ફેરવવા માંડયા, ને ત્હેને આશ્વાસન આપતાં બોલ્યાં, "ત્હારી બાને શું થયું છે બ્હેન? આજકાલ ઘણા દિવસ થયાં હું તે તરફ આવી શકી નથી. પણ એમને શું થયું છે તે મ્હને કહે. બાપુ, આવ અંદર આવ. જરા સ્વામી પાસે બેસ. બધું ઠીક થઇ રહેશે. બ્હેન."

ભારતીમૈયાની પાછળ પાછળ તે બાલિકા ધીમે ધીમે નીચી દૃષ્ટીએ અંદર ગઇ, અને સ્વામીને નમસ્કાર કર્યા. (જુઓ ચિત્ર નં. ૩ જું.)

" સુખી ભવ!"

સ્વામીએ એકદમ આશીર્વાદ આપ્યો; પરંતુ સ્હામે જ બેઠેલી તે બાલિકાના સ્હામે જોતાં ત્હેનો કરમાઇ ગયેલો ચ્હેરો દૃષ્ટીએ પડતાંજ સ્વામી ચમકી ગયા! પોતાની બેઠક ઉપર. સ્હેજ પાછા હઠી ગયા. ફરીથી ત્હેમણે પોતાની દૃષ્ટિ તે આગન્તુક બાલિકાના ચ્હેરા ઉપર સ્થાપી. મીટ પણ માંડયા વિના કેટલોક વખત તે સ્હામેજ જોઈ નિહાળી રહ્યા. ધીમે ધીમે ત્હેમની મુખચર્યામાં ફરક પડવા લાગ્યો. તે બાલિકા ગતભર્તૃકા એટલે વિધવા હતી, ત્હેને પોતે "સુખી ભવ" એવો આશીર્વાદ આપ્યો તેથી સ્વામી વિચારમાં પડયા હશે? નહિ! ત્હેવો કોઈ પ્રકાર જણાતો નથી. કારણ સ્વામી ત્હેના મુખ તરફ કોઇ જુદીજ દૃષ્ટિથી જોઇ રહ્યા હતા. એટલા અલ્પ સમયમાં ત્હેના મનરૂપી ચિત્રપટ ઉપર વિચાર રૂપી કેટલાંક ચિત્રો અંકિત થઇ ગયાં. પોતાની તરફ સ્વામી અચળ દૃષ્ટિએ જોઇ રહ્યા છે, એ જોઇને તે બાલિકા ક્ષણભર વિચારમાં પડી ગઇ–ગભરાઇ ગઇ. એ સ્હમજી જવાથી સ્વામીએ તુરત ત્હેને ચિંતામુક્ત કરવા પૂછ્યું:

" બ્હેન ત્હારૂં નામ શું?"

" વિલસુ. "

" કેમ વિલસુ ! ? "

સ્વામીએ પૂછેલા પ્રશ્ન અને તે બાળા તરફથી મળેલા ઉત્તર પછી ત્હેમના મુખમાંથી નીકળેલા એ ઉદ્‌ગાર એવા ચમત્કારિક અવાજમાં હતા કે, તે સાંભળી આસપાસ બેઠેલા દરેક જણને અતિશય નવાઈ લાગી. સ્વામીના અવાજમાં એકાએક આવો ફરક કેમ પડ્યો, તે વાત ભારતીમૈયાને પણ એકાદ ગૂઢ કોયડા જેવી લાગી. તે સ્વામીને એ સંબંધમાં કંઈક પૂછવા જતાં હતાં એટલામાં સ્વામીએ નેત્રો બંધ કર્યાં છે અને ત્હેઓ ધ્યાનસ્થ છે એવું ત્હેમને જણાયું. પુનઃ તે બાલિકા અસ્ફુટ સ્વરે બોલીઃ " મૈયા, મ્હારી બા–મ્હારી બા, હમણાં તે મૃત્યુશય્યા ઉપર જ પડેલી છે. ચાલો, જલદી ચાલો મૈયા–" હવે તે બાલિકાથી દુઃખાવેગ ઉપર અંકુશ રાખી શકાયો નહિ. ડુસકાં ભરતાં ભરતાં ત્હેણે પોતાનું વાક્ય પૂરૂં કર્યુંઃ " ચાલો, મૈયા ઝટ ચાલો. ત્હમને મળવાની ત્હેને બહુ ઇચ્છા છે–ચાલો—"

બાલિકાની એ દયાર્દ્ર સ્થિતિ જોઇને ત્યહાં બેઠેલા પ્રત્યેક માણસને લાગી આવ્યું. મૈયાના હૃદયને તો તે વાત અસહ્ય થઇ પડી ! હવે શું કરવું એ પણ ત્હેમને સુઝતું નહોતું. તેથી સ્વામી ધ્યાનસ્થ સ્થિતિમાંથી ક્યહારે જાગૃત થાય એની જ ત્હેઓ વાટ જોઇ રહ્યાં હતાં. પરંતુ તે ગડમથલમાં એ બહુ વખત થઇ ગયો અને સ્વામી જલદીથી નેત્રો ઉઘાડે એવાં કંઇ ચિહ્ન જણાયાં નહિ !

વિલસુને મન એક ક્ષણ એક વર્ષ જેવી હતી. ત્હેનું ખોળીયું આશ્રમમાં અને આત્મા માંદી માતા પાસે હતો. ત્હેનાથી એ સહન થઇ શક્યું નહિ, અને ફરીથી ઘણીજ કાકલુદીથી મૈયાને વિનવતાં તેણે કહ્યુંઃ " મૈયા, ત્હમારે પગે પડું છું–ચાલો, મૈયા જલદી ચાલો—"

હવે મૈયાથી પણ રહી શકાયું નહિ. ત્હેમણે કહ્યુંઃ " હા, ચાલ બહેન. " અને ગુણવંતલાલ ઝવેરી તરફ વળીને ત્હેમણે પૂછ્યું–" ત્હમે તો હમણાં અહિં જ છોને ! "

" હા. "

" ત્યારે હું જાઉં છું. સ્વામીજી પૂછે તો હું આ બાલિકાની સાથે ગઇ છું એવું ત્હેમને કહેજો. "

" વારૂ. " ઝવેરીએ કહ્યું, " હું અહિં જ છું. ત્હમે જાઓ. "

વિલસુને લઇને ભારતીમૈયા આશ્રમમાંથી નીકળ્યાં.

# પ્રકરણ બીજું.

## સરસ્વતીની આત્મકથા.

" મુજ જેવું વૃત્ત ઘણાંકનું, શ્રૃણુશો પૂછે આ દેશમાં;
..................હિન્દુઓ, ગાળે જ જીવન કલેશમાં. "

(સ્નેહમુદ્રા.)




ત અજવાળી હતી. નિશાનાથ પોતાની વિમલ જ્યોત્સ્ના વડે વસુંધરાને સ્નાન કરાવી રહ્યા હતા, વચ્ચે વચ્ચે શુભ્ર રૂના ઢગલા જેવાં જણાતાં વિરલ વાદળ ચંદ્રપ્રભાને મ્લાન કરી રહ્યાં હતાં. સત્યધર્માશ્રમમાંથી ભારતીમૈયા નીકળ્યાં તે વખતે અંતરિક્ષમાં એક મ્હોટું કાળું વાદળ-યુથ આવેલું હોવાથી, ચંદ્રનું તેજ ઓછું થયેલું હતું ને તેથી સઘળે અજવાળું ઝાંખું થઈ ગયું હતું, એ એક દુઃશ્ચિન્હ છે એવું વિલસુના ગભરાયલા મનને લાગવા માંડયું. ભારતીમૈયાની પાછળ પાછળ ત્વરિત ગતિએ તે ચાલતી હતી. ગાઢ વાદળને લીધે ક્ષણભર રજનીનાથ અદ્દશ્ય થઈ જતાં રસ્તા ઉપર અંધારૂં ઘોર થઈ ગયું. તે સાથેજ વિલસુના હૈયામાં ધ્રાસ્કો પડયો. તે થંભી ગઈ અને ભારતીમૈયાને ઉભાં રાખતાં બોલી,

" મૈયા, કાળરાત્રિ કહે છે તે આ જ કે ? "

થડકતા અવાજે પૂછાયલા આ પ્રશ્નથી ભારતીમૈયાનું કોમલ હૃદય પાણી પાણી થઇ ગયું ! પરન્તુ ગભરાયલી વિલસુને ધીરજ આપવી જોઇએ એવા ઉદ્દેશથી ત્હેમણે ત્હેને આશ્વાસન આપતાં કહ્યું: "બાપુ, તું આમ ડરીશ નહિં. આ તો માત્ર ચંદ્રની આગળ કાળાં વાદળનું પડ થયું છે અને તેથીજ માત્ર અંધારૂં જણાય છે; થોડાજ સમયમાં તે જતું રહેશે અને પૂર્વવત્ ચંદ્ર-પ્રકાશ આપણા રસ્તાને અજવાળશે. બ્હેન, માત્ર તું આજ ડરી ગઇ છે, તેથીજ ત્હારા મનમાં એવા વિચાર આવે છે. એ તરફ તું બિલકુલ લક્ષ્ય આપીશ નહિ. "

વિલસુ ફરીથી ચાલવા માંડી. સાબરમતીનો પૂલ ઓળંગી ત્હેઓ થોડે દૂર ગયાં. ત્હાં બે ત્રણ ઝૂંપડીઓ દેખાતી હતી. તેમાંની એક ઝૂંપડી પાસે વિલસુ ઉભી રહી. આસપાસ સઘળે શાંતતા વ્યાપી રહી હતી. વિલસુએ ધીમેથી, ડરતાં ડરતાં ઝૂંપડીનાં કમાડ ઉઘાડયાં. અંદર બળતા મંદ દીવાથી

સ્પષ્ટ ન જણાતી સ્થિતિ તુરત ભારતીમૈયાના જોવામાં આવે તે હેતુથી ચંદ્રપ્રકાશ પણ કોટડીમાં આવ્યો ! વિલસુની પાછળ પાછળ ભારતીમૈયા અંદર ગયાં. પહેલા જ ખંડમાં એક ખૂણે ઢાળેલા ખાટલા ઉપર એક સ્ત્રી સૂતી હતી. ત્હેની વય લગભગ ચાળીસ વર્ષની હતી. ભારતીમૈયાને અંદર આવતાં જોતાંજ ત્હેના ચ્હેરા ઉપર ફેરફાર થઈ ગયો. ત્હેના નિસ્તેજ મુખમંડળ ઉપર મંદ હાસ્યની રેખાઓ તરી આવી, બેઠાં થવાનો પ્રયત્ન તે કરવા લાગી; પરંતુ તે વ્યર્થ ગયો. મૃત્યુએ પોતાના પાશથી ખાટલા સાથે ત્હેને બાંધવાની શરૂઆત કરી દીધી હતી. હૃદ્રોગે ત્હેના દેહને કાષ્ટવત્ બનાવી ત્હેને નિઃસત્ત્વ કરી નાખી હતી. ત્હેના શરીરમાં લગારે શક્તિ રહી નહોતી તેથી ત્હેણે સૂતાં સૂતાં જ કહ્યું, " મૈયા, હું વંદન કરૂં છું."

વિલસુની પાછળ આવતાં મૈયા સરસ્વતીને ઉઠવાનો યત્ન કરતાં જોઈ આગળ આવ્યાં અને બોલ્યાં, "સરસ્વતી, બ્હેન, સૂઇ રહો, ઉઠશો નહિં. પણ ત્હમારી હાલત એટલી વારમાં આ શી થઇ ગઈ ! પંદરેક દિવસ પહેલાં તો હું અહિં આવી હતી ને ? ત્હારે તો શરીર સારૂં હતું; અને આ એટલામાં થયું શું ?"

" શું કહું મૈયા ! નસીબ ! બીજું શું ? પણ મૈયા ઠીક થયું, છેવટની ત્હમારી ભેટ થઇ. હવે હું સુખેથી મરીશ. ત્હમારા દર્શનથી મને ધીરજ આવી. આજ ચાર દિવસથી મન અસ્વસ્થ થયું હતું, મ્હારો જીવ ટળવળી રહ્યો હતો, પણ હવે—"

મૈયાના આગમનથી થયેલા ઉત્સાહને લીધે સરસ્વતી એકદમ એટલું બધું બોલી ગઇ પણ હવે તે થાકી ગઇ. ત્હેને દમ ચ્હડી આવ્યો અને આગળ વધારે કંઇ બોલાયું નહિ.

" મનને સંપૂર્ણ રીતે શાન્ત રાખી ઈશ્વર ઉપર ભરૂંસો રાખો. " મૈયાએ ગંભીર સ્વરે કહ્યું.

" એના ઉપર મ્હારો પૂરેપૂરો વિશ્વાસ છે. સત્ય એ સદા સર્વદા સત્ય જ છે, એ વિશે મ્હારી ખાત્રી છે. પરંતુ આ મારી લાડકવાયી વિલસુને માટે મ્હારા મનમાં અતિશય ચિંતા થઇ રહી છે. મ્હારો આધાર જતો રહેતાં તે આ વિશાળ અને દુષ્ટ જગતમાં એકલી-નિરાધાર ગઇ પડશે. મૈયા, એ એકજ દારૂણ ચિંતા મ્હારા મરણની વચ્ચે આવે છે.—"

" સરસ્વતી બ્હેન, તે વાતની ત્હમે બિલકૂલ ચિંતા કરશો નહિ. આજથી વિલસુ મ્હારી છે. " મૈયાએ ત્હેને આશ્વાસન આપતાં કહ્યું.

સરસ્વતીને એ સાંભળી સંતોષ તેમજ આનંદ થયો. અને ઉપકારની લાગણીથી ત્હેણે મૈયાને કહ્યું: " અહાહા ! મૈયા ત્હમારા આ ઉપકારનો

બદલો હવે હું શી રીતે વાળીશ ! ત્હમારા આ આશ્વાસનથી મ્હારૂં મન શાન્ત થયું. ઈશ્વર ત્હમારૂં કલ્યાણ કરો ! ”

ખરેખર જ સરસ્વતીનું મન શાન્ત થયું ! ત્હેને બોલવાનો ઉત્સાહ આવ્યો. એક પળ વિરામ લઇ ત્હેણે કહ્યું: “ બૈયા, એક વખત ત્હમને મ્હારી બધી વાત કહી સંભળાવું, એવી મ્હારી ઘણી તીવ્ર ઇચ્છા થઇ છે. પણ—વિલસુ, બૈયાને બેસવા માટે કંઇક આપ. ”

વાત કરતાં હજુ બૈયાને બેસવાનું કહ્યું જ નથી એ લક્ષ્યમાં આવતાં જ ત્હેણે વિલસુને કહ્યું. વિલસુએ એક જર્જરિત ગોદડો ખાટલાની પાસે પાથરી. ભારતીબૈયા તેના ઉપર અતિશય પ્રેમથી બેઠાં અને સરસ્વતીએ પોતાની વાત શરૂ કરી:

“ બૈયા, હવે મ્હારો ઘડીનો ભરૂંસો નથી તેથી હું એક વખત ત્હમને મ્હારી બધી વાત કહી સંભળાવું છું. બૈયા, આઠ વર્ષ પહેલાં અમારૂં ન્હાનું કુટુંબ—અમે બે અને આ વિલસુ એમ ત્રણ જણ ઘણાજ આનંદથી રહેતાં હતાં. મ્હારે પાંચ છોકરાં થયાં ત્હેમાંથી માત્ર આ છેવટની વિલસુ જ બચી ગઇ. એમને મહિને પચીસ રૂપીઆનો પગાર મળતો હતો. સરકારી તિજોરી ખાતામાં એમની નોકરી હતી. વિલસુ જે વખતે આઠ વર્ષની હતી, તે વખતે અમે રાયપુરમાં પખાલીની પોળમાં રહેતાં હતાં. અમારી પડોસમા જ હરિદાસ નામના એક સુખી કુટુમ્બના, અમારી જ ન્યાતના ગૃહસ્થ રહેતા હતા.” એટલું બોલીને સરસ્વતી એકદમ અટકી ગઇ. પોતાના ખાટલા પાસે વિલસુ ઉભેલી છે એ ત્હેના ધ્યાનમાં આવ્યું, અને પોતે જે વાત કરવાની છે તે ત્હેના સાંભળવામાં ન આવે એવી ત્હેની ઇચ્છા હતી તેથી ત્હેણે વિલસુને કહ્યું: “ બેટા, તેં કંઇ ખાધું નથી ને ? જા બ્હેન ચૂલો સળગાવીને ભાખરી કર અને મ્હારા માટે લીધેલું દૂધ ને ભાખરી ખા. મ્હારે આજ દૂધ પીવું નથી. ”

વિલસુ સ્હવારથી ભૂખી હતી, હવે પોતાની માંદી મા પાસે ભારતીબૈયા બેઠાં છે તેથી ત્હેને ધીરજ આવી હતી. અને વળી ત્હેને સારી રીતે વાતચિત કરતી જોવાથી તો ત્હેના હૃદયમાં આશાનો સંચાર થવા માંડયો હતો. તેથી પોતાની માતાની આજ્ઞા માથે ચડાવીને રસોડામાં ગઈ.

સરસ્વતીએ પોતાની અધૂરી રહેલી વાત શરૂ કરતાં કહ્યું,

“ હરિદાસને અને અમારે ઘરોબા જેવું હતું; અને વિલસુના બાપને ત્હેમની સાથે ઘણો સ્નેહ હતો. મનુ કરીને એમને એકનો એક છોકરો હતો. ત્હેનાં વિલસુ સાથે લગ્ન કરવાની હરિદાસે માગણી કરી. ઘરમાં એમને બાલવિવાહ લગારે પસંદ નહોતો, પરંતુ હરિદાસના અતિ આગ્રહને

લીધે હેમણે હા પાડી અને ચારેક મહિનામાં તે વિલસુનાં મનુ સાથે લગ્ન કરી નાંખ્યાં. મનુની ઉમ્મર તે વખતે લગભગ પંદર વર્ષની હતી અને તે અંગ્રેજી ચોથી ચોપડી શિખતો હતો. મૈયા, વિલસુનાં લગ્ન થયે પૂરા ચાર માસે નહોતા થયા એટલામાં અમારી ગ્રહદશા બેઠી. એક દિવસ વિલસુ હેનાં સાસરીયાં સાથે ડાકોરજી ગઇ હતી. બપોરે બધું કામ પરવારી હું દાળ-ચોખા લઇને બેઠી હતી એટલામાં પોલિસના ચાર સિપાઇ અને બીજા બે ચાર માણસો મ્હારે ઘેર આવ્યા. એમને જોતાંજ હું તો ડરને લીધે ગભરાઈ ગઇ અને જાણે ભાન જ ભૂલી ગઈ. એક માણસે આગળ આવીને મ્હારી પાસે ઘરની બધી પેટી–પટારાઓની કુંચીઓ માગી. હેણે મ્હને કહ્યું: "બાઇ, આજ સ્હવારથી હમારા વર કય્હાંક ન્હાસી ગયા છે. ખોટી નોટો તૈયાર કરી તિજોરીમાં વટાવવાનો હેમના ઉપર આરોપ છે. એમનું એ કામ કાલ જ ઉઘાડું પડયું છે. પણ ગમે તે રીતે એ વળી એમના જાણવામાં આવ્યાથી આજ સ્હવારે જ હેઓ ગમે ત્ય્હાં ન્હાસી ગયા છે. હેમને માટે પોલિસતપાસ ચાલુ છે; અને અમે હમારા ઘરની ઝડતી લેવા આવ્યા છીએ, માટે ઘરની બધી કુંચીઓ મ્હારે સ્વાધીન કરો. મૈયા, એ વાત સાંભળતાં જ મ્હને મ્હારા દેહનું પણ ભાન ન રહ્યું. હું ભ્રમિત બની ગઇ અને બેશુદ્ધ બનીને પડી ગઈ."

સરસ્વતી થોડોક વિસામો લેવા અટકી અને વળી પાછી વાત કહેવા લાગી, "મૈયા, હું જે વખતે શુદ્ધિમાં આવી ત્ય્હારે એ લોકો મ્હારા ઘરની ઝડતી લઈને ગયા હતા. માત્ર એક સાહેબ અને એક પોલિસ એમ બે જણુ ઓટલા ઉપર બેઠા હતા. મ્હને બેઠી થયેલી જોઇ એ પોલિસનો સિપાઇ અંદર આવ્યો અને કહ્યું: "બાઈ, હમારા ઘરની ઝડતી લેતાં નોટો બનાવવાનાં કેટલાંક સાહિત્યો અમને મળ્યાં છે. હમારો વર એકલોજ એ નોટો બનાવતો હતો કે હેની સાથે બીજો કોઇ મદદગાર હતો ?" વગેરે હકીકત તે મ્હને વારંવાર કહેવા અને પડપૂછ કરવા લાગ્યો. મ્હેં સોગંદ પૂર્વક સત્ય હકીકત કહી સંભળાવી. સ્વપ્નમાં પણ અનીતિનો વિચાર કરે એવા તે નહોતા, એવું મ્હેં હેને ઘણુંએ કહ્યું, પરંતુ પોલીસનાં માણસો કોણ જાણે પત્થર હૃદયનાં હોય છે, તેથી હેને તે વાત ખરી લાગી નહિં. છેવટે જતાં જતાં હેણે મ્હને ધમકી આપી કે, 'જો હમે ખરી વાત નહિં કહો તો હમારા વરને ઘણી ભારે સજા થશે.' મૈયા, તે દિવસ હું કદીએ ભૂલી નથી. જ્ય્હારે જ્હારે મ્હને એ પ્રસંગ યાદ આવે છે ત્ય્હારે લગભગ ગાંડી બની જાઉં છું. અમે પ્રભુથી ડરીને સદાચરણથી ચાલતાં હતાં, છતાં પણ કયા ચાંડાળે અમારા સુખમાં ઝેર રેડયું તે પ્રભુ જાણે ! મૈયા, તે દિવસથી મ્હારી આંખ્યોનાં આંસુ કદીએ સુકાયાં નથી."

"જૂદા જૂદા દેવોની મ્હેં ઘણીએ માનતાઓ માની ને બાધા આખડીઓ રાખી; પણ તેથી શું ? મ્હને હવે સ્હમજાયું કે માનતાઓ માનવી અને બાધાઓ રાખવી એ એક પ્રકારના ઢોંગ છે, દેવોની ન્યાયની કિમ્મત ઘટાડવા જેવું મિથ્યા કામ છે. અને તેથી કશુંએ વળતું નથી, એ વાત ઉપર વિશ્વાસ રાખવો એ તદ્દન ખોટું છે. એટલુંજ નહિ પણ પ્રભુના કાર્ય ઉપર અશ્રદ્ધા રાખી દેવોને છેતરવાનો વ્યર્થ પ્રયત્ન છે. મૈયા ! એ વાતને એકાદ મહિનો થયો ન થયો ત્ય્હાં તો ક્રૂર કાળ અમ્હારૂં સર્વ નાશ કરવા આવીને ઉભો રહ્યો. અમદાવાદમાં પ્લેગ શરૂ થયો. અમ્હારી પોળમાં લોકોએ હોમ હવન કરી બ્રાહ્મણો જમાડવાની ધમાલ મચાવી, પણ તેથી પાણી, કચરો એઠાં પતરાળાં પડીયા અને એંઠવાડ વગેરેનો ઘાણ વધ્યો, મ્યુનિસિપાલિટી પણ લગારે વ્યવસ્થા રાખી શકી નહિં અને તૃપ્ત કરવાથી દેવો ખુશ ન થતાં, વધેલા ગંદવાડથી સૌથી વધારે પ્લેગ પખાલીની પોળમાં જ શરૂ થયો. જ્હેના ઘરમાં એ રોગ પેઠો તે ઘરનો ઘાણ કાઢી નાખ્યો. અમારા વેવાઇનું ઘર પણ એ કરાળ કાળના પંઝામાં ફસ્યું. પહેલ વહેલા હરિદાસ સપડાયા, તે પછી એમનાં વહુ મંછા અને છેવટે અમ્હારા જમાઇ એમ ત્રણે જણ આઠ દિવસમાં પ્લેગના ભોગ થઇ પડયાં. મૈયા, એ રાંયા પ્લેગે મ્હારી લાડકવાયી વિલસનું સૌભાગ્ય હરી લીધું. ત્હેને અનાથ બનાવી. મ્હારા દુર્દૈવની પરિસીમા થઈ" આટલું કહેતામાં સરસ્વતીને આગલું દુઃખ સાંભરી આવતાં આંખમાંથી આંસુ વહેવા માંડયાં અને હૃદય ભરાઇ આવવાથી ડુસ્કાં ખવાઈ ગયાં.

ક્ષણભરમાં સ્વસ્થ થઈ સરસ્વતીએ વળી અધૂરી વાત આગળ ચલાવીઃ "એમના દુઃખમાં તો હું ઝુરી રહી હતી, ત્યાં તો છોકરીનું આ દુઃખ આવી પડયું જેમ તેમ કરીને હું દિવસ કાઢવા લાગી. છેવટે તે વધારે ભાડાનું ઘર ખાલી કરી હું જમાલપુરમાં રહેવા ગઇ. ત્યા ચારેક મહિના થયા એવામાં એક બે દિવસ રાતે અમો મા દિકરી ઉંઘી ગયેલાં હોઇએ તે વખતે અમારા બારણાને કોઈ ધક્કા મારી જતું હોય એવો મ્હને ભાસ થયો. ત્યારથી અમારા આડોશી પાડોશીઓને અમારા માટે સંશય પડવા માંડયો. અમારા ઘેર રાતે કોઇ પુરૂષ આવે છે એમ ત્હેઓ શંકા લઇ ગયા. ત્યાર પછી આઠેક દિવસ પછી સ્હવારનાં કમાડ ઉઘાડતાં જ, એક પત્ર મ્હને મળ્યો. એ કાગળ રાત્રે કોઈ અમારા ઘરમાં નાખી ગયું હશે. મ્હેં તે કાગળ લીધો અને અક્ષરો જોયા તો વિલસુના બાપના

હતા. ત્હેમણે જ તે મ્હારા ઉપર લખ્યો હતો. કાગળમાં માત્ર થોડીજ લીટીઓ લખેલી હતી, અને તે આ પ્રમાણે હતી :—

" મ્હેં ત્હને રાત્રે મળવાનો બે ચાર વખત પ્રયત્ન કર્યો, પરંતુ
" મ્હને ત્હેમાં યશ મળી શક્યો નહિં. પોલિસ મ્હારી પાછળ લાગેલી
" છે. પરંતુ હું તદ્દન નિર્દોષ છું; એ વાતની તું સમ્પૂર્ણ ખાત્રી રાખજે.
" સત્ય વાત પ્રભુ કોઈ પણ દિવસ અજવાળામાં લાવશેજ, અને મ્હારા
" મનોદેવતા મ્હને હમેશાં એમજ કહે છે. તું કદી પણ સત્યનો આશ્રય
" છોડતી નહિ. વિલસુનું નશીબ ફુટયું. તે વિધવા થઈ એ મ્હેં જાણ્યું છે.
" દુર્દૈવ બિચારીનું ! ત્હેને જીવની માફક જાળવજે. ત્હારી દૃષ્ટિથી બહાર
" લગારે થવા થઇશ નહિ; કારણ જગત્ દુષ્ટ લોકોથી ભરેલું છે.—હવે
" કોઇ દિવસ મળી શકીશું. પ્રભુ તે સુદિન જલદી લાવો ! "

તે પછી છ મહિના સુધી તો દરદાગીના વેચી કરીને પણ મ્હેં જેમ તેમ અમારો સંસાર નિભાવ્યો. પણ અમ્હારા ઉપર એક બીજી આફત તે વખતે આવી. આપણા ગુજરાતમાં ગમે તે હાલતમાં સ્ત્રી એકલી પડી એટલે એના ભોગ ! ગમે તેવા દુષ્ટ લોકો પણ પવિત્ર બનીને—ડોળ કરીને બિચારી સીધે માર્ગે ચાલતી સ્ત્રીઓ માટે કંઈ પણ તપાસ કર્યા વિના મન ફાવે તેમ વાતો ચલાવે છે, અને સમજુ માણસો પણ આંખો મિંચીને ત્હેમના કહેવા ઉપર ભરૂસો રાખે છે. અમ્હારે માટે પણ એમજ થયું. અમ્હારા પાડોશીઓ હવે ખુલ્લી રીતે અમ્હારો દ્વેષ કરવા લાગ્યા. અમ્હારા ઘરમાં કોઈ પુરૂષ નથી છતાં અમારો વ્યવહાર શીરીતે ચાલે છે એમાં કંઈ પણ ઘોટાળો છે, એવું ત્હેઓ કહેવા માંડયાં ધીમે ધીમે મ્હારે કાને પણ એ વાત આવી. અને પછી તો હું કે વિલસુ નળ ઉપર જઇએ કે બધાં બૈરાં અમ્હારા માટે અભદ્ર શબ્દો બોલવા લાગે ! છેવટે એ વાત એટલી બધી વધી પડી કે હું એકદમ કંટાળી ગઈ."

સરસ્વતીને આટલું બધું બોલવાથી ઘણો શ્રમ પડયો, તે વિશ્રાન્તિ લેવા થોભી. મૈયા મૌનપણે ત્હેની આ દુઃખમય કહાણી સાંભળતાં હતાં. ક્ષણભરના વિરામ પછી વળી સરસ્વતીએ બોલવું શરૂ કર્યું; " એટલે એ ઘર છોડવાનો મ્હેં વિચાર કર્યો; પરન્તુ તે પોળમાં અમને કોઇએ ઘર ભાડે આપ્યું નહિ ! છેવટે આ કોટડીઓના શેઠ એક દિવસે મ્હને મળી ગયા ત્હેઓ અમ્હારા ગામના હોવાથી મ્હને અહિં રહેવાનું સ્થાન આપ્યું. મૈય, તે દિવસથી આજ છ વર્ષ થયાં હું આ એકાંતવાસમાં રહું છું. એટલા વખતથી મ્હને એમની કાંઈ પણ ખબરખબર મળી નથી. અને ત્હેમાં

વળી આ છોડીની ચિંતા ! એવામાં આ હૃદયરોગથી હું દિવસે દિવસ સૂકાવા માંડી; પાસેના બધા દાગીના પણ વપરાઇ ગયા. આ ઝૂંપડીઓમાં રહેનાર એક ભલો માળી ગામમાંથી કાંઈ દરણુંખાડણું લાવી આપે છે, ત્હેના ઉપર હું ગમે તેમ કરીને અમ્હારો નિર્વાહ ચલાવતી હતી. પરંતુ હવે તો હું બિલકુલ થાકી ગઈ છું. હવે તો આ રોગ જ મ્હારૂં બલિદાન લેશે ! મૈયા, આજ સૂધી મ્હેં આ બધી વાત વિલસુને કહી નથી. જાણી જોઇને ત્હેનાથી છૂપાવી રાખી છે. પોતાના પિતા ઉપર એવો નીચ આરોપ આવવાથી તે ન્હાસી ગયેલ છે, એવી શંકા પણ મ્હેં કદી ત્હેને થવા દીધી નથી. કોઇ કોઇ વખતે તે એમના સંબંધમાં પડપૂછ કરતી તો પણ ગમે તે રીતે હું એ વાત ઉડાવતી અને એને શંકા ન જાય તેવી રીતે ત્હેની વાતનું સમાધાન કરતી. અહિં આવ્યા પછી ચાર વર્ષ સુધી મ્હેં ત્હેને અહિંના 'અનાથ આશ્રમ' માં મૂકી હતી; પરન્તુ પાછળથી મ્હારી સ્થિતિ આમ લથડવા માંડી એટલે હું ત્હેને પાછી ઘેર લાવી હતી. એમની આજ્ઞા પ્રમાણે મ્હેં તેને જગત્ એ કેટલું પાપથી ભરેલું છે, સદાચરણ એટલે શું, જગત્‌માં આપણે કેટલી સાવચેતીથી ચાલવું વગેરે વાતો બરાબર રીતે સ્હમજાવી દીધી છે. અત્યાર સુધી મ્હેં કદીપણ ત્હેને નજરથી બહાર થવા દીધા નથી. પણ હવે—"

"ત્હમે હવે એની ચિંતા કરશો નહિ. ત્હમે બની શકે તેટલું માતૃ-કર્તવ્ય બજાવી ચૂક્યાં છો. હવે ત્હેને સ્વામીની પાસે મૂકવાથી ત્હેમની સાન્નિધ્યમાં કોઈ પ્રકારનો ભય રહેવાનો નથી." ભારતીમૈયાએ સરસ્વતીને આશ્વાસન આપતાં કહ્યું.

"મૈયા, મ્હારે એટલુંજ જોઇતું હતું. મ્હારે પોતાને સ્વામીજીનાં દર્શન કરવા આવવું હતું. હું ખરેખર પાપાત્મા છું. તેથીજ હું અભાગણીથી ત્હેમનાં દર્શન થઈ શક્યાં નહિં. પરન્તુ હવે મ્હારી વિલસુની સંભાળ ત્હમે રાખજો. ત્હેને માટે જ મ્હારો જીવ અટકી રહ્યો છે. મૈયા, મ્હારી દુર્દૈવી વિલસુને હવે ત્હમેજ મ્હારે ઠેકાણે છો." એમ કહી સરસ્વતીએ પોતાના ખાટલા નીચે હાથ ઘાલ્યો. ત્હેની હાલચાલ જોઇને ભારતીમૈયાએ પૂછ્યું:- "ત્હમને શું જોઇએ છે બ્હેન ? મ્હને કહો. ત્હમે નાહકનો શ્રમ લેશો નહિ."

"મ્હારા ખાટલા નીચેની પેટીમાં પેલો કાગળ છે, તે ત્હમે ત્હમારી પાસે રાખજો, પણ વિલસુને એ વાત જણાવશો નહિં. અમ્હે આટલાં દુઃખ, ક્લેશ, યાતના અને કપટ ભોગવ્યાં તો પણ મ્હારો ઇશ્વરના ન્યાયીપ

પણા ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તે કોઇ પણ વખતે ખરૂં સત્ય પ્રકટ કરશે જ, મૈયા, એ વખતે ત્હેને બધી વાત કહી સંભળાવજો."

"પ્રભુ ઉપર એવીજ રીતે વિશ્વાસ રાખો એટલે ત્હમને છેવટે શાન્તિ મળશે."

મૈયાનું વાક્ય પુરૂં થાય તેટલામાં સરસ્વતીને કંઇક ચમત્કારિક ભાવના થઇ આવી. ત્હેણે એકદમ વિલસુને પોતાની પાસે બોલાવવાની ઇચ્છા બતાવતાં મૈયાને કહ્યું: "મૈયા, મૈયા, વિલસુને એકદમ મ્હારી પાસે બોલાવો!"

એક ક્ષણમાં સરસ્વતીના અવાજમાં પડેલો ફરક જોઇને મૈયા આશ્ચર્યચકિત થયાં. તે એકદમ ઉઠયાં અને વિલસુને બોલાવવા જતાં પહેલાં ત્હેમણે એક વખત સરસ્વતીના ચહેરાનું સૂક્ષ્મ અવલોકન કર્યું. તો એક ઘડી પછી બનનાર ખરો પ્રકાર ત્હેમના લક્ષ્યમાં તત્કાલ આવી ગયો. એટલામાં વિલસુ પણ રસોડામાંથી પરવારી બહાર આવી.

"વિલસુ, આવ બ્હેન અહિં આવ. ત્હારી બાની પાસે આવ-" એમ કહીને મૈયા ત્હેનો હાથ પકડી સરસ્વતીની પાસે એકદમ લાવ્યાં. ત્હેને જોતાંજ સરસ્વતીની ઉંડી ઉતરી ગયેલી, નિસ્તેજ આંખોમાંથી બે અશ્રુબિંદુ ટપકી પડયાં. ત્હેણે વિલસુના મુખ ઉપર અત્યંત વ્હાલથી છેવટનો હાથ ફેરવ્યો; અને ત્હેનો હાથ ભારતીમૈયાના હાથમાં આપ્યો. આ વખતે તે ઘણીજ શાંત દેખાતી હતી.

કિંચિત્ કાળ સુધી આ સ્થિતિમાંથી ત્રણેમાંથી કોઇપણ હાલ્યું નહિં. ભારતીમૈયાએ વિલસુને પોતાના હૃદય સાથે ચાંપી હતી, ત્હેની મુખમુદ્રા અત્યંત ગંભીર દેખાતી હતી. સર્વત્ર ગાઢ શાન્તિ પ્રસરી રહી હતી.

એક ક્ષણ બીજી એ સ્થિતિમાં વહી ગઇ. ભારતીએ એ સરસ્વતીના ચહેરાને નિહાળીને જોયો અને ધીમેથી વિલસુને છૂટી કરી સરસ્વતીના ઉપર વાંકી નમી ત્હેમણે કહ્યું:—

"સરસ્વતી બ્હેન, બોલો હરેરામ, હરેરામ, રામરામ હરે હરે—"

"હરેરામ—રામ—રા—આ—મ !!!"

## પ્રકરણ ત્રીજું.

### આ શું ?

નહિ નહીં મળે મા ગઈ ફરી !
જગતમાં નકી મા બને નહીં !

[ કલાપી. ]



ભારતી મૈયાને ગયાને લગભગ એક કલાક થઈ ગયેલ. હજુ પણ સ્વામી મિંચેલી આંખે ભિંતને ટેકો દઈને બેઠા હતા. નેત્રો બંધ હોવા છતાં અંદરથી અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો. તે વખતે ત્હેમની વૃત્તિ ઘણીજ ચમત્કારિક જણાતી હતી. પરંતુ ત્હેમની તરફ બારીક દૃષ્ટીથી જોનારા જ તે જાણી શક્યા હતા, અને આખું મંડળ તો એમજ સ્હમજતું હતું કે સ્વામી ધ્યાનમાં છે કેટલોક વખત એ સ્થિતિમાં પસાર થયા પછી સ્વામીએ આંખો ઉઘાડી તે વખતે ત્હેમના ચહેરા ઉપર ઘણા નવીન ભાવો તરવરી રહ્યા હતા, પરંતુ ત્યહાં બેઠેલા માણસોના લક્ષ્યમાં તે આવી શક્યા નહિં. સ્વામીએ કપાળ ઉપર હાથ ફેરવી ઝવેરીને પૂછ્યું:

"ગુણવંતલાલ, એ છોકરી ક્યહાં છે ?"

"એ તો કેટલોક વખત થયાં ગઈ છે. મૈયા પણ ત્હેની સાથે ગયાં છે."

"એ છોકરી કોણ છે એ ત્હમે જાણો છો કે ?"

"ના જી. મ્હેં ત્હેને આજ પહેલી જ વાર જોઈ છે."

સ્વામીએ એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. એટલામાં 'ગુણવંતલાલ ! ગુણવંતલાલ' કરીને હાંક મારતી વિલાસનો અવાજ સંભળાયો. ફરીથી તે જ અવાજ કાને પડતાં સ્વામીના ચહેરામાં પુનઃ ફેરફાર થયો. ત્હેમણે ગુણવંતલાલની સ્હામે જોયું અને તરત જ ઝવેરી ઉઠીને બહાર ગયા.

"કોણ ? કેમ બ્હેન ?" બહારથી હાંકમારતી વિલાસને ઝવેરીએ પૂછ્યું.

"મ્હારી બા મરી ગઇ ! ગુણવંતલાલ કોણ ? એમને ત્યહાં મૈયા બોલાવે છે. અરે બાપુ કૃપા કરીને કોઇપણ ત્યહાં જલદીથી આવો." વિલાસે રડતાં રડતાં કહ્યું. એ વખતની સ્થિતિનું ત્હેની વર્ણન કરવું અશક્ય છે.

વિલસુના મુખમાંથી નીકળેલા દરેક શબ્દ અંદર બેઠેલા સ્વામીને સ્પષ્ટ રીતે સંભળાયા. તેની સાથે હેમના મુખમાંથી 'હાય!' એવો અસ્ફુટ શબ્દ નીકળી પડયો અને હેમણે પોતાનું મસ્તક પાછલી ભિંતના ટેકે ટેકવી રાખ્યું.

વાચક! સ્વામી એ વખતે કઇ સ્થિતિમાં હશે, હેનો ત્હને કંઇ તર્ક થાય છે? તે ધ્યાનસ્થ હતા? નહિ. હેમને પ્રબળ મૂર્છા આવી હતી. પરંતુ હેમની એ સ્થિતિ ત્હાં બેઠેલા મંડળમાંથી કોઇ પણ કળી શકયું નહિ. સ્વામીની એ સ્થિતિ બીજા દિવસ સુધી રહી હતી; પરંતુ હેમના પ્રત્યેક કાર્યપ્રતિ ધર્મભાવ બતાવનાર ભકતમંડળને એ ઘટનાની ખબર પડે શી રીતે?

ગુણવંતલાલ હજી વિલસુની સ્હામે જ ઉભા હતા.

" અરે ભાઈ, કૃપા કરીને ગુણવંતલાલ ઝવેરીને બોલાવો! હું ત્હમારા પગે પડું છું—મ્હારી બા મરી ગઈ છે." ગુણવંતલાલને જવાબ આપતાં કંઇક વાર થઈ એટલે રડતી વિલસુએ ફરીથી દીન સ્વરે કહ્યું.

ગુણવંતલાલનું હૃદય પણ એ દેખાવ જોઈ પીગળી ગયું. વ્યથિત હૃદયે હેમણે ઉત્તર આપ્યો: " બ્હેન, મ્હારૂં જ નામ ગુણવંતલાલ."

" ત્હારે તો કૃપા કરીને ચાલો—ચાલો—ત્હમે જલદી ચાલો!"

ગુણવંતલાલ બારણાની મધ્યમાં સ્વામી અને વિલસુની વચ્ચે ઉભા હતા. હેમની દૃષ્ટી એ બેની વચ્ચે ઝોલ્લાં ખાઈ રહી હતી. ઝવેરીએ ફરીથી એક વખત સ્વામી તરફ જોયું. હેમને કહીને હું જાઉં એવો એ જોવાનો ઉદ્દેશ હતો, પરંતુ તે વખતે સ્વામીનાં નેત્ર બંધ હતાં. ' એક કલાક પહેલાં ભારતીમૈયા વિલસુની સાથે ગયાં તે વખતે પણ સ્વામીએ પોતાનાં નેત્ર મીંચી દીધાં હતાં, તેથી ભારતીમૈયા હેમને પૂછ્યા વિના જ વિલસુની સાથે ગયાં હતાં, તે જ પ્રમાણે હું પણ કરૂં. હેમને પૂછ્યા વિના જ વિલસુ સાથે જાઉં.' એવો વિચાર કરીને ઝવેરી વિલસુની આગળ થયા. બહાર એમની ગાડી ઉભી હતી. શેઠને જોઇને અર્ધનિદ્રામાં ઝોકાં ખાતો ગાડીવાન એકદમ ટટાર થયો, નીચે ઉતર્યો એને ગાડીનાં બારણાં ઉઘાડવા માંડયો. પણ ઝવેરીએ હેને કહ્યું: " રામસિંગ, હજી ઘેર જવાને વાર છે. ગાડીનું ફાનસ લઇને તું જરા મ્હારી સાથે ચાલ જોઉં."

" અચ્છા! હુજુર" કહીને રામસિંગે ફાનસ કાઢયું. શુકલપક્ષના ચંદ્રનું પણ સ્વચ્છ અજવાળું તે વખતે જગતના અર્ધાભાગને પોતાના તેજમાં ન્હવરાવી રહ્યું હતું. ધવલજ્યોત્સ્નામાં રામસિંગ ફાનસ પકડી આગળ ચાલતો હતો, હેની પાછળ ગુણવંતલાલ ઝવેરી અને છેલ્લે વિલસુ

બધાં મૌનપણે ચાલતાં હતાં. નદીનો પૂલ ઓળંગ્યા પછી ઝવેરીએ મૌન તોડયું અને વિલસુને પૂછયું: " બ્હેન, ત્હમારા ઘેર કોણ કોણ છે ? "

" કોઇ જ નહિ. હવે તો હું એકલી જ. બા હતી પણ—"

" અને ત્હારા પિતા ? "

" મ્હારા પિતા ક્યાં ગયા છે તેની મ્હને ખબર જ નથી. "

" પણ તે ક્યારે ગયા છે ? થોડા વખતમાં આવશે ખરાને ? "

" ત્હેમને ગયે તો ઘણાં વર્ષ થઈ ગયાં. તે ક્યાંથી આવે ? " આમ વાતચીત કરતાં તેઓ ઝુંપડી પાસે જઈ પહોંચ્યાં. ગુણવંતલાલને આવેલા જોતાં જ ભારતીમૈયા બહાર આવ્યાં અને ટૂંકામાં ઝવેરીને બધી વાત કહી સંભળાવી.

" ઠીક છે, " ઝવેરીએ કહ્યું: " રામલિંગને આશ્રમમાં મોકલીને સ્વામીના કાને આ વાત નાંખું છું. હમણાં નવ વાગ્યા છે. હજી આશ્રમમાં સૌ બેઠા હશે; એમાંથી કોઈ આવે તો ઠીક, નહિ તો પછી બીજી કંઇપણ વ્યવસ્થા કરવી પડશે. મૈયા, હવે હું અહીં છું અને બધી વ્યવસ્થા કરી લઉં છું. ત્હમે આ છોડીને લઈને આશ્રમમાં જાઓ ! "

ગુણવંતલાલે કહેવા પ્રમાણે સઘળી વ્યવસ્થા કરી. વચ્ચે એક બે વખત તપાસ માટે આશ્રમમાં માણસ મોકલ્યું હતું, પરંતુ હજી સ્વામી ધ્યાનમાંજ છે એવી ખબર આવી હતી. સ્વામી ધ્યાનમાં હોવાનો બીજો સંદેશો જ્યારે ભારતીમૈયાએ સાંભળ્યો ત્યારે ત્હેમને આશ્ચર્ય લાગ્યું; પરંતુ તે વાતનો વિચાર કરવા જેટલી ત્હેમના મનને અત્યારે સ્વસ્થતા નહોતી.

બહાર શબવાહિની તૈયાર થઇ ગઈ અને સરસ્વતીના કાષ્ટવત્ દેહને બહાર લાવ્યા. દુર્ભાગી વિલસુએ તે વખતે કરેલા આક્રંદથી કોઇની પણ આંખ કોરી રહી નહોતી. એ શોકજનક પ્રસંગ જ અવર્ણનીય હતો.

બિચારી દુર્દૈવી બાલિકા એકલી પડી. આખા જગતમાં ત્હેને ' મ્હારી વિલસુ ' કરીને કહે ત્હેવું કોઇ નહોતું. વિલસુને અત્યારે ' ઉંચે આભ ને નીચે ધરતી ' નો આધાર હતો. ત્હેને સર્વત્ર શૂન્યતા ભાસવા લાગી. અસીમ શોકસાગરમાં ત્હેનું મન એકદમ ડૂબી ગયું—છેક તળીએ જઇને બેઠું. માતાના ખાલી ખાટલા ઉપર ત્હેની દ્રષ્ટિ જતી કે, ' ત્હેમાં હવે મ્હારી બા નથી ' એ વિચાર આવતાં ત્હેને ધ્રુસકે ધ્રુસકાં આવતાં. ભારતીમૈયા એ ત્હેને ઘણી ઘણી રીતે સ્હમજાવી, પરંતુ ત્હેના દુઃખી મનનું સમાધાન કોઇ રીતે થતું નહોતું અને દુઃખનો આવેગ વધતો જતો હતો.

સરસ્વતીના શબને છેવટે ત્યાંથી ઉંચક્યું. પુરૂષવર્ગ સ્મશાનયાત્રામાં

ગયો તે વખતે વિલસુએ જે કલ્પાંત કર્યું છે તેનું જો પ્રાચીન કવિઓની ભાષામાં વર્ણન કરીએ તો, તે વખતે સમ્પૂર્ણ કળાઓથી ખિલી રહેલ નિશાનાથ વાદળમાં છૂપાયો, પવન એ ઘડી થંભી ગયો, વૃક્ષોએ પત્રો રૂપી અશ્રુ પાડી શોક દર્શાવ્યો. માળાઓમાં બેઠેલાં પક્ષીઓએ પણ કરુણસ્વરે પોકાર કરી આ દુઃખમાં ભાગ પડાવ્યો એમજ કહી શકાય.

વિલસુ જાણે દિવાની બની ગઈ હોય તેમ બની ગઇ હતી. અરેરે, હવે મ્હારૂં કોણ? આ ઘર હવે મા વગરતું થયું. હું નબાપી હતી ને નમાઇ બની. વગેરે વિચારો હેના હૃદયમાં વારંવાર ઉઠતા અને તે સાથે તે હૈયાફાટ રૂદન કરતી.

રૂદન એ વ્યથિત હૃદયની ઔષધિ છે. જગતમાં એવું કયું ઇશ્વર-સર્જીત પ્રાણી હશે કે જે હૃદય ઉપરનો વધારેમાં વધારે ભાર હલકો કરવા એક વખત પણ નહિ રડયું હોય? પોતાના નિકટના સમ્બન્ધી જનના મરણ સમયે કયા પ્રત્ન પુરુષનાં નેત્રો અશ્રુજળે નહિ ભિંજાયાં હોય? મૈયા રૂદનની મહત્તા જાણતાં હતાં. મહિલાહૃદયમાંથી આવતા રૂદનને અટકાવવું એ સાગર હૃદયમાં ઉઠતા તરંગોને અટકાવવા બરાબર અશક્ય છે અને તેને દાબવા જતાં વધારે જોશ પકડી, માનવ હૃદયને વધુ નિર્બળ બનાવે છે એમ તે માનતાં હતાં. તેથી વિલસુને હેમણે હેના હૃદયનો ભાર હલકો કરવા દીધો અને પોતે કોટડીમાંની તમામ ચીજભાવ લઇ, ખાલી કોટડી ત્હાં દેખરેખ રાખનારને સ્વાધીન કરી અત્યંત વ્યથિત હૃદયે વિલસુને લઇને આશ્રમમાં જવા નીકળ્યાં. આ વખતે મધ્યરાત્રિ થઈ ગઈ હતી.

આશ્રમમાં આવ્યા પછી મૈયાએ સ્નાન કર્યું, વિલસુને પણ ઘણા ઘણી સ્હમજાવી અને હેને પણ સ્નાન કરાવ્યું. હજુ સ્વામીજી એવી જ સ્થિતિમાં બેસી રહ્યા હતા.

પ્રાતઃકાળનો ઠંડો પવન આવતાં પોતાની મૂર્ચ્છારૂપી સમાધીમાંથી સ્વામી જાગૃત થયા અને "સચ્ચિદાનંદ" એ શબ્દનો ધ્વનિ હેમણે કર્યો. એથી બાજુમાં ઝોકાં ખાતાં બેઠેલાં ભારતામૈયા જાગી ગયાં અને ઉઠીને સ્વામી પાસે આવ્યાં.

"પેલી છોડી ક્યહાં છે?" ભારતીમૈયા પાસે આવતાંજ સ્વામીએ પૂછ્યું.

વિલસુ બાજુના ખંડમાં પડી રહી હતી. આવા પ્રસંગે હેને નિંદ્રા આવે પણ શી રીતે? બહાર સ્વામીનો અવાજ આવ્યો કે તુરત તે બેઠી થઇ અને બહાર આવી. સ્વામીની અને હેની નજર એક થતાં તે

એકદમ સ્વામીના પગ પાસે આવીને પડી. દુઃખને લીધે હેનું અંતઃકરણ ભડભડી રહ્યું હતું, તેનો વેગ સ્વામીજીને જોઇને વધી પડયો. તે ડુસ્કે ડુસ્કે રડતાં બોલી:-" સ્વામી ! મ્હારી બા-મ્હારી બા-મરી ગઇ !"

ત્હેના મુખમાંથી નીકળતો પ્રત્યેક શબ્દ સ્વામીના હૃદયમાં કોઇ બળવાન શત્રુના બાણુની કમાન ઉપરથી છૂટેલા તીરની માફક પેઠો. વિલસુને એકદમ ઉભી કરી ત્હેમણે પોતાના હૃદય સાથે ચાંપી. એ વખતે સ્વામીના હૃદય ઉપર પણ અંકુશ ન રહી શક્યો. ત્હેમનાથી પણ ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડી જવાયું. તેમનાથી બોલી જવાયું કે, " ગઇ-ગઇ બિચારી ! આ દુનિયામાંથી સદાને માટે ગઇ! હશે-બિચારી દુઃખમાંથી છૂટી ! હાય ! ! હાય ! ! ! "

વિલસુએ દુઃખાશ્રુ વહેવાથી હલકું થયેલું શીર સ્વામીના વક્ષસ્થળ ઉપર એક ક્ષણ ભર જ મૂક્યું. પરંતુ તેટલા થોડા વખતમાં પણ ત્હેને એક ચમત્કારિક ભાવના થઇ. વિદ્યુલ્લતાનો આઘાત લાગે તે પ્રમાણે ત્હેને કોઇક પ્રકારનો વિલક્ષણ ભાસ થયો. ત્હેનું મન શૂન્યકાર બની ગયું. માત્ર એક વિપળનુંજ એ સુખ હતું તોપણ એટલો વખત પણ ત્હેને કોઈ અનેરી શાન્તિનો અનુભવ થયો. એ વિલક્ષણ ભાવના થતાંજ એકદમ ત્હેણે પોતાનું ઉત્તમાંગ ઉંચું કર્યું અને ત્હેણે સ્વામી તરફ જોયું. ફરીથી બન્નેની એક દૃષ્ટિ થઈ !

પોતાને એવી ચમત્કારિક ભાવના કેમ થઇ ? આ શું ? એવો વિલસુના હૃદયમાં વિચાર થયો; પણ તે કંઇ સ્હમજી નહિ, ને કેટલાક સમય સુધી એ જ સ્થિતિમાં સ્વામી તરફ જોઇ રહી.



## પ્રકરણ ચોથું.

### ભારતીમૈયાનું પૂર્વ વૃતાન્ત.

The wheel of Life is ever on the round,
While one sicle's up, the other on the ground.



"વિહારી, એક વખત દોસ્ત તું હવે જલ્દી ડૉક્ટર થઇ જા ! "

" કેમ ભાઇ ? પોતે થયા છો જલ્દી જલ્દી બૅરિસ્ટર, એટલે બીજાની મશ્કરી કરો છો નહિ ? "

" ના રે ના. વિહારી, તું જાણે છે કે મ્હને એમ હાલતાં ને ચાલતાં મશ્કરી કરવાની ટેવ નથી. મારૂં

કહેવું તો માત્ર એવું છે કે, એક વખત ત્હારા જેવો ઘરનો માણસ ડોક્ટર થાય તો મ્હારી એક મ્હોટામાં મ્હોટી ચિંતા દૂર થાય.”

“નરેન્દ્ર, ત્હને એટલી બધી શાની ચિંતા પડી છે, ભાઈ ?”

“ત્હને શું કહું વિહારી! આજ કાલ કરતાં એક વર્ષથી એ માંદી પડી છે, પણ એવી હઠીલી છે કે, ડોકટરની દવા લેતી જ નથી. અરે, એટલું જ નહિ પણ ડૉકટરને હાથ સુદ્ધાંએ બતાવતી નથી.”

“અરે હા. નરેન્દ્ર, ખરેખર હું તો ભૂલી જ ગયો હો. હવે મ્હારાં ભાભીની તબિયત કેમ છે ?”

“હું એજ વાત કરૂં છું ને ? પ્રકૃતિ માટે શું પૂછે છે ! દિવસે દિવસે દુઃખ ઘટતું નથી પણ વધતું જાય છે. વિહારી, તે એવા હઠીલા સ્વભાવની છે કે, ડૉકટરને પ્રકૃતિ બતાવતી નથી તેમ નથી લેતી યોગ્ય સમયે દવા પણ. એ તો એમ કહેને કે વળી સુમિત્રા બ્હેનની ધાક છે તે વળી દિવસમાં એકાદ બે વખત પણ દવા પીએ છે. હવે તું જ કહે, શી રીતે એને સારૂં થાય ?”

“અરે બાપ, એ તો આશ્ચર્ય ! પણ ત્હારૂં કહેવું એ તે નથી માનતી?”

“માને તો બધુંએ છે. પણ ‘હું ડૉકટરને હાથ પણ બતાવવાની નથી’ એટલી જ ત્હેની હઠ છે.”

થોડીવાર બન્ને જણા શાન્ત રહ્યા. પણ નરેંદ્રે એ શાન્તિ વધારે વાર ટકવા દીધી નહિ. ત્હેણે વિહારીને અભિનંદન આપતાં કહ્યું:-“વિહારી, ખરૂં કહું છું ત્હેં હજી લગ્ન નથી કર્યાં તેથી તું ખરેખરો સુખી છે.”

“એટલે ! લગ્ન ન કરે તેથી માણસ સુખી થાય છે ? વાહ ! બૅરિસ્ટર સાહેબ, ત્હમારો મત તો ઘણોજ ઉમદા છે હોં ! મ્હને તો લાગે છે કે આ મત ઠેઠ વિલાયતથી ત્હમે લાવ્યા હશો, નહિ ?”

“હા, વિલાયતથી જ લાવ્યો છું. પણ તું સ્હમજ્યો છે તે પ્રમાણે લગ્ન નહિ જ કરવાં એવો મ્હારો મત નથી. પરંતુ મ્હારૂં કહેવું તો એવું છે કે, ત્હારી માફક વીસ પચીસ વર્ષ સુધી તો લગ્ન ન જ કરવાં એ ઠીક.”

“એમ એમ !” વિહારી હસ્તાં હસ્તાં બોલ્યો:-“ત્હારે તો ત્હારા વિલાયતી મત પ્રમાણે હવે લગ્ન કરવાની મ્હારી વય થઇ છે ! અને હવે હું થોડાજ વખતમાં—”

“લગ્ન કરીશ, નહિ ?” નરેન્દ્રે વિહારીનું અધુરૂં રહેલું વાકય પુરૂં કરતાં કહ્યું:-“ત્યારે તો મ્હને લાગે છે કે ભાઇનાં થોડા વખતમાં લગ્ન થનાર છે. પણ વિહારી, કહે તો ખરો ગુણવંતકાકાએ તારા માટે કોઈક કન્યા શોધી કાઢી છે ?”

" અરે વાહરે વાહ નરેન્દ્ર! ઠેઠ વિલાયત જઇને આવું જ શિક્ષણ લઈ આવ્યા છો કે? બાપે પસંદ કરેલી કન્યા સાથે છોકરાઓ લગ્ન કરતા હોય એવું વિલાયતમાં ત્હેં ક્યહાં જોયું ભાઈ?"

એટલામાં દિવાનખાનાનો દરવાજો ખખડયો, અને વિહારીએ તે તરફ જોઈ પૂછ્યું: "કોણ છે? શંકર—"

બારણાં ઉઘાડી શંકર ચહાના બે પ્યાલા લઈને અંદર આવ્યો.

"કેમ શંકર! ચહા લઇને આવ્યો છે ત્યહાર પછી બહાર શું કામ ઉભો રહ્યો હતો?"

"મ્હને લાગ્યું કે કદાચ આપ ખાનગી વાતચિત કરતા હશો, એમ ધારી પહેલાં બારણાં ખખડાવ્યાં" ટેબલ ઉપર પ્યાલા ગોઠવતાં ગોઠવતાં શંકરે ખુલાસો કર્યો.

"વિહારી, આ છોકરો તો ઘણો હોંશિયાર અને ચાલાક જણાય છે." નરેન્દ્રે શંકર તરફ જોઇને અંગ્રેજીમાં કહ્યું, "તું આને મુંબઇથી લાવ્યો કે? ક્યહાંથી ત્હને એ મળી ગયો?"

"હા—કેમ?" રકાબીમાં ચહા રેડતી વખતે વિહારીએ નરેન્દ્રે પૂછેલા બેઉ પ્રશ્નનો ઉત્તર આપ્યો, "એ તો કાલની જ વાત છે. કાલે હું મુંબઇથી અહિં આવવા નીકળ્યો તે પહેલાં મુસાફરીની સઘળી તૈયારી કરી અમારી કૉલેજ પાસેના 'ડાયમંડ લૉજ' માં ચહાની વાટ જોઇને બેઠો હતો. અમારા એ લૉજની પાસેજ એક 'હિન્દુ હૉટલ' છે; ત્યહાં આ શંકર નોકરી કરતો હતો. તે ચ્હા લઇને આવ્યો ત્યહારે મ્હેં ત્હેના સંબંધે તપાસ કરી—"

એમ કહી વિહારીએ શંકર સાથે થયેલી વાતચિત નરેન્દ્રને કહી સંભળાવી. તે સાંભળી નરેન્દ્રે કહ્યું: "ઉચ્ચવર્ણના એવા પુષ્કળ ચાલાક છોકરાઓ હોટેલોમાં જોયા છે. આપણા અમદાવાદની હૉટલોમાં પણ એવા પુષ્કળ છોકરાઓ ટૂંક પગારમાં હૉટેલોમાં રહી આખું જીવન બગાડે છે. શું કરે બિચારા, તેઓનો પણ શો વાંક? દેશમાં ગરીબાઈ એટલી ભયંકર રીતે વધતી જાય છે કે સાધારણ કુટુમ્બના છોકરાઓને આઠ નવ વર્ષની ઉમ્મરથી જ ઓછા—વત્તા પગારે નોકરી સ્વીકાર્યા શિવાય છૂટકો થતો જ નથી. રીચીરોડ ઉપરના 'શીત—સદન' હૉટેલમાં એક બે છોકરાઓને મ્હેં પણ એ ધંધો છોડી મ્હારા ઘેર આવવાનું કહ્યું, પરંતુ ત્હેમણે ના પાડી! આ શંકર જેવોજ એક છોકરો ત્યાં મ્હારા જોવામાં આવ્યો હતો. મ્હેં ત્હેને ઘણી ઘણી રીતે સમજાવ્યો. ખાવાનું ખર્ચ, કપડાંલત્તાં

નિશાળની ફી અને ચોપડીઓનું ખર્ચ હું આપીશ અને ત્હારાથી ભણાય ત્હાં સૂધી ભણજે, એવું કેટલુંએ કહ્યું. પણ વ્યર્થ ! હૉટેલના ચહાના એ શોખીન છોકરાએ મ્હારૂં કહેવું માન્યું જ નહિ !"

" ખરેખર નરેન્દ્ર, એવા છોકરાઓને જોતાં ઘણુંજ દીલ દુઃખાય છે. આજકાલની આ હૉટેલોએ ઘણો જ ઘોંટાળો કરી મૂકયો છે. દરેક રસ્તા ઉપર ચહાની ચાર છ દુકાનો તો ખરી જ. બિચારા ગુજરાતના ગામડાના બેચાર ચોપડીઓ શિખેલા છોકરાઓ અહિં આવે છે અને કોઇ શહેરમાં રહેવાના શોખે તો કોઈ ગરીબીને લીધે, હૉટેલોમાં નોકર રહી ચાર-પાંચ કે છ રૂપરડીના પગારમાં પ્યાલા, રકાબીઓ ઉંચકવામાં આખું જીવન ગાળે છે !"

" ત્હારે એ બિચારા છોકરા કરે પણ શું ? વિહારી, દહાડે દહાડે દેશમાં સાધારણ માણસોની દશા કેવી વિષમ બનતી જાય છે એ તું જાણે છે ને ?"

વાચક ! આ બન્ને મિત્રો ચહા પીતાં આડીઅવળી વાતો કરી લે એટલામાં આપણે આવો ત્હેમના સંબંધે વિશેષ હકીકત જાણી લઈએ.

જે મકાનના દિવાનખાનામાં થતી વાતચિત આપણે હમણાં સાંભળી તે ભવ્ય મહેલ ગુણવંતલાલ ઝવેરીએ ચાર વર્ષ પહેલાંજ બંધાવ્યો છે. અમદાવાદના પ્રસિદ્ધ પુરૂષોમાં ગુણવંતલાલની પ્રમુખપણે ગણના થાય છે. આખા શહેરમાં ત્હેમનું સારૂં માન છે તથા લોકોને પણ ત્હેમની તરફ પ્રેમ છે. બાપદાદાએ મેળવેલી સંપત વડે ત્હેમણે લક્ષ્મીપુત્રનું નામ મેળવ્યું નથી, પણ પોતાની જાતકમાણી અને હિમ્મતથી મેળવ્યું છે. સતત પરિશ્રમથી મનુષ્ય ધનવાન કેમ બની શકે છે, તે સંબંધમાં જ્હાં જ્હાં વાત નિકળતી ત્હાં ત્હાં ગુણવંતલાલ ઝવેરીનું નામ પહેલાં જ નીકળે. બાર વર્ષ પહેલાં તે પોતાના સસરાના ઘેર રહી જે મળે તે ખાઈ, બતાવવામાં આવતું કામ કરી દિવસ ગુજારતા હતા. પરંતુ સમયની પ્રબળતાને લીધે-એક ક્ષુલ્લક કારણને લીધે-ઘરમાં સ્ત્રીઓમાં થતી ઘુસપુસ કાને પડતાં ત્હેમણે પ્રતાપરાય દેસાઇનું -પોતાના સાળાનું-ઘર છોડયું અને તેથીજ ત્હેમની ઉન્નતિ થઈ. ત્હેમણે જે કારણ માટે ઘર છોડયું તે કારણ સાથે આપણી કથાનો ઘણો સંબંધ હોવાથી તે કારણનું વિસ્તાર પૂર્વક વિવેચન કરવું આવશ્યક ગણાશે.

ઘર છોડવા પહેલાં બે એક વર્ષ અગાઉ ગુણવંતલાલ અને આગલાં એક બે પ્રકરણોમાં જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ભારતી મૈયાનો એક સ્થળે મેળાપ થયો હતો. તે વખતે મૈયા પૂર્ણ યુવાવસ્થામાં હતાં. તે વખતનું તેમનું નામ નિર્મળા હતું અને ત્હેમને માટે લોકોમાં ઘણોજ ખરાબ મત બેસી ગયો હતો. પરંતુ ગુણવંતલાલનો સ્વભાવ ઘણોજ દયાળુ હોવાથી

લોકોના એ વર્ત્તનથી ત્હેને ઘણુંજ ખરાબ લાગ્યું અનેત્હેમને માટે ત્હેના હૃદયમાં ઘણીજ લાગણી ઉત્પન્ન થઇ. ત્હેમણે એક વખત નિર્મળાની ખાસ મુલાકાત લીધી અને નિરપેક્ષ તથા નિર્મળ બુદ્ધિથી ત્હેને કહ્યું; "બ્હેન, આજ ઘણા દિવસથી હું જોતો આવ્યો છું કે જનસમાજમાં ત્હમારા માટે ઘણી ખરાબ વાતો ચાલી રહી છે. બે હાથ વિના તાળી પડી શકતી નથી, તે પ્રમાણે એમાં પણ કંઇક તથ્ય તો હોવું જોઇએ કે ત્હમારાથી પણ થોડો ઘણોએ અપરાધ તો થયો હશે જ તોપણ ત્હમારી આવી દીન દશા જોઈને મ્હને ત્હમારી તરફ સહાનુભૂતિ થાય છે. બ્હેન, હું ત્હમારો એક ભાઇ છું એમ માનો અને ખુલ્લા દિલે જે કંઈ કહેવા જેવું હોય તે સઘળું મ્હને કહો. કદાચ ત્હમારા હાથે કંઇક ખરાબ કામ થયું હશે અથવા તો ખરો માર્ગ ભૂલી ત્હમે વાંકાં ચૂંકાં પગલાં ભર્યાં હશે; તો પણ ત્હમને હવે ત્હેનો સંપૂર્ણ પસ્તાવો થયો હોય તેમ લાગે છે. બ્હેન, શુદ્ધ હૃદયનો પસ્તાવો એ પરમેશ્વરને પામવાનું પહેલું પગથીઉં છે. પાપી હૃદયને શુદ્ધ કરનાર તે એક જાતની અગ્નિ છે. એક કવિએ વાજબી જ ગાયું છે કેઃ—

" હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે !
પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે ! "*

એવી રીતે ત્હમને હવે ત્હમારાં ભૂતકાર્યોનો જે સમયે પૂરેપૂરો પસ્તાવો થાય છે તેવે સમયે પણ કોઇની તરફથી સહાનુભૂતિના શબ્દ સાંભળવા ન મળે અને જો જનસમાજ તરફથી ત્હમારો તિરસ્કાર થતો રહે, તો ત્હમને ત્હમારા પોતાના ઉપર કંટાળો આવતાં ત્હમારા હાથે કંઇ અણધાર્યું વિપરિત કામ થઇ જાય એ સર્વથા સંભવિત છે. બ્હેન, એ વાતનો મ્હને પોતાને અનુભવ થયો છે, તેથી જ ત્હમારા માટે મ્હારૂં મન બળે છે. હમણાં મ્હારી પત્ની ઘણી જ માંદી છે, અને ત્હેની પાસે રહેવા એક સ્ત્રી નોકરની જરૂર છે, તેથીજ હું કહું છું કે મ્હને ત્હમારા ધમના ભાઈ તરીકે ગણીને ત્હમારો ઇતિહાસ ખુલ્લા મનથી કહો તો હું ત્હમારા સંબંધે કંઈ પણ વિચાર કરી શકું."

ગુણવંતલાલના આ સહાનુભૂતિ ભર્યાં શબ્દો સાંભળી નિર્મળાનું હૃદય ભરાઇ આવ્યું. પુષ્કળ દિવસોથી ત્હેણે એવા મમતાભર્યાં શબ્દો સાંભળ્યા ન્હોતા. તેથી ગુણવંતલાલના આશ્વાસનથી ત્હેને ધીરજ આવી અને ત્હેમને પોતાના ધર્મબંધુ સ્હમજીને ત્હેણે પોતાનું મન ત્હેમની આગળ

* સ્વ. કલાપી.

ખુલ્લું કર્યું. ત્હેણે કહ્યું, " ગુણવંતલાલભાઇ, આ જગતમાં મ્હને 'મ્હારી નિર્મળા' એમ કહેનાર કોઇ રહેલું નહોતું. હું ક્યારે પરણી અને ક્યારે રાંડી તે જાણતી નથી. પણ લોકોના કહેવા ઉપરથી હું જાણી શકી હતી કે ઘણીજ ન્હાની વયમાં હું વિધવા થઇ હતી. મ્હારી માતા પણ એ વખતમાં મરી ગઇ હતી. કોઇનો આધાર ન હોવાથી હું એક શેઠના ઘરમાં બાળ બચ્ચાંને સંભાળવા માટે રહી હતી. તેમનાં શેઠાણી ઘણાંજ ભલાં હતાં. ત્હેમની પાસેથી હું ઘણી સારી વાતો શિખી હતી. પરન્તુ ખરેખરા પ્રસંગે ત્હેનો કશો એ ઉપયોગ થઈ શક્યો નહિ. મ્હારા શેઠની ઘરની બાજુમાં કૃષ્ણલાલ નામનો એક ડોળઘાલુ સુધારક ગૃહસ્થ-ગૃહસ્થ શાનો? મૂઓ કુધારક, ચાંડાળ–રહેતો હતો. ત્હેણે મ્હારી સાથે ઓળખાણ કરી અને મ્હને સુખ–ચેનની પુષ્કળ વાતો કરીને લુબ્ધ કરી દીધી. અને 'તું તૈયાર હોય તો હું ત્હારી સાથે પુનર્વિવાહ કરૂં. મ્હને સરકારી નોકરીમાંથી માસિક પોણોસો રૂપીઆ પગાર મળે છે.' વગેરે જાતની ઘણી ઘણી વાતો કરી ત્હેણે મ્હારૂં મન પોતાની તરફ વાળવાના અતિશય પ્રયત્નો કર્યા. પહેલાં તો થોડા દિવસ સુધી મ્હારા મન ઉપર એવી વાતોની ઝાઝી અસર થઇ નહિ. કારણ કે, પુનર્વિવાહના નામથી પણ મ્હને એક પ્રકારનો ભય લાગતો હતો. પણ પછી તો દરરોજ તે મ્હને મળતો, હું બહાર જતી આવતી હોઉં તે સમય ધ્યાનમાં રાખી મ્હને મળવાના પ્રસંગ શોધી કાઢતો, મ્હને આજ એક તો કાલે બીજી એમ ન્હાની મોટી વસ્તુઓ લાવી આપતો. આમ થતાં ધીમે ધીમે હું ત્હેની શબ્દજાળમાં ફસાઇ, અને પછીથી કેટલાક મહિનાઓ સુધી અમે સંકેત સ્થળે ગુપ્તપણે મળવા લાગ્યાં. આવી રીતે હું તે ચાંડાળ–રાક્ષસના પંજામાં સંપૂર્ણ રીતે ફસી. પછીથી તે મ્હને દરરોજ મળવાના અખાડા કરવા લાગ્યો તથા ત્હેના બીજા વર્તનમાં પણ ફેરફાર થવા લાગ્યો. આમ એના રંગ–ઢંગ બદલાતા જોઇ એક દિવસે મ્હેં ત્હેણે આપેલા વચન પ્રમાણે પુનર્વિવાહની વાત કાઢી, પણ તે વખતે તો એ નર પિશાચ બિલકુલ છુટી પડ્યો. ગુણવંતભાઇ, તે દિવસથી મ્હારા દુઃખની શરૂઆત થઇ. ગાઢ અંધકારમાં કે ઉંડામા ઉંડા ભોંયરામાં કરેલું પાપ કદીએ છૂપું રહ્યું છે? ભાઇ, તે પછી થોડાજ વખતમાં મ્હારૂં ગુપ્ત કૃત્ય ઉઘાડું થયું. લોકો મ્હારો તિરસ્કાર કરવા લાગ્યા અને દિવસે દિવસે મ્હારી સ્થિતિ અત્યંત શોચનીય થવા લાગી. બહાર નીકળતાં પણ હવે મ્હારો જીવ ચાલતો નહોતો. લોકો તો મ્હને પોતાને બારણે પણ ઉભી રહેવા દેવામાં પાપ સ્હમજતાં હતાં. હું ઘણી વખત રાત્રે અંધારામાં

કૃષ્ણલાલના ઘેર ગઈ; પણ તે ચાંડાળ તો મ્હને મળતો જ નહિ. આમ કેટલાક દિવસો જતાં હું ઘણી જ કંટાળી ગઈ. જીવન મ્હને ઝહેર જેવું લાગવા માંડ્યું અને આત્મહત્યા કરીને આ બધા દુઃખનો એક વખતે અંત લાવવો એવો છેવટનો વિચાર રાતદિવસ મ્હારા મનમાં ઘોળાવા લાગ્યો. બાઈ, એક દિવસ મ્હને તે વખતે એક એક યુગની માફક લાગતો હતો. બાળલગ્નની રૂઢી ઉપર, બાળલગ્ન કરનાર માબાપ ઉપર, હિન્દુસંસાર ઉપર અને મ્હારા જેવી ભોળી ભામાઓને ભમાવનારા આવા નર રાક્ષસો ઉપર મ્હને તે વખતે તિરસ્કાર છૂટ્યો હતો. ઘણી વખત મ્હને શેઠાણી વાતમાં ને વાતમાં સંસાર કેવો હોય છે તે સંબંધે કહેતાં કે:-'પુરૂષવર્ગ ઘણો નિષ્ઠૂર હોય છે. કેટલીએ તરૂણ બાળાઓને પોતાની વિષય લોલુપતાની ખાતર મીઠું મીઠું બોલી ફસાવે છે, પરંતુ જ્યારે ત્હેમના કાર્યનો બદલો લેવાનો વખત આવે છે ત્યારે ને બિચારી નિરાધાર બાળાને છોડીને ત્હેઓ ક્યાંએ ચાલ્યા જાય છે કે ત્હેમનો ફરીથી પત્તો પણ ન લાગે. બાઈ, મ્હને એ શબ્દો તે વખતે સ્હમજાતા નહોતા પણ આ સંકટ સમયે સમજાયા. બિચારી સ્નેહમુદ્રા સાચું જ કહી ગઈ છે કે, હિન્દુસંસારમાં

" નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છન્દથી;
પણ નારીને રોયા વિના નહિં કર્મમાં બીજું કંઇ. "

"મ્હારા કર્મે એ વખતે રોવાનું જ હતું. છેવટે એ બધું મ્હારાથી સહન થઇ શક્યું નહિ. તેથી એક દિવસે નીચે માથે હું મ્હારા જૂના શેઠના ઘેર ગઇ અને શેઠાણીના પગમાં મસ્તક મૂકી રડી પડી. ત્હેમણે મ્હને ઘણી ઘણી રીતે ધીરજ આપી, અને બહુ બહુ દ્રષ્ટાન્તો આપીને મ્હારા મનનું શાન્તવન કર્યું. ત્હેમનો એકે એક શબ્દ મ્હને હજી પણ સાંભરે છે. ત્હેમણે કહ્યું:-'જો, મ્હેં તો ત્હને પહેલેથીજ કહ્યું હતું. કારણ ત્હારા જેવી બાળવિધવા છોકરીને આ દુનિઆમાં ઘણો ડર! ત્હારાથી કંઇ આવું તેવું કામ થઇ ન જાય તે માટે હું પહેલેથી જ આ વિચિત્ર જગતની વાતો કરતી હતી. પણ હવે થયું તે થયું. તે કંઇ નહિ થયું થવાનું નથી! તોપણ બીજાઓની માફક હું ત્હારી જાતનો તિરસ્કાર કરીશ નહિ. ત્હારા હાથે આવું પાપકર્મ થયું છે એ ખરૂં, તોપણ ત્હારી વય તરફ જોવું જોઇએ. મોટી મોટી ઉમ્મરે પણ પ્રજોત્પત્તિ કરતાં, વિષયના દાસ થઇ રહેતાં સ્ત્રી-પુરુષો જ્યારે પોતાના મન ઉપર કાબૂ રાખી શકતાં નથી તો પછી બાળવિધવાઓ માટે ત્હેઓ બીજી જાતનો કાયદો ઘડવાની શી રીતે વાતો કરી શકે? અરે! ત્હેમને તેનો ન્યાય કરવાનો કે તે સંબંધે એક શબ્દ પણ ઉચ્ચારવાનો

શે ઉકે હોય ? ઘરમાં યુવાન પુત્રી અથવા પુત્રવધૂ વિધવા થયેલી હોય, છતાં હિન્દુ કુટુમ્બમાં જે જાતનું વર્તન રાખવામાં આવે છે તે જોતાં તો ત્હેઓ પોતેજ એ જાતના કાર્યને ઉત્તેજન આપે છે એમ કહ્યા વિના ચાલતું નથી.* આ વિષયનો સપાટો એવો પ્રબળ છે કે મ્હોટા મ્હોટા ઋષિ મુનિઓ કે દેવો પણ ત્હેમાંથી છૂટી શકયા નથી તો પછી ત્હારા જેવી બાળ-વિધવાની તો વાતજ શી ?' આવી જાતની ત્હેમણે ઘણી ઘણી વાતો કરી.

"ગુણવંતલાલભાઈ, તે પછી મ્હને તે પરોપકારી બાઇએ પચાસ રૂપીઆ આપી યાત્રાને બ્હાને પંઢરપુર મોકલી દીધી. ત્હાંના 'બાળહત્યા પ્રતિબંધક આશ્રમ'માં હું ગઇ. ત્હાં મ્હારા જેવી આઠ દુર્દૈવી સ્ત્રીઓ હતી. એક બે દિવસમાં જ મ્હારે ત્હેમની સાથે ઓળખાણ થઇ ગઇ. કારણ, સરખી જાતનાં દુઃખવાળાં મન એક બીજા તરફ વધારે જલદી ખેંચાઈ શકે છે. પ્રત્યેકની વાતો દુઃખમય હતી. એ વાતો સાંભળ્યા પછી મ્હને એવું જણાયું છે કે, આ સઘળા પાપનું મૂળ પુરૂષ વર્ગ જ છે. ભાઈ, હું આમ પુરૂષોને દોષ આપું છું તેથી ખોટું લગાડશો નહિ. પણ શું કરૂં ? જ્યારે જ્યારે મ્હને એ બધી વાતોનું સ્મરણ થાય છે, ત્યારે ત્યારે મ્હારા શરીરના રૂંવેરૂંવે અગ્નિ પ્રજ્વલિત થઇ હોય એમ મ્હને લાગે છે. એ આશ્રમમાંની આઠ જણીઓમાંની પાંચ સાધુપણાનો ડોળ કરી ફરનારા ભક્તોએ અને બીજીઓને સુધારકના ઓઠા નીચે ફરનારા લુચ્ચાઓએ ફસાવી હતી. ભક્ત, સુધારક, સમાજ હિતેચ્છુ એવાં સારાં સારાં નામ ધારણ કરી વિધવાઓનાં દુઃખ દૂર કરવાનો એ ચાંડાળો ડોળ કરે છે; પરન્તુ ત્હેમનાં કાળાં કૃત્યો જોઈએ તો એક એકથી ચડી જાય છે ! બિચારી વિધવાઓના પેટમાં પેસી, 'અમને છોકરીઓ મળતી નથી એમ નહિ, પરન્તુ ત્હમારા જેવી દુઃખમાં ફસાએલી ગાયોનો ઉદ્ધાર કરવા માટે જ અમે માત્ર આ પ્રયત્ન કરીએ છીએ. તેથી તમારે થોડું ઘણું ધૈર્ય બતાવવું જોઇએ. જન્મભર આવા દુઃખમાં સડવા જેવાં ત્હમે શા પાપ કર્યાં છે ? તૈયાર થાવ કે તુરત ત્હમારો પુનર્વિવાહ થશે.' એવાં એવાં મ્હોઢાનાં મીઠાં અને લાગણી ભરેલાં ભાષણો કરીને તથા બીજી પણ કંઈ કંઇ લાલચો બતાવીને તે ચાંડાળો, વૈધવ્યરૂપી અગ્નિથી બળી જળી રહેલી દુઃખી છોકરીઓને આડે માર્ગે લઈ જાય છે અને છેવટે કાને હાથ દઇ દૂર થઈ જઇ ત્હેમના પંઝામાં ફસાયેલી સ્ત્રીઓને નિરાધાર કરી ફસાવે છે ! એવીજ એ આશ્રમમાંની ઘણી ખરી કમનશીબ વિધવાઓની હકીકત હતી ! ભારતવર્ષમાંની લાખો વિધવાઓનાં નેત્રો આવાં

* જુઓ ચિત્ર નં. ૪

અસહ્ય દુઃખોથી એક ઘડી પણ સુકાતાં નથી, અને ત્હેમનાં નેત્રોમાંથી વહેતાં ઉષ્ણ અશ્રુજળે આપણી ભગવતી ધરતીમાતાનું હૈડું સીઝાયાં કરે અને પોતાના વિધવા બ્હેનોનાં આવા અસહ્ય સંકટો નિવારવા ભારતવાસીઓ જોઇને ત્હેવો યત્ન નથી કરતા તેથી એ ધરતીમાતા આપણાથી કંટાળી ગયાં છે અને તેથી જ આ આર્યભૂમિએ પૃથ્વીપણું ત્યજી દઇને પોતાના સાચા પુત્રોનું પદ પરદેશીઓને આપી દીધું છે, એવું એક કવિએ* કહ્યું છે, તેમાં શું ખોટું છે ! એ આશ્રમમાં રાત્રે આ વાતનો મ્હેં એટલો બધો વિચાર કર્યો કે, મ્હને તે રાત્રે સખત તાવ આવ્યો. ગમે તેટલા યત્નો કરવા છતાં મ્હારા મગજમાંથી તે વિચાર ખસતો નહોતો. ઘડીભર તો મ્હને એમ પણ થયું કે, એવા લોકો આગળ જઇ માથું ફોડીને પ્રાણ આપું. વળી પાછું એવું થયું કે એ વેરનો પૂરેપૂરો બદલો લેવો. આવા ને આવા વિચારોને લીધે મ્હારો તાવ વધ્યો, અને એવી ને એવી હાલતમાં બીજે દિવસે મ્હારો છુટકો થયો. પરંતુ તે દુઃખી બાળક જીવ્યું નહિ. મ્હારા જ કૃતકર્મના ફળ—તે મૃત બાળકને જોઇને મ્હેં બાળહત્યા કરી છે એવા વિચાર મ્હારા મનમાં આવતાં હું લગભગ ઉન્માદિની બની ગઈ. તે પછી આઠ દિવસ સુધી મ્હને મ્હારૂં પોતાનું પણ ભાન નહોતું. ગુણવંતલાલ, સ્ત્રીઓમાં બધી સરખી હોતી નથી. ખરાબ માર્ગે જનારી સ્ત્રીઓ પણ હશે એ હું કબૂલ કરૂં છું, પરંતુ ત્હેમને ખરાબ માર્ગે વાળવામાં મુખ્ય હાથ પુરૂષોનો જ હોય છે, એની મ્હારી તો તે આશ્રમના અનુભવ ઉપરથી સમ્પૂર્ણ ખાતરી થઈ છે. ત્હાં હું એક મહિનો રહી હતી. ત્હાંથી હું પાછી અમદાવાદ આવી. આજકાલ અહિં આવ્યાને મ્હને બે વર્ષ થવા આવ્યાં છે, તોપણ હજુ જનમસમાજ તરફથી મ્હારૂં એક સરખી રીતે અપમાન થતું રહ્યું છે. ”

નિર્મળાની આ હકીકત સાંભળીને ગુણવંતલાલના હૃદયમાં ત્હેને માટે ઘણી જ દયા ઉત્પન્ન થઇ, અને બીજે દિવસે ત્હેને પોતાના ઘેર બોલાવી. ઘેર જઇને ને વાત ત્હેણે પોતાની પત્નીને પણ કહી સંભળાવી. કાન્તા એ પ્રતાપરાય દેસાઇની મ્હોટી પણ સાવકી બ્હેન હતી. તે પહેલેથીજ માંદી ને માંદી રહેતી હોવાથી ત્હેના વડિલ કલ્યાણરાય દેસાઇએ ગુણવંતલાલને ઘરજમાઇ રાખ્યા હતા. ગુણવંતલાલે નિર્મળાને પોતાના ઘેર બોલાવી તે વખતે પણ કાન્તા માંદી હતી અને ત્હેની સારવાર માટે એક બાઇની જરૂર હતી; તેથી ત્હેણે નિર્મળાને તે કામ માટે

* સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

રાખી લીધી. પરન્તુ થે તેજ વખતમાં ઘરના સ્ત્રીમંડળમાં તે વિષે ગૂપચૂપ [illegible] કાન્તાબ્હેન [illegible] રહ્યું [illegible] ટાં હોવાથી [illegible]મન [illegible] કલ્યાણરાય [illegible] આ પ્રસંગે [illegible] દિવસ [illegible] કેટલાક દિવસમાં કાન્તા એ લાંબા સમયની માંદગીનો ભોગ થઈ મરણ પામી. વિહારી તે વખતે અગિઆર વર્ષની ઉમ્મરનો હતો. વિહારી પછી કાન્તાને ત્રણ સંતાન થયાં હતાં, પરન્તુ એવી માંદી માતાનાં બાળકો વધારે દિવસ જીવી શક્યાં નહોતાં.

કાન્તાબ્હેનના મરણથી પ્રતાપરાય દેશાઇનાં પત્ની પાસે બાસાહેબનો અધિકાર આવ્યો. એ અધિકાર હાથમાં લીધા પછી પાંચ છ મહિનામાંજ ત્હેણે ગુણવંતલાલ અને નિર્મળા ઉપર બરાબર રૂઆપ બજાવ્યો. ગુણવંતલાલ ઘણુંજ શાંત સ્વભાવનો હતો, તેથી શરૂઆતમાં તો ત્હેણે સ્ત્રીઓના બોલવા ઉપર વધારે લક્ષ ન આપ્યું. પરંતુ એક દિવસ ઘરનાં સ્ત્રીમંડળે નિર્મળા સાથે ગુણવંતલાલને આડો વ્યવહાર છે એવી વાત ઉડાવી, અને ગુણવંતલાલના કાને એ વાત આવી. એથી ત્હેનો પિત્તો ઉકળ્યો અને ક્રોધાવેશમાંજ વિહારીને લઇને ત્હેણે સસરાનું ઘર છોડયું.

ગુણવંતલાલના સસરા—કલ્યાણરાય દેસાઇ સર્વ ગુણસંપન્ન માણુસ હતા; પરન્તુ ત્હેમનો સ્વભાવ લગાર અભિમાની હતો, અને વળી ઈનામદાર હોવાથી તે કદીપણ કામ માટે ઘરની બહાર જતા નહિ. પરન્તુ શહેરના ધનાઢ્ય લોકોને ઝવેરાતના મૂલ્યવાન દાગીના જોઇતા હોય તો કલ્યાણરાયને દેખાડયા વિના અને ત્હેમની સલાહ લીધા વિના કદી પણ લેતા નહિ. કલ્યાણરાય આવી વસ્તુઓ તપાસતી અને ત્હેની કસોટી કરતી વખતે હંમેશાં પોતાના જમાઈ ગુણવંતલાલને પાસે રાખતા તેથી ગુણવંતલાલને ધીમે ધીમે એ ધંધાનું સારૂં જ્ઞાન મળ્યું હતું. એ જ્ઞાનનો ત્હેણે આ વખતે ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો.

શરૂઆતમાં તો સસરાથી જુદા રહેવા માટે તથા નિર્મળા જેવી તરૂણ અને લોકોની દૃષ્ટિમાં હલકી પડેલી વિધવાને પાસે રાખવા માટે ગુણવંતલાલને પુષ્કળ લોકનિંદા સહન કરવી પડી. પરન્તુ શાન્ત સ્વભાવને લીધે ત્હેણે તે સઘળું ધીરજથી સહન કર્યું; પાંચ મહિના પછી નિર્મળાને વિહારીના સંરક્ષણનું કામ સોંપીને ત્હેમણે અમદાવાદ છોડયું. અને પોતાના જ્ઞાનની પરીક્ષા આપવા માટે કેટલાંએ દેશી સંસ્થાનો તથા લગભગ હિન્દુસ્થાનમાં

તમામ મોટાં શહેરોની મુસાફરી કરી; છેવટે કાશ્મીરમાં ત્હેના જ્ઞાનની ખરી કિમ્મત થઈ. ત્હાંના મોનીના એક મોટા વ્યાપારીને ત્હાં ગુણવંતલાલ નોકર રહ્યો અને એક ગામમાં છ વર્ષ એક જ જગાએ નોકરીમાં ગાળ્યાં. તેટલા વખતમાં ત્હેણે મલબાર અને કરાનનો અખાત તથા બોર્ટીઓ વગેરે સ્થળે જઈ પોતાના શેઠનો વ્યાપાર ઘણો જ વધારી દીધો, અને એટલી અવધમાં પોતે પણ લગભગ બે અઢી લાખની મૂડી જમાવી. તેટલાથી સંતોષ માની તે પાછો અમદાવાદ આવ્યો અને શાહપુરના રસ્તે સાબરમતીના કિનારે એક ભવ્ય અને પ્રચંડ બંગલો બાંધ્યો. આટલા વખતમાં વિહારી મેટ્રીકની પરીક્ષામાં પાસ થઇ ગુજરાત કૉલેજમાં દાખલ થઇ ગયો હતો. પરંતુ ત્હેની ઇચ્છા વૈદ્યકના ધંધા તરફ વધારે હોવાથી કૉલેજમાં બે વર્ષ પૂરાં કરી તે મુંબઈની ગ્રૅન્ટ મેડીકલ કૉલેજમાં દાખલ થયો હતો.

વિહારી જે વખતે અમદાવાદ છોડી મુંબઈમાં વિદ્યાભ્યાસ માટે ગયો તે વખતે નિર્મળાએ ગુણવંતલાલ પાસે તિર્થયાત્રાએ જવાની પરવાનગી માગી, અને બે વર્ષ તીર્થયાત્રામાં ગાળીને અમદાવાદમાં સત્યાનંદસ્વામીની સાથે ત્હેમની શિષ્યા તરીકે ભારતીમૈયાનું નામ ધારણ કરીને આવી હતી: તે પછી સત્યધર્માશ્રમની સ્થાપના થઈ હતી. એ હકિકત વાચક આ વાર્તાના પહેલા પ્રકરણમાં જ વાંચી ગયા છે.

ગુણવંતલાલના સાબ્રમતિના કાંઠે આવેલા એજ બંગલાના દિવાનખાનામાં આપણે વિહારી અને નરેન્દ્રને વાર્તાલાપ કરતા જોયા છે.

---

## પ્રકરણ ૫ મું.

---

### 'ફીસ્ટ'નું આમંત્રણ.

" ઉડાવ્યાં મિષ્ટ મિષ્ટાનો, મળી મિત્રો તણી સંગે;
ભૂખ્યાં જનને ન કંઇ આપ્યું, વહ્યું વ્યાહૂત કરેથી શું ! "

---

વિહારી અને નરેન્દ્રની વાતો ઘણા વખત સુધી ચાલી. વીશી, હૉટેલ વગેરે સ્થળે નોકરી કરતા બાળકો વિશે વાતો કરતાં કરતાં ત્હેઓ સમાજની સાથ સ્થિતિ તરફ વળ્યા.

વિહારી : "પણ નરેન્દ્ર, ત્હેં ત્હારી પોતાની દિશા કેવી રીતે નક્કી કરી રાખી છે તે તો ત્હેં હજી સુધી મ્હને કહ્યું નહિ !"

નરેન્દ્ર : "એમાં વળી શું કહેવાનું છે ? કૉલેજમાં અભ્યાસ કરતી વખતે કલ્પનાના વાતાવરણમાં આશાના જે કિલ્લા આપણે રચ્યા હતા, ભવિષ્યમાં આમ કરીશું ને ત્હેમ કરીશું એવાં એવાં જે ખાલી ગપ્પાં મારતા હતા, તે બધું અત્યારે જ્યારે સાંભરે છે ત્યારે મ્હને મ્હારા ઉપર જ હસવું આવે છે."

"શા માટે ?"

"શા માટે ? અરે, કૉલેજના પાંજરામાંથી છૂટયા પછી, આપણી કલ્પનામાં પણ આવી ન હોય તેવી બગડી ગયેલી સમાજની સ્થિતિ પ્રત્યક્ષ જોતાં તે વખતના આપણા વિચાર કેટલા અપક્વ અને કેટલા પોકળ હતા, તે હવે બરાબર સમજાય છે."

"જો એમ છે-ત્હને પ્રત્યક્ષ સમાજસ્થિતિ કેવી છે એ જો હમણાં જ બરાબર જણાયું હોય તો પછી ત્હારે તો વિશેષ બળથી પ્રયત્ન કરવો જોઇએ. એ શિવાય વળી બીજી પણ એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. નરેન્દ્ર, તું વિલાયત જઈ આવ્યો છે તેથી સમાજહિત માટે તું જે જે ચળવળ કરીશ ત્હેને મહત્વ મળવાનું અને સમાજ ઉપર ત્હારૂં સારી રીતે વજન પડવાનો ઠીક સંભવ પણ છે."

"ત્હારી આ વાત તો બહુ માનવા જેવી નથી. વિહારી, હું વિલાયતનું પાણી પીને આવ્યો છું એટલે હું વધારે ઉપયોગી બની ગયો હોઉં એવું જો ત્હને લાગતું હોય તો ત્હારો એ મત ભૂલભરેલો છે. અરે ભાઇ, આજકાલ વિલાયત જઇને આવનારા શું અને ચીન જાપાન જઈ આવનારા શું, બધા સરખા જ ! હું તો વિલાયત જઈ આવનારાઓને યત્‌કિંચિત્ પણ વધારે મહત્વ આપતો નથી. કારણ, વિલાયત કે બીજે જનારા લોકો સેંકડો રૂપીઆ પાણીમાં નાખી સ્વદેશની ઉન્નતિમાં કારણભૂત થાય એવા ગુણ લઈ આવવાને બદલે ઉલટા વિલાયતી બનીને જ આવે છે."

"નરેન્દ્ર, ત્હારૂં કહેવું એક રીતે તો ખરૂં છે." વિચાર કરીને વિહારીએ કહ્યું : "શરૂઆતમાં વિલાયત જઇને આવેલા પદવીધરો માટે

આપણા લોકોમાં કંઇક માન હતું એ વાત ખરી, પરંતુ હવે તો એ વાત બદલાઇ ગઇ છે!"

એટલામાં શંકર આવ્યો અને વિહારી પાસે જઇને બોલ્યોઃ "ભાઇ, આશ્રમમાંથી ત્હમને કોઇ બોલાવવા આવ્યું છે."

"પણ બાપા ક્યહાં છે?"

"તે ત્યહાંજ છે અને એમણેજ ત્હમને બોલાવવા માણસ મોકલ્યું છે."

"ઠીક તો ચાલો. તું પણ મ્હારી સાથેજ ચાલ."

"વારૂ ત્યહારે વિહારી, તું જા આશ્રમમાં, હું હવે જઇશ. મ્હને તો એમ થતું હતું કે, તું આવ્યો છે તો આપણે ક્યાંક ફરવા જઇશું! વિક્ટોરીઆ ગાર્ડન કે એલીસબ્રીજ તરફ ગયા હોત તો ઠીક!" નરેન્દ્રે ઉઠવાની મરજી દેખાડતાં કહ્યું.

"એલીસબ્રીજ ઉપર કેમ? પૂલ ઉપર શું વિશેષ છે?"

"વિશેષ તો કંઇ નહિ. પણ આજકાલ એ તરફ સુશિક્ષિત યુવક–યુવતીઓનાં ટોળાં ફરવા આવતાં હશે!"

"હાં હાં! પણ નરેન્દ્ર, તે ટોળાં જોઇને ખુશી થવાના કરતાં મ્હારી સાથે સ્વામીના દર્શન માટે આવે તો?"

"તો તો બો! તુંજ જા અને બેસ ત્હારા તે સ્વામી આગળ માથું પકવતો."

"અરેરે! નરેન્દ્ર, ત્હારી અહિં મ્હોટી ભૂલ થાય છે. ત્હને તેમનો અનુભવ નથી માટેજ સ્વામી માટે તું આવું બોલે છે!"

"અરે શાના સ્વામી તું લઇ બેઠો છે, વિહારી? સ્વામીનો કાળ તો ગયો. આજકાલ તો એવા બાવનલાખ સાધુડા ભારતવર્ષને ભારે મારતા રખડે છે અને મફતના માલમલીદા ઉડાવે છે. એ બધા નામના સ્વામી, અને તેમનાં કામ જોયાં હોય તો—"

"બસ, બસ, નરેન્દ્ર, એ સંબંધે હવે વધારે બોલવાની જરૂર નથી. અનુભવ સિવાય અગ્નિની પ્રખરતા કળી શકાતી નથી એ ખરૂં છે! ત્હારી ઇચ્છા ન હોય તો તું ન આવીશ, પણ—"

"ઠીક ભાઇ રહી અમારી વાત!" એમ કહીને નરેન્દ્ર ઘેર જવા ઉભો થયો.

સ્વામી માટે નરેન્દ્રનું બોલવું સાંભળી વિહારીને ખરાબ લાગ્યું પરંતુ તે કંઈ બોલ્યો નહિ. નરેન્દ્ર ઉઠયો એટલે પોતે પણ ઉભો થયો અને કપડાં પહેરવા લાગ્યો. વિહારીનું આ મૌનવ્રત જોઈ સ્વામી માટે પોતે જે અદ્દાતદ્દા બોલ્યો હતો તે માટે નરેન્દ્રને પસ્તાવો થવા લાગ્યો. અને વિહારી કપડાં પહેરી રહ્યો એટલે ત્હેણે પૂછ્યું: "કેમ વિહારી, આમ એકદમ મૂંગો કેમ બની ગયો? ત્હારા સ્વામી માટે હું બોલ્યો એટલે ત્હને ખરાબ લાગ્યું જણાય છે!"

"હા, એમ તો ખરૂં જ! મ્હારા કરતાં એમાં ત્હારો વધારે લાભ સમાયલો છે; પરન્તુ હમણાં એ વિષયમાં બોલવાનું શું કામ છે! અનુભવ થશે એટલે ત્હને બધુંએ સ્હમજાશે."

"ઠીક છે તો! હું પણ કોઈ દિવસ ત્હારી સાથે આવીશ અને ત્હારા સ્વામીનો જરૂર અનુભવ મેળવીશ."

આમ વાત કરતા કરતા બન્ને મિત્રો નિકળ્યા. શંકર ત્હેમની પાછળ જ હતો. ભદ્રની નજીક આવતાંજ વિહારીને કંઇક વાતનું સ્મરણ થયું. તે એકદમ નરેન્દ્ર તરફ વળ્યો અને બોલ્યો:

"નરેન્દ્ર, ત્હને એક વાત કહેવાની વીસરી ગયો. કાલ રાતે કૉલેજના રસ્તા તરફ જતાં પૂલની પેલી તરફ છાપરાં છે એમાં એક બાઈ મરી ગઈ, ત્હેની બાલવિધવા પુત્રીને ભારતીમૈયા આશ્રમમાં લાવ્યાં છે. ત્હેને મ્હેં આજ સ્હવારે જોઈ ત્યહારે મ્હને ઘણુંજ લાગી આવ્યું. તે વખતે મ્હારા મનમાં એવો વિચાર થઇ આવ્યો કે, પુનર્વિવાહને યોગ્ય હોય તો તે આવીજ બાલવિધવાઓ હોવી જોઇએ. તું જો એક વખત ત્હેને જુએ તો ત્હને પણ એમજ લાગે."

"અરે ભાઇ, ભારતવર્ષમાં એવી તો કેટલીએ બાળ વિધવાઓ છે. તે બધાંનો વિચાર કરવા માંડીએ તો—"

નરેન્દ્રને વચ્ચેજ અટકાવીને વિહારી બોલી ઉઠયો: "પણ ત્હેમાંએ ખરી સહાનુભૂતિને યોગ્ય એવી બાળવિધવાઓ વિષેનો વિચાર કરવો જ જોઇએ."

"હા તે ખરૂં! પણ ખરી સહાનુભૂતિને યોગ્ય એટલે શું? ગમે તે વિધવા સંબંધે વિચાર કરવા માંડીએ તો તે સહાનુભૂતિને યોગ્ય જ હોય!"

આશ્રમ તરફ વળવાનો રસ્તો આ વખતે આવ્યો હતો, એટલે નરેન્દ્રના પ્રશ્નના ઉત્તરમાં વિહારી કંઈ પણ બોલ્યો નહિ. એટલામાં પાછળથી



કનકરાયે માથા ઉપર ગુલાબી સાફો બાંધ્યો હતો, ત્હેનો લાંબો છેડો પીઠ ઉપર ફરફરી રહ્યો હતો.

( પૃષ્ઠ ૪૩ )

આવતી એક મોટર અતિ વેગથી પૂલ તરફ જવા વળી. પણ અંદર બેઠેલી વ્યક્તિએ નરેન્દ્રને જોતાંજ મોટર એકદમ ઉભી રખાવી. તે જોઇને વિહારી-એ નરેન્દ્રને પૂછ્યું:" કોઈ ઠાકોરનો કુમાર લાગે છે, નહિ વારૂ ?"

"ના રે, ઠાકોર વળી ક્યાંનો ? એ તો શાહીબાગવાળા પેલા પ્રતાપરાય દેસાઈનો પુત્ર."

"એમ કે ? ઠીક ત્યારે હવે હું જઈશ."

"અરે ઉભો તો રહે. જો તે અહિંજ આવે છે."

"આવવા દે. પણ ત્હેને મળવાની મ્હારી ઇચ્છા નથી. ત્હેમના અને અમારા કુટુમ્બ વચ્ચે સારો મેળ નથી." એમ કહીને વિહારી ત્યાંથી આશ્રમ તરફ ચાલ્યો ગયો.

મોટરમાંથી ઉતરેલી વ્યક્તિ એટલામાં નરેન્દ્ર પાસે આવી પહોંચી. વિહારીના કહેવા પ્રમાણે ત્હેનો પોશાક કોઇ ઠાકોરના કુમાર જેવોજ હતો. તે વ્યક્તિ પ્રતાપરાય દેસાઇનો પુત્ર કનકરાય દેસાઈ હતો. કનકરાયે માથા ઉપર ગુલાબી સાફો બાંધ્યો હતો.* ત્હેનું લાંબું છોગું પીઠ ઉપર ફરફરી રહ્યું હતું, શરીરનો બીજો ભાગ શિકારી કોટ અને સુરવાળની અંદર ઢંકાયલો હતો; અને પગમાં વિલાયતી બનાવટના બુટ હતા. કાંડા ઉપર સોનાનું 'રીસ્ટવૉચ' બાંધેલું હતું, અને હાથમાંની બારીક સોટી હવામાં આમ તેમ ઉછળી રહી હતી. કનકરાયની ઉમ્મર એકવીસ–બાવીસ વર્ષની હતી: તેમજ ચ્હેરો સુંદર હતો તેથી અજાણ્યાઓ એને ઠાકોરના કુમાર તરીકે ઓળખે એમાં કંઇ નવાઇ નહોતી, અને એ વાત ત્હેને ગમતી પણ હતી.

કનકરાય, નરેન્દ્રની પાસે આવી પહોંચ્યો અને હાથમાંની સોટી ફેરવતાં બોલ્યો: "બૅરિસ્ટર સાહેબ, તમારે ત્હાં આમંત્રણ તો આવશે જ! પણ અત્યારે અનાયાસે આપની મુલાકાત થઇ તેથીજ હું ખાસ કરીને મોટરમાંથી ઉતર્યો. આવતા શનિવારે અમ્હારા કૉલેજીઅન્સોનું સ્પેશ્યલ ગેધરીંગ અને ફિસ્ટ છે. તે વખતે તમારે આવવુંજ જોઇશે. You are an old Gujarat College student (તમે ગુજરાત કૉલેજના જુના વિદ્યાર્થી છો.) કેમ આવશોને ? એમાં વળી વિચાર શાનો કરો છો ?"

* જુઓ ચિત્ર નં. ૫ મું.

"વિચાર તો બીજો કંઈ કરતો નથી. પ-ણ ઘરમાં વાઇફ ( પત્ની ) જરા સિક રહે છે."

"તે એસ્કયુજ (બ્હાનું) નહિ ચાલે! you must Come." (ત્હમારે આવવુંજ પડશે.) એટલું કહી ઉત્તરની રાહ પણ નહિ જોતાં ફનકરાંય એકદમ ચાલ્યો અને સોટી હલાવતો હલાવતો મોટરમાં જઈને બેઠો. નરેન્દ્ર તો ક્ષણભર ત્હેની તરફજ જોઈ રહ્યા, પણ એટલામાં તો મોટર સાબરમતિના પુલ ઉપર થઈને ઝાડની ઘટામાં અદ્રશ્ય થઈ ગઈ.

નરેન્દ્ર બૅરિસ્ટરની કંઈક ઓળખાણ કરાવવી અત્રે યોગ્ય ગણાશે. આપણી વાર્તાના પ્રારંભ વખતે નરેન્દ્રની ઉમ્મર લગભગ ૨૬-૨૭ વર્ષની હતી. ત્હેની અને વિહારીની 'નેટીવ હાઈસ્કૂલ' માંથીજ ઓળખાણ થઈ હતી. અને ચારપાંચ વર્ષના સહવાસથી તે ઓળખાણે મિત્રતાનું સ્વરૂપ પકડયું હતું. તે પછી ત્રણ સ્હાડાત્રણ વર્ષ ગુજરાત કૉલેજમાં સાથે ગાળ્યા પછી વિહારી મુંબઈની ગ્રાન્ટ મૅડિકલ કૉલેજમાં ગયો અને નરેન્દ્ર બી. એ. થઈને પોતાના પિતાની ઇચ્છા પ્રમાણે વિલાયત ગયો. તે વિલાયત ગયો તે પહેલાંજ ત્હેના પિતા મરણ પામ્યા હતા. પરંતુ પિતાની ઇચ્છાને ત્હેણે ત્હેમના મરણ પછીએ માન આપ્યું હતું. શાન્તિપ્રસાદ નરેન્દ્રના પિતા સારા વજનદાર સરકારી નોકર હતા, અને પોતાનો પુત્ર વિલાયત જઈને બૅરિસ્ટર થઈ આવે એવી એમની મૂળથીજ ઇચ્છા હતી. નરેન્દ્રે એમની તે ઇચ્છા બૅરિસ્ટરની પરીક્ષા પાસ કરીને પૂર્ણ કરી હતી. એથી તે પોતાને કર્તવ્યમુક્ત થયેલો ગણતો હતો. શાન્તિપ્રસાદે પોતાની જૂના વિચારની પત્નીના અત્યાગ્રહને લીધે નરેન્દ્રને સોળ વર્ષની ઉમ્મરે ત્હેની ઇચ્છા વિરુદ્ધ પરણાવી દીધો હતો, તેથી ત્હેને ઘણીજ નિરાશા થઇ હતી. જીવનમાં ત્હેને હવે કોઇ પણ વાતની ઉમેદ રહી નહોતી. આ વાર્તાના ઉપોદ્‌ઘાતમાં લીલાધર વૈદ્યના ઘેર થયેલી વાતચિત ઉપરથી નરેન્દ્રને ગૃહસુખ કેટલું હતું, ત્હેની વાચક વર્ગને સહેજે કલ્પના થઈ શકે એમ છે. નરેન્દ્રની પત્ની મણીકુંવર છેકજ જૂના મતની હતી અને હમેશાં માંદી ને માંદી રહેતી. તેથી એ લગ્નથી નરેન્દ્રને કશું પણ સંસારસુખ મળી શકયું નહોતું. તોપણ તે ખાસ કરીને એ સ્થિતિમાંજ સંતોષ માનતો હતો. પરંતુ વિલાયત જઇ આવ્યા પછી ત્હેનાં મનને એકદમ હતાશ કરી નાખનારી એક અત્યંત શોચનીય ઘટના બની. ત્હેની એકની એક ત્હેનાથી બે વર્ષે ન્હાની બ્હેન વનલતા વૈધવ્ય દશાને પામી તેથી ત્હેનું જીવન છેક નિરસ બની ગયું હતું.

# પ્રકરણ છ ઠું.



## શિકાર જાળમાં સપડાયો !



તપાસી જામ તું પીજે : ભરેલા ઝહરના ઝાલિમ:
રખે એ ઇશ્કબાજીમાં જીવનનો ઘાત થઈ જાતો !

( કલાપીનો વિરહ. )



" જો જો હો ! કહું છું—નહિ તો પછી મ્હને ફસાવશો ! "

" નહિ—નહિ—નહિ ! એક વખત નહિ પણ ત્રણ વખત કહું છું. મ્હારા ઉપર વિશ્વાસ રાખ અને હું કહુંછું તેમ કર. એક વખત એ શિકારને ત્હેં જાળમાં પકડયો પછીથી જો મ્હારી કરામત ! "

ઉપર્યુક્ત સંવાદ પાનકોરના નાકે આવેલા એક બે માળના ઘરના દિવાનખાનામાં ચાલતો હતો. દિવા સળગવાને ઘણો વખત થયો નહોતો. એ દિવાનખાનાના મધ્ય ભાગમાં ઑસ્ટ્રિઅન બનાવટનો એક મ્હોટો દીવો સળગી રહ્યો હતો. એક બાજૂએ બેડક ગોઠવવામાં આવી હતી અને બીજી બાજુએ પડદો લટકાવવામાં આવ્યો હતો. એ શિવાય દિવાનખાનામાં બીજી કેટલીક વસ્તુઓ એવી રીતે મૂકવામાં આવી હતી કે તે ઉપરથી તુરતજ કળાઈ જતું કે એ ઘર કોઈ વેશ્યાનું હોવું જોઇએ.

" વારૂ, પણ તહમે ત્હમારી કરામત બતાવો તે પહેલાં એ શિકારને જાળમાં પકડવામાં હું મ્હારી કુશળતા પહેલી બતાવું તો તેથી મ્હને શો ફાયદો થશે ? " બેડક ઉપર બેઠેલી તે તરૂણ સ્ત્રીએ ત્હેની સાથે વાત કરતા પુરૂષને પૂછયું.

ત્હેની વય સુમારે ચોવીસ વર્ષની હતી. ત્હેણે વિષયીજનને આકર્ષી લે તેવી તંગ ચોળી અને એવીજ જાતનાં અર્ધશરીરને ઉઘાડું રાખનાર વસ્ત્રો પહેર્યાં હતાં; તથા પોતાના ધંધામાં મદદ કરે તે રીતે ત્હેણે માથાની વેણી ગૂંથી હતી.

" ફાયદા માટે શું પૂછે છે ? અરે, એ વખતે તો ઇનામદારનું બધું ઘર જ ત્હારી મૂઠીમાં આવશે ! "

" ખરી વાત, વ્રજરાય ? " પ્રફુલ્લિત વદને ત્હેણે પૂછ્યું.

" ખોટું હોય તો મ્હારે બોલવું રહ્યું."

આમ વાત ચાલે છે, એટલામાં રસ્તામાં એક ગાડી આવીને ઉભી રહી. અવાજ સાંભળતાંજ વ્રજરાયે બારીએથી ડોકું કાઢીને જોયું અને ગાડીમાંથી ગુલાબી ફેંટો બાંધેલા એક યુવકને ઉતરતો જોતાં, માથું અંદર ખેંચી લઈ ત્હેણે કહ્યું: " જમના, તૈયાર થા. કનકરાય આવ્યો. બરાબર ધ્યાનમાં રાખજે." એમ કહીને તે બાજૂમાંના પડદા પાછળ જતો રહ્યો.

ક્ષણવારમાં કનકરાય દાદર ચઢીને ઉપર આવ્યો. ત્હેને જોતાં જમના મનહર રીતે અંગ મરોડી, મ્હોં ઉપર લજ્જાનો ભાવ ધારણ કરી, વસ્ત્રો સંકોરી ઉભી થઈ ગઈ. કનકરાયની દૃષ્ટિ ત્હેના ઉપર પડતાં જ તે લેવાઇ ગયો ! ભૂલથી હું બીજાના ઘરમાં ચડી ગયો, એમ વિચારી, ગભરાયલા મને એક વખત દાદર તરફ અને એક વખત જમના તરફ જોતો તે બારણામાંજ ઉભો રહ્યો.

" આવો. એમ બારણામાં જ કેમ ઉભા રહ્યા ? " તિરછી નજરે, કામી પુરુષના ચિત્તને વિંધી નાખે તેવી અદાથી જોતાં જમનાએ કહ્યું.

" હું આવ્યો—પણ મ્હને વ્રજરાયે આ જ ઠેકાણું આપ્યું હતું. હું —હું ભૂલ્યો હોઉં એમ લાગે છે."

" ભૂલી ગયા તો પણ કંઇ પારકા ઘરમાં આવ્યા નથી તમે ! " ભ્રમર અને મુખના હૃદયવેધક અભિનય સાથે, છાતી ઉપરથી સાડીનો છેડો ઠીક કરતાં જમના બોલી; " જો ભૂલજ થઈ હશે તો પણ તે સુધારતાં આવડશે. પણ આવ્યા તો પાંચ મિનીટ બેસો તો ખરા ! "

નાઇલાજે, ડરતાં ડરતાં, કનકરાય આવીને બેઠક ઉપર બેઠો. ત્હેણે પ્રથમ, ખિસામાંથી સેન્ટ છાંટેલો રૂમાલ કાઢી કપાળ ઉપર વળેલો પરસેવો લુછી નાખ્યો. તે વખતે ત્હેના કાંડા ઉપર બાંધેલી ઘડીઆળના કરતાં પણ ત્હેની છાતીમાંનું ઘડીઆળ વધારે જોરથી અને મોટા ધડક, ધડક અવાજ કરતું ચાલી રહ્યું હતું. એ વખત જમના વસ્ત્ર સંકોરી કનકરાયની પાસે આવી થોડેક છેટે બેઠી.

" ત્હમે અત્યારે વ્રજરાયનું નામ લીધું તે વ્રજરાય પ્રતાપરાય દેસાઇના કારભારી છે તે જ કે ? "

"હા તે જ. તે અમ્હારા ઘેર નોકરી કરે છે."

"એમ કે? ત્હારે પ્રતાપરાય દેસાઇ આપને શું થાય?"

"પિતા."

"ખરી વાત છે એ? વાહ! તો તો પછી આ અલભ્ય લાભ જ કહેવાય!" વદન ઉપર આનન્દ થયો હોય ત્હેવો ભાવ ધારણ કરી, બાજૂમાં પડેલી પાનની તાસક કનકરાય પાસે મૂકતાં જમનાએ કહ્યું, "આપના સરખા મ્હોટા માણસોના પગની રજ પણ અમ્હારા ઘરને ઉબરે લાગે તે અમ્હારાં મ્હોટાં ભાગ્ય મનાય!"

"ત્હારે એ પ્રજરાય ક્યહાં રહે છે?" થોડાક વખત પછી કનકરાયે પૂછ્યું.

"આપના કારભારી પ્રજરાય કે? તે અમ્હારી પાછળના ઘરમાં જ રહે છે. ઘણા સજ્જન મનુષ્ય છે હો. કોઇ દિવસ કોઇની સ્હામે ઉંચી આંખ કરીને જોતા પણ નથી. ત્હમને જે શિરનામું આપ્યું છે તે બરાબર છે; પણ ત્હમે માત્ર દાદર ચૂકી ગયા છો. પણ કંઈ નહિ. એ પણ એક રીતે ઠીકજ થયું છે! કારણ, અમ્હારાં જેવાંને આપના જેવાનાં દર્શનનો લાભ વળી ક્યહારે મળવાનો હતો?"

"વારૂ ત્યહારે હું હવે જઇશ. મ્હારે પ્રજરાય સાથે ઘણુંજ જરૂરી કામ છે; તેથી મ્હારે ત્હેમને જલદી મળવું છે."

"તો પછી ત્હમે એટલી બધી તસ્દી શું કામ લ્યો છો? આટલી પાનની બીડી વાળી, તે ઘરમાં છે કે નહિ ત્હેની હું જ તપાસ કરી આવું છું."

"ત્હમને શામાટે એવી નકામી તસ્દી આપવી? મ્હને ત્હમે માત્ર જીનો બતાવો, એટલે હું જ મ્હારી જાતે ત્હાં જઇને તપાસ કરીશ."

"અરે જાઓ જાઓ! એમાં વળી તસ્દી શાની? અને ત્હમારે માટે તસ્દી પડી તોએ શું થયું?" એમ કહી ત્હેણે બીડી પુરી કરી. પાનની એ એકજ બીડી વાળતી વખતે ત્હેણે પોતાનો સઘળો કસબ બતાવી દીધો. અને પછી કનકરાયની આગળ ધરતાં ત્હેણે હાથ એવી રીતે લંબાવ્યો કે ખભા ઉપરથી સાડીનો છેડો પાછળ પડી ગયો. તેથી ત્હેના બારીક કટીપ્રદેશ ઉપરનો જમણી બાજૂનો ઉન્નત ભાગ સ્વાભાવિક રીતેજ કનકરાયની નજરે પડયો. ક્ષણભર ત્હેની દૃષ્ટિ તે જ ભાગ ઉપર અચલ થઇ ગઈ!

"લ્યો જી!" જમનાએ લહેકા સાથે કહ્યું.

એ અવાજ કાને પડતાં કનકરાયે પોતાની દૃષ્ટિ સંકોરી લીધી અને પટ્ટી લેવા માટે હાથ લંબાવ્યો. પાનની એ પટ્ટી આપતી વખતે જમનાએ જાણી જોઇને ત્હેના હાથને કિંચિત્ સ્પર્શ કર્યો. પરંતુ તે સાથેજ વિદ્યુત્લતા પ્રમાણે આઘાત થઈ કનકરાયના આખા શરીર ઉપર એકદમ રોમાંચ થઇ આવ્યાં.

"બેસો ત્હમે જરા. હું હમણાં જ તપાસ કરી આવું છું." એમ કહીને જમના ઉઠી, અને સાડીની પાટલીને ઠોકરે ચડાવતી, ગજ-ગતિએ તે અંદર ગઇ. કનકરાય ત્હેની તરફ એકી નજરે જોઈ રહ્યો હતો, અને ત્હેનું મન લગારે ત્હેને તાબે નહોતું. આજ સુધી કદી પણ નહિં અનુભવેલ વિકારે ત્હેના મનમાં સંચાર કરવા માંડ્યો હતો. જમનાના હાથનો ત્હેને થએલો સ્પર્શ અને ત્હેણે એ અલ્પ સમયમાં બતાવેલી શૃંગારિક ચેષ્ટાએ કનકરાયના કામવિવશ મનને જાગૃત કરવા માંડ્યું. કનકરાય સમયાનુકૂળ વિચારોમાં મશગૂલ થઈ બેઠો હતો, એટલામાં બાર તેર વર્ષની સાદાં વસ્ત્રોમાં સજ્જીત થયેલી એક છોકરી આવી, અને ત્હેણે કહ્યું: "આપને અંદર બોલાવે છે!"

કનકરાય એકાદ ભ્રમિતની માફક ઉઠીને ત્હેની પાછળ પાછળ અંદર ગયો. તે છોડી ત્હેને અંદરની બાજૂએ એક ખંડમાં લઈ ગઈ. ત્હેમાં દિવાલની સાથે જ મૂકેલો, મચ્છરદાનીથી આચ્છાદિત એક પીત્તળનો પલંગ ઢાળેલો હતો. બાજુમાં એક ન્હાનું કબાટ અને સ્હામેના ખૂણામાં ટેબલ-ખુરશી હતાં. ટેબલ ઉપર બારીક જાળીથી ગુંથેલી રેશમી ઝાલર નીચે 'ડીટમાર' નું મ્હોટું ટેબલ લેમ્પ સળગી રહ્યું હતું. પલંગને ટેકો દઈને જમના ઉભી હતી. પગની આંટી પાડી, એક હાથનો અર્ધસ્વસ્તિક રચી, બીજા હાથની કોણી ત્હેના ઉપર મૂકી, ત્હેના પંજા ઉપર જમનાએ પોતાનું સુંદર મુખ ટેકવી રાખ્યું હતું.* એ વખતનો ત્હેનો અંગમરોડ ને ઉભા રહેવાની છટા ગમે તેવા દૃઢ હૃદયના પુરૂષને પણ પીગળાવી નાખવા પૂરતાં હતાં. ત્હેનાં મનોહર નયનમાં તે વખતનો એક જ દ્રષ્ટિપાત કનક-રાયને ચળાવવા માટે બસ હતો. કનકરાયની દૃષ્ટિ ત્હેના ઉપર જાય તે પહેલાં તો ત્હેની સાથે આવેલી છોકરી બહાર ચાલી ગઈ.

"બેસોને-શાનો વિચાર ચલાવી રહ્યા છો? એ છોકરી-રૂપાળી, નીચે જઈ જીનાનો દરવાજો બંધ કર અને તું બ્હાર બેસ, જા." આમ કનક-રાય તથા રૂપાળીને સામટા હુકમ આપતાં જમનાએ તે ખંડનાં બારણાં

* જુઓ ચિત્ર નં. ૬ ઠ્ઠું.

[ ચિત્ર નં. ૬ ઠું. ]



પલગને ટેકો દઇ જમના ઉભી હતી. પગની આંટી પાડી એક હાથનો અર્ધ સ્વસ્તિક રચી, બીજા હાથની કોણી ત્હેના ઉપર મુકી.........

( પૃષ્ઠ ૪૮ )

અટકાવ્યાં, અને પલંગ પાસે આવતાં કનકરાયને કહ્યું: " ઉભા કેટલીવાર રહેશો ? બેસો, ત્હમારા પગ દુ:ખશે."

હજુ એકાદ પત્થરના પુતળાની માફક કનકરાય પલંગ પાસે ઉભો જ રહ્યો હતો. ત્હેનામાં બોલવા જીભ કે પગ ઉપાડવાની તાકાદ નહોતી. અરે ! ત્હેની એ શક્તિનો લોપ થઈ ગયો હતો–હણાઈ ગઈ હતી–લુંટાઈ ગઇ હતી.

" જુઓ ત્ય્હારે—હં ! પણ ત્હમે જ્ય્હાં સુધી નહિ બેસો ત્ય્હાં સુધી હું ત્હમને કંઈ પણ કહેવાની નથી. સમજ્યા ! હું ગઇ હતી બ્રજરાય પાસે–પણ ત્હમે પહેલાં બેસો." જમનાએ આમ હઠ લીધી.

કનકરાયથી આ વખતે ત્હેની આજ્ઞાનો ભંગ ન થયો. મૌનપણે પોચે પગલે તે ચાલ્યો અને પાસે પડેલી એક ખુરશી ઉપર જઈને બેઠો.

જમનાએ પોતાની જાળ બિછાવવી પાછી શરૂ કરી: " આપના કારભારી તો ઘરમાં નથી. ત્હેમની વહુને મ્હેં ત્હમારા આવ્યાની વાત કરી, ત્ય્હારે ત્હેણે મ્હને કહ્યું કે, ' એમને કહેજો કે હજુ સુધી ત્હમારા પૈસાની વ્યવસ્થા થઈ નથી. ત્હેનીજ ખટપટ માટે તે હમણાં બહાર ગયા છે. તે જે હશે તે નક્કી જવાબ ત્હમને કાલે સંધ્યાકાળે ત્હમારા ઘેર પહોંચાડશે."

" કાલ સંધ્યાકાળે !" એકદમ આશ્ચર્યનો ઉદ્ગાર કનકરાયના મુખમાંથી નીકળી ગયો.

લહેકો કરી જમનાએ કહ્યું: "પણ હું ત્હમને એક વાત પૂછું છું. ગુસ્સે તો નહિ થાઓને ?" એમ કહીને પલંગ પાસેથી તે કનકરાય પાસે આવી, અને ટેબલના એક ખૂણા ઉપર પોતાના શરીરના અર્ધા ભાગને ગોઠવતાં બોલી: "ત્હમને પૈસાની ઘણી જરૂર છે ? કેટલા પૈસા જોઇએ ? લ્યો હું આપું છું. એમ કેમ ? બોલો તો ખરા ! બળ્યો આવો તે સંકોચ શા કામનો ?" આમ કહેતાં ત્હેણે કનકરાયના ખભા ઉપર હાથ મૂકયો. તે સાથે જ કનકરાયનું સર્વાંગ ધ્રુજી ઉઠયું ! જમનાથી એ અજાણ્યું રહ્યું નહિ. એક મનોવેધક ભ્રૂભંગ સાથે ત્હેણે સ્મિત વદને, કનકરાયનો ખભો હલાવીને કહ્યું: " બળ્યું બોલતા શું નથી ? ત્ય્હારે ત્હમે મ્હને શું પારકી સ્હમજો છો ? અહાહા ! આવું અતડાપણું તો આજ જ જોયું બાઈ !" એમ કહેતાં જમનાએ, કનકરાયની દાઢી પકડી ત્હેનું નીચું ઢળેલું મુખ ઉંચું કર્યું. તે સાથે જ મળી ઉભયની દષ્ટોદષ્ટ ! વારાંગના જમનાની જાળમાં આ વખતે કનકરાય આબાદ ફસ્યો !

* * * *

કનકરાય આ તખતે ઘણા જ વિચારમાં પડયો. ત્હેને પોણોસો રૂપીઆની ઘણી જ જરૂર હતી. આજ ગુરૂવાર હતો. શનિવારે તો 'ગુજરાત કૉલેજ' ની કલબમાં થનાર મિજબાનીનું સઘળું ખર્ચ ત્હેણે આપવાનું માથે લીધું હતું. વ્રજરાય પાસે ત્હેણે પહેલાં પૈસા માગ્યા હતા પરંતુ 'કર્જના હપ્તા ભરવાના છે, મોટી મોટી રકમોનાં ચડી ગયેલાં વ્યાજ આપવાનાં છે, અને તિજોરીમાં તો રોજના ખર્ચ જોગ પણ પૈસા નથી' એવી રૂદનકથા ત્હેણે કહી સંભળાવ્યાથી, કનકરાયે તેટલી રકમ ત્હેની પાસેથી ઉછીની માગી હતી. તે પ્રમાણે આ રકમ આપવાનો ત્હેનો આજનો વાયદો હતો. ત્હેને પૈસાની ઘણી જ જરૂર હતી અને વ્રજરાય બીજે દિવસે પણ પૈસા આપી શકશે કે નહિ તે નક્કી સમજાયું નહોતું. એવે પ્રસંગે તે વિચારમાં પડી જાય એ સાહજિક જ હતું. 'છેક છેલી ઘડીએ હવે મ્હને કોણ પૈસા આપશે!' એ વિચાર તે આ વખતે કરી રહ્યો હતો. આજ સુધી કોઇની પાસે પૈસા માગવાનો અથવા પૈસા સંબંધી બીજો કોઇ પણ જાતનો પ્રસંગ ત્હેના ઉપર આવી પડયો નહોતો. જ્યહારે જ્યહારે પૈસા જોઈએ ત્યહારે પ્રતાપરાયને કહેવું અને પ્રતાપરાયનો હુકમ થતાં જ વ્રજરાય ત્હેને જોઈએ તેટલા પૈસા તિજોરીમાંથી કાઢી આપે તે લેવા, એવો જ આજ સુધીનો વહીવટ હતો. પરંતુ હમણાં દેસાઈ સાહેબની તિજોરીને અનેક છિદ્રો પડવા માંડયાં હતાં તેથી કનકરાયને બારોબાર વ્રજરાયની પાસે જ પૈસા માટે યાચના કરવી પડતી હતી. અને વ્રજરાય જે પૈસા આપતો તે પોતાના ખીસામાંથી નહિ કાઢતાં, દેસાઈ સાહેબના ઘરખર્ચમાંથી જ બચાવી ત્હેને પોતાના તરીકે મનાવી ઉછીના તરીકે આપતો. પરંતુ હમેશાં તેવી રકમ દશ પંદર રૂપીઆથી વધારે જતી નહિ. આજ તો કનકરાયે પોણોસો રૂપીઆ જેવી મોટી રકમ માગી હતી તેથી વ્રજરાયને પણ તે સંબંધે વિચાર કરવો પડયો હતો. એટલામાં જ ત્હેને એક અજબ યુક્તિ સૂઝી! જમનાને પોતાના હાથમાં લઇ દેસાઇ સાહેબના કુટુમ્બનાં સર્વ સૂત્ર પોતાના હાથમાં લેવાનો ત્હેણે વિચાર કર્યો. દુષ્ટ લોકો પોતાનો સ્વાર્થ સાધવા માટે કેવાં કેવાં કારસ્તાનો કરે છે, પોતાનાં ખિસ્સાં ભરવા માટે શ્રીમંતોનાં અલ્લડ સંતાનોને કેવી રીતે ફસાવે છે અને મોટાં મોટાં નામાંકિત કુટુમ્બોને ધૂળધાણી કરવામાં તે કેવા કારણભુત થાય છે, તે વ્રજરાયના પ્રપંચોથી બહુ સારી રીતે જોઇ શકાશે.

* * * * *

પૈસા મળવાનો બીજો કોઇ પણ ઉપાય નથી એવે વખતે જમનાએ પોતાની મેળેજ–વગર પૂછ્યે મદદ કરવાની વાત કાઢી તેથી કનકરાય વિચારમાં પડયો. જમના જે પૈસા આપવા તૈયાર થઇ હતી તે પૈસા વ્રજરાયે જ જમનાને આપી રાખ્યા હતા. જમનાને પણ એ પ્રપંચ ગમ્યો હતો. પારકા પૈસા આપ્યાના નિમિત્તથી હમેશાં ત્હેના ઉપર હાથ રહેશે એવી આશામાં તે હતી. પરંતુ વ્રજરાયનો આ યોજનામાં અંતસ્થ હેતુ કાંઈક જૂદો જ હતો.

"હું હવે ત્હમારી કંઇ પણ વાત સાંભળવાની જ નથી." નોટોનું પડીકું કનકરાયના ખીસામાં મૂકતાં જમનાએ કહ્યું: "બળ્યું આવું તે પારકાપણું શાનું ? દેસાઇ સાહેબ, હું કંઇ પૈસાની લોભી નથી સમજ્યા !"

"મ્હને–મ્હને પૈસાની એટલી બધી ખાસ જરૂર નથી." કંઈક પણ બોલવું જોઈએ કરીને કનકરાયે કહ્યું.

"પણ હુંએ કય્હાં એવું કહું છું તે ? પણ હવે એટલા છોને રહ્યા ! જો ત્હમને કોઇ વાતનો સંકોચ લાગતો હોય તો કામ થઈ રહે એટલે પાછા આપજો, પણ હમણાં તો રહેવા દો. ત્હમારે બીજી કોઈ રીતે બ્હીવા જેવું નથી. વ્રજરાયને કાને આ વાતનો એક અક્ષર પણ નહિ જાય એ નક્કી માનજો. પણ દેસાઈ સાહેબ, હવે ફરીથી કય્હારે થશે ત્હમારાં દર્શન ! બળ્યું હવે મ્હારાથી તો ત્હમારા વિના ઘડી પણ નહિ રહેવાય. એક ઘડી મ્હારે મન એક યુગ જેવી લાગશે. ત્હમારા વિના હું ગાંડી થઇશ ! ખરૂં કહું છું હું કનકરાય ! આ સઘળો ઋણાનુબંધનો જ ખેલ છે, નહિ તો કય્હાં ત્હમે, કય્હાં હું, કય્હાં ત્હમારૂં વ્રજરાયને ઘેર આવતાં દાદર ભૂલી અહિં આવવું ! જૂઓને આજ આપણી ખરેખર અકલ્પિત રીતેજ ઓળખાણ થઇ છે, પણ મ્હને તો એવું લાગે છે કે જાણે આપણો એક બીજાનો કૈંક વર્ષોનો સ્નેહ સંબંધ છે. શું ત્હમને એવું લાગતું નથી ?"

"અરે હારે હા, મ્હને પણ એમજ લાગ્યા કરે છે !"

"તો પછી મ્હને હવે કદી પણ નહિ વિસારોને ?" કનકરાયની ખુરશીના એક હાથા ઉપર બેસતાં અને ત્હેના ઉત્તમાંગને પોતાના બેઉ હાથવડે બાંધી લેતાં જમનાએ કહ્યું. અને તે સાથે જ એક એવો નયન-કટાક્ષ ફેંક્યો કે કનકરાય તો શું પણ કોઈ વધુ અનુભવી માણસ પણ ત્હેની જાળમાં જરૂર અંજાઇને ફસાયા વિના ન રહે !

થોડાક વખત પછી, અલ્પ સમયમાં જ મળવા આવવાનું વચન આપી કનકરાય જવા માટે નીકળ્યો. જમનાએ જતાં જતાં ત્હેને પાનની એક બીડી કરી આપી અને તે આપતી વખતે તો પોતાના અપૂર્વ નેત્ર-કટાક્ષથી ત્હેણે કનકરાયને બીલકુલ હરાવી નાખ્યો !

"હવે ત્હમે ક્યારે આવશો તે કહો, પછી હું હાથ છોડીશ." પાનની પટ્ટી આપતી વખતે પકડેલો ત્હેનો હાથ દાબતાં દાબતાં સ્મિત કરી જમનાએ પોતાનું ચરિત્ર અજમાવતાં કહ્યું.

"પરમ દિવસે તો અમ્હારી કૉલેજની રીસ્ટ (મીજબાની) છે તેથી–"

"તો પછી હું રવિવારે ત્હમારી વાટ જોઈશ. આવશો ને ? જો જો હો, મ્હારા ગળાના સોગંદ છે ત્હમને !"

* * * * *

કનકરાય દાદર ઉતર્યો કે તુર્તજ પડદા પાછળ સંતાઈ રહેલો વ્રજ-રાય બહાર નીકળ્યો, અને હસતાં હસતાં બોલ્યો;

"શાબ્બાશ ! કામ આબાદ પાર પાડ્યું હો ! કનકરાય ઉપર ત્હેં સોળે-સોળ આના છાપ બેસાડી એમાં તો શંકા નથી. અરે એ આજ-કાલનો છોકરો, ત્હારા જેવી કુશળ કસબણના હાથમાંથી છૂટે ત્હારે તો થઈ જ રહ્યુંસ્તો !"

"બસ હવે, વ્રજરાય બસ કરો ! નહિ તો બિચારૂં ચણાનું ઝાડ ભાર નહિ ઝીલાવાથી ભાંગી પડશે !"

"ભાગી શાને પડશે ! હું ક્યાં એક અક્ષર પણ ખોટો બોલતો હોઈશ તોને ? પણ જમના, હવેજ સંભાળવાનું છે હો ! ઇનામદારનું ઘર છે જાણી નામ ઉપરથી છેતરાતી નહિ. તું જાણે છેને કે મ્હોટા ઘરનાં મ્હોટાં બોખાળાં હોય છે. અને આમની તો એવી જ સ્થિતિ છે. માટે જોઈ વિચારીને ડગલું ભરજે; નહિ તો એના ખીસા ખાલી કરાવવા પહેલાં આપણા જ ખાલી થઈ જશે !"

# પ્રકરણ ૭ મું.

## પ્રતાપરાય દેસાઈ.

सदा दौर दौरां दिखाती नहीं;
गया वक्त फिर हाथ आता नहीं।

પ્રતાપરાય દેસાઈનો આપણને બે ત્રણ ઠેકાણે સહજ પરિચય થયો છે. તો પણ પ્રસ્તુત કથામાં હેમનું કુટુમ્બજ મુખ્ય ભાગ ભજવતું હોવાથી હેમનો સંપૂર્ણ પરિચય કરવો આવશ્યક છે ગુજરાતમાં પેશવાઈની પડતી હાલતમાં અમદાવાદમાં જે બે ચાર ઈનામદાર–જાગીરદાર કુટુમ્બો હેમની પડખે ઉભાં રહેતાં હતાં, તે ગં પ્રતાપરાય દેસાઇના વડીલો પણ હતા. પેશવાઓને મરાઠા સાથેની લડાઇમાં પૈસાની તૂટ પડતાં, ગાડાંઓમાં પાવડા વડે મહોરો ભરી હેમની મદદે મોકલ્યાની દંતકથા પ્રતાપરાય પોતાના વડીલો માટે કહે છે. પરંતુ તે વાતમાં જો કે અલ્પાંશેજ સત્યાંશ હશે તો પણ એટલું તો ખરૂં કે, હેમના કુટુમ્બનું નામ જૂના વખતથી અમદાવાદમાં જાણીતું હતું.

હમણાં પ્રતાપરાય દેસાઈ વારસામાં મળેલી ઈનામદારીનો ઉપભોગ કરતા હતા. હેમના પિતા કલ્યાણરાય દેસાઇ સર્વગુણસંપન્ન પુરૂષ હતા એ આપણે આગળ જોઇ ગયા છીએ. જેમ તે ઉત્તમ ઝવેરી હતા તેવીજ રીતે પ્રતિભાસંપન્ન કવિ પણ હતા. હેમનો સ્વભાવ અત્યંત માયાળુ, ઉદાર અને વિનોદી હતો, પરંતુ શ્રીમંતાઇને લીધે હેઓ કિંચિત્ અભિમાની હતા. હેમને વાદ્યનો ઘણોજ શોખ–નાદ હતો. સ્વયં-સ્ફુરિતથી બનાવેલાં પદો જલતરંગ ઉપર વગાડી પોતાના વિવિધ કલ્પનાતરંગો વડે તે શ્રોતાજનોને ડોલાવી દેતા–મુગ્ધ કરી દેતા. એ શિવાય હેમને વિવિધ પુષ્પલતાઓ અને નાનાવિધ પક્ષીઓનો સંગ્રહ કરવાનો પણ અતિશય શોખ હતો. તેથી પોતાના મકાનની સ્હામે હેમણે એક ઉત્કૃષ્ટ બાગ તૈયાર કર્યો હતો. તેમાં સ્થળે સ્થળે, મોટાં મોટાં પાંજરાં ગોઠવી હેમાં વિવિધ જાતનાં રંગ બેરંગી અને કર્ણપ્રિય સુરે

બોલતાં પક્ષીઓ પાળી રાખ્યાં હતાં. તેથીજ ત્હેમણે પોતાના મકાનને ' કુન્જ-ભવન ' નામ આપ્યું હતું.

કલ્યાણરાય દેસાઇને પહેલી પત્નીની માત્ર એકજ પુત્રી હતી, તે પણ હમેશાં પોતાની માતાની માફક માંદીજ રહેતી. કલ્યાણરાયને તે પ્રથમ સંતાન હોવાથી જૂના રિવાજ પ્રમાણે ત્હેમણે પોતાના ઘેર તે પુત્રીના જન્મ દિવસથીજ ચોઘડીયાં* બેસાડ્યાં હતાં; પરંતુ તે વાજાં પૂરાં ચૌદ દિવસ પણ વાગી શક્યાં નહિં. પુત્રીનો નામકરણ સંસ્કાર કરી ત્હેનું નામ 'કાન્તા' રાખવામાં આવ્યું. કાન્તા એ ખરેખર દુસ્મનનાં પણ દિલ હરે એવી સુંદર કાન્તીવાળી હતી, પરંતુ દુર્ભાગ્યે ત્હેની મા ત્હેને જોવા ઝાઝું જીવી શકી નહિ. નામકરણ સંસ્કારના દિવસેજ ત્હેની તબિયત બગડી અને કાન્તાને ચૌદ દિવસની મૂકી તે આ દુનિયા છોડી ગઈ. નમાયી કાન્તાને કલ્યાણરાયે એક વર્ષની કરી, પરન્તુ તે પછી તુર્તજ ત્હેમણે ફરીથી લગ્ન કર્યાં. હિન્દુ-સંસારમાં એક પત્ની જીવતી હોવા છતાં બીજી સ્ત્રી કરવાનો રિવાજ પ્રચલિત છે; સ્નેહલગ્નના પુજારીઓ પણ પોતાની પત્નીના અવસાન પછી ફરીથી લગ્ન નહિં કરવાના કરી રાખેલા સંકલ્પો તોડી થોડાજ સમયમાં બીજે સ્થળે સ્નેહની શોધ કરવા મંડી પડે છે તો, કલ્યાણરાય જેવા ઇનામદાર પોતાની પત્નીના મરણ પછી એક વર્ષ સુધી વાટ જૂએ તે કંઇ ઓછી વાત નથી.

એ બીજા લગ્નથી ત્હેમને એક પુત્ર થયો, પરંતુ કલ્યાણરાયની એ બીજી પત્ની પણ સુવાવડમાંજ ચાલી ગઈ. હિન્દુ સ્ત્રીઓની ઘણી મ્હોટી સંખ્યા દરવર્ષે સુવાવડમાં, ભરયુવાનીમાં આ દુનિયા છોડી જાય છે, અને આંકડા શાસ્ત્રના અભ્યાસીઓ સારી રીતે જાણે છે કે દિન પ્રતિદિન એનાં મરણોની સંખ્યા ઘટવાને બદલે વધતી જાય છે. પરંતુ કેટલી ન્યાતોએ આ વિષયમાં વિચાર કર્યો છે ?

સુવાવડમાં હિન્દુ સ્ત્રીઓની ચાકરી જે રીતે કરવામાં આવે છે ત્હેનો જો સારી રીતે અભ્યાસ કરવામાં આવે તો એ સંખ્યાબંધ મરણો થતાં અટકે, અને અકાળે ચૂંટાતી હજારો કળીઓ ખિલી સૌરભ પ્રસારી

* ચાર ચાર ઘડીએ વાગનારાં દેશી વાજાં. ગુજરાતમાં ગાયકવાડી રાજ્યમાં હજી ઘણે સ્થળે આ પ્રથા ચાલુ છે. મુંબઇમાં રહેનારાઓમાંના ભાગ્યેજ એથી અજાણ્યા હશે. દક્ષિણમાં તો સઘળે એ રિવાજ ચાલે છે.

ગુર્જરવાડીને ખિલાવી શકે, ગુર્જર મૈયાનાં નૂતન સંતાનો હષ્ટપુષ્ટ અને સશક્ત બની દીર્ધાયુષી બને અને આજકાલ બાળકો અને સ્ત્રીઓમાં ચાલી રહેલા રોગોમાંથી ઘણા રોગ ટળી જાય એ નિઃશંક છે. પરંતુ જ્યારે ગુજરાતમાં સામાજિક સેવા કરનારા સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓ હજારોની સંખ્યામાં નહિ તો સેંકડોની સંખ્યામાં ફરશે ત્હારે એ દિન આવશે અને 'વીરલા નરવર અવતરશે' એટલે તો પછી 'હિંદ જનો અર્ણવ ઘૂઘવશે ને બ્રહ્માંડ નચવશે;' અને આપણે જ તે જોઇ શકીશું.

કલ્યાણરાયે બીજી પત્નીના મરણ પછી લગ્ન કરવાનો વિચાર માંડી વાળ્યો; અને પ્રતાપ તથા કાન્તાને લઇને 'કુઞ્જ–ભવન' માં પોતાનાં રચેલાં પદો ગાવામાં સમય વિતાડવા લાગ્યા. કાન્તા પહેલેથી જ ઘણીજ અશક્ત હતી, ત્હેને માટે કલ્યાણરાયે પાણીની માફક પૈસો વાપર્યો હતો, પરંતુ કાન્તાની પ્રકૃતિ સુધરી નહિં. કલ્યાણરાય વિચારક અને શોધક પણ હતા, પરંતુ સંસારસુખના અભાવે અને પુત્રીના મંદવાડને લીધે હંમેશાં ત્હેમનું મન ઉદાસ રહેતું; તો પણ પોતાના પ્રિય બગિચામાં તે દિવસનો થોડો ઘણો સમય ગાળતા અને એ વખત ત્હેમનો સુખમાં જતો હતો. ત્હેમના મિત્રો કહેતા કે જો, કલ્યાણરાયને સમ્પૂર્ણ સ્વસ્થતા મળી હોત તો પોતાની તિવ્રબુદ્ધિથી ત્હેમણે આખા જગતને આશ્ચર્યચકિત કરી નાખે એવાં કામો કર્યાં હોત.

કાન્તા બાર વર્ષની થઇ તે વખતે કલ્યાણરાયને ત્હેને માટે વધારે ચિંતા થવા લાગી. ત્હેની પ્રકૃતિ ઘણી નાજુક હતી એથી લગ્ન કરવામાં એ દુઃખ હતું, પરંતુ જો તેમ ન કરે તો લોકનિંદા સહન ન થાય એ ડર હતો. આમ બે પરસ્પર વિરુદ્ધ વિચારમાં ત્હેમના મનને અતિશય ચિંતા થતી હતી. છેવટે કોઇ ચાલાક છોકરાને જોઇને ઘરજમાઇ કરાવવાનો ત્હેમણે વિચાર કર્યો.

ગુણવંતલાલ એ કલ્યાણરાય દેસાઇનો મિત્રપુત્ર હતો. નાનપણથીજ તે તિવ્ર બુદ્ધિનો, સારી આશા આપનારો અને ચાલાક છોકરો હતો. તેથી કલ્યાણરાયે ત્હેને જ પોતાનો જમાઇ બનાવવાનો નિશ્ચય કર્યો, અને ઘરજમાઇ કરવા પહેલાં ત્હેને પોતાના ઘરમાં રાખી ઉછેરવા માંડયો. ગુણવંતલાલે લગ્ન થવા પહેલાં પોતાના ભાવિસસરાને સર્વ રીતે સંતોષ આપ્યો, તેથી પ્રસન્ન થઇ ત્હેમણે યોગ્ય સમયે ગુણવંતલાલની સાથે કાન્તાનાં લગ્ન કર્યાં.

ગુણવંતલાલને ઘરજમાઇ બનાવ્યા પછી કલ્યાણરાયે હેની તરફ વિશેષ લક્ષ આપવા માંડયું, અને હેને ઝવેરાતની પરીક્ષાનું કામ સારી રીતે શિખવ્યું. કાન્તાને ત્રણ સંતાન થયાં પરંતુ માતાનો બાંધો મૂળથીજ અશક્ત હોવાથી ત્રણે બાળકો અલ્પાયુષમાં મરણને શરણ થયાં. કલ્યાણરાયને આમ કાન્તા તરફની કોઇને કોઇ પ્રકારની ચિંતા કરવાની તો કાયમ જ રહી. એ અરસામાં હેમણે પોતાના પુત્રનું પ્રતાપનું લગ્ન કર્યું અને પુત્રવધૂનું મુખ જોયા પછી એટલાએ સુખથી સંતોષ માની હેમણે ઈહલોકની પોતાની યાત્રા પૂરી કરી. પિતાના મરણ પછી પ્રતાપરાય ઇનામદાર બન્યો. પરંતુ પોતાની ઓરમાન છતાં વડીલ બ્હેનની આજ્ઞાનું તે કદી પણ ઉલંઘન કરતો નહિં–હેનો પડતો બોલ તે ઝીલી લેતો. પણ પોતાના બનેવી ઉપર–ગુણવંતલાલ ઉપર હેને લગારે માન કે મમતા થતી નહોતી. સદૈવ તે હેનો તિરસ્કાર જ કરતો. હિન્દુસંસારમાં ઘરજમાઇ તરીકે રહેનારાઓ માટે હમેશાં એવુંજ બને છે. શ્વસુરગૃહે વધારે રહેનારનું માન સચવાતું નથી; અને છતાં પણ જેઓ રહે છે હેમનું ઘણી વખત ખુલ્લું અપમાન પણ થાય છે. ગુજરાતમાં ઘણા ધનાઢ્ય અને મોભાદાર ગણાતાં ઘરોમાં ઘરજમાઈઓનો હલકા નોકર જેટલો પણ હિસાબ રહેતો નથી.

આમ છતાં કલ્યાણરાયના મરણ પછી પણ ગુણવંતલાલે સાળાને ઘેર પોતાના દિવસો ગબડાવવા માંડયા. એવામાં કાન્તાને પુત્ર પ્રસૂત્યો. એ પુત્ર એજ આપણી વાર્તાનો નાયક વિહારી. વિહારીના જન્મ પછી કાન્તાની પ્રકૃતિ એકદમ લથડવા માંડી, એમાં ને એમાં હેને ક્ષયરોગ લાગૂ પડયો ગુણવંતલાલે પત્નીની ઘણી જ સુશ્રૂષા કરી, હેના માટે નિર્મળાને કામ કરવા રાખી, અને બની શકે તેટલા ઉપાયો કર્યા પણ છેવટે ક્ષયરોગે કાન્તાનો પ્રાણ લીધો.

નિર્મળાને કામે રાખવાથી પ્રતાપરાયના ઘરમાંનો સ્ત્રી વર્ગ ગુણવંતલાલ ઉપર ગુસ્સે થયો હતો, અને હેને જ લીધે હેને પોતાના સસરાનું ઘર છોડવું પડયું હતું તે આપણે સારી રીતે જાણીએ છીએ.

પરન્તુ ગુણવંતલાલ ઘરમાંથી ગયા પછી પ્રતાપરાયને લાભને બદલે હાનિજ થઇ. પછી તો બાસાહેબ–પ્રતાપરાયના પત્ની–નું રાજ્ય શરૂ થયું. પ્રતાપરાય પોતે છૂટે હાથે ખર્ચ કરનાર હતા અને બાસાહેબને ગૃહવ્યવસ્થાનું ઝાઝું જ્ઞાન નહોતું, કે નહોતી નોકરો સાથે કામ લેવાની આવડત–પછી પૂછવુંજ શું ? નોકરો પોતાને ફાવે તેમ કરે, દેસાઇસાહેબ બાંધો

મિંયાંને ખર્ચ કરે જાય અને બાસાહેબને પોતાના મોભા પ્રમાણે કપડાં-લત્તાં, ઠાઠ અને ખોરાક જોઇએ. ઇનામદારીમાં શું આવે છે અને શું ખર્ચાય છે એનો હિસાબ કોણ જૂવે ? ધીમે ધીમે ઘરખર્ચ એટલું વધ્યું કે જાગીરમાંથી આવતી ઉપજ ઓછી પડવા માંડી એટલે ધીમે ધીમે ખેતર-પાદર શાહુકારોને ઘેર ગીરો મૂકાવાં માંડયાં. ત્હેમાં પણ કારભારીઓનાં ખિસાં ભરાવા માંડયાં ! આ પ્રમાણે ચાલતા ચાર પાંચ વર્ષમાં તો ત્હેમની હાલત એવી થઇ ગઇ કે 'કુન્જ-ભવન' શિવાય ત્હેમની પાસે બીજું કંઇ ન રહ્યું અને વધતા જતા ખર્ચને લીધે તે પણ શાહુકારને ઘેર ગીરો મૂકવું પડયું !

પ્રતાપરાય દેસાઇને બે સંતાન હતાં. મ્હોટો પુત્ર કનકરાય અને પુત્રી વીણા. આપણી વાર્તાના પ્રસંગે કનકરાયની વય બાવીસ વર્ષની હતી અને 'ગુજરાત કૉલેજ'ના પ્રીવિયસ કલાસમાં તે ભ.ઇ રખડતા હતા. વીણા 'મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજ' માં શિખતી હતી. ઉપોદ્ઘાતમાં આપણને ત્હેની સાથે થોડો પરિચય થયો છે અને આગળ જતાં હજી વધારે થશે.

એ શિવાય ઘરમાં નોકર-ચાકરોની સંખ્યા પણ વધારે હતી. તેમાં વ્રજરાય એ બધાનો ઉપરી અને પ્રતાપરાયનો કારભારી હતો. બે વર્ષથીજ ત્હેને એ જગાએ રાખવામાં આવ્યો હતો બોલવે ચાલવે તે ઘણોજ મિઠ્ઠો માણસ હતો. બે વર્ષ પહેલાં પ્રતાપરાય મુંબઇથી આવતા હતા તે વખતે ત્હેની ગાડીમાં ઓળખાણ થઈ હતી ડબ્બામાં પ્રતાપરાયની સાથે અમદાવાદ સુધી ત્હેણે આડી અવળી વાતો કરી દેસાઇનું મનરંજન કર્યું. ત્હારપછી તો વ્રજરાયે દેસાઇના ઘેર જવા આવવાનું શરૂ રાખ્યું. એક વખતે કામ પ્રસંગ શોધીને અમદાવાદ ગયો ત્હારે ત્હેમને ત્હાં બે મહિના સુધી પોતે ધામો રાખ્યો. એ વખતે ઘરના પરચૂરણ કામકાજમાં તે માથુ મારવા લાગ્યો. એવામાં દેસાઇ સાહેબ પૈસાની તંગીમાં હતા, વ્રજરાયે તે વખતે કંઇ કંઈ ખટપટ કરી પ્રતાપરાયને એક શાહુકાર પાસેથી નાણાં અપાવ્યાં. ત્હારથી પ્રતાપરાયને ત્હેની બુદ્ધિ માટે માન થયું અને ત્હેને પોતાનો કારભારી બનાવ્યો. એ વ્રજરાયનાં કાળાં-ધોળાં કર્મોમાંનાં થોડાંકથી વાચક પરિચિત છે. ત્હેનો પૂર્વવૃત્તાંત તો એથી એ વધારે ભયંકર છે. ક્રમે ક્રમે તે રજૂ થતાં વાચકને ત્હેની સમ્પૂર્ણ ઓળખાણ થશે જ.

## પ્રકરણ ૮ મું.

### આરિ.ક્ષણ.

" Educate your women and the nation will take care of itself, for it is true to-day as it was yesterday and will be to the end of human life that the that rocks the craddle is the power that rules the world."

(mrs. Sarojini Naidu.)*

" Woman should not try to be a second rate man but to be a first rate woman, her fi.ld of work being different."

(Mrs. Annie Besant.)+

મધ્યાન્હકાળનો સમય છે. ઉપોદ્ઘાતમાં આપણે લીલાધર વૈદ્યને ઘેર બેરિસ્ટર નરેન્દ્રને જોયો તે વાતને ત્રણ મહિના થઈ ગયા છે. નરેન્દ્રના ઘેર મેડા ઉપર પોતાના ખંડમાં ત્હેની પત્ની-મણી સૂઈ ગઇ છે. તે ખંડના મધ્યમાં લટકતા ' લેમ્પ ' ની નીચે ગુંથણ કામના સુંદર નમૂના રૂપ ' ટેબલ કલૉથ ' નીચે ઢંકાયલું ટેબલ અને તેની આસપાસ ' લીકવુડ ' ની ચાર ખુરશીઓ ગોઠવેલી હતી. ત્હેની પાછળ બન્ને બાજુએ મખમલથી મઢેલા બે કોચ ગોઠવ્યા હતા અને ખૂણામાં મ્હોટા આરીસાવાળાં કબાટ મૂકેલાં હતાં. બારીઓના પડદા પાડેલા હતા. ટેબલ ઉપર ઔષધની શીશીઓ

* ભાવાર્થઃ—ત્હમારી સ્ત્રીઓને કેળવો એટલે રાષ્ટ્ર સ્વતઃની કાળજી રાખશે, કારણ કે એ વાત તો વર્તમાન કાળે ખરી છે, ભૂતકાળમાં પણ ખરી હતી અને માનવ જીવનના અંત સુધી ખરીજ રહેશે કે, જે હાથ પારણું હિંચોળે છે, ત્હેનામાં સકળ વિશ્વ ઉપર રાજ્ય ચલાવવાનું સામર્થ્ય છે. (શ્રીમતી સરોજીની નાયડુ).

+ ભાવાર્થઃ-સ્ત્રીઓએ બીજી પ્રતિના પુરુષ બનવાનો પ્રયત્ન ન કરવો પણ પ્રથમ પદની સ્ત્રી બનવા શ્રમ સેવવો, કારણ કે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર (પુરુષો કરતાં) ભિન્ન છે. (વિદુષી એનીબીસાંટ.)

અને 'ટાઇમપીસ' મૂકયાં હતાં. થોડાક વખતમાં તે ઘડીઆળમાં 'એ.એમ' ના ટોકરી વાગ્યા અને પલંગમાં સૂતેલી મણી [illegible] થઇ, ત્હેણે પોતાના [illegible] [illegible] [illegible] [illegible] વય આશરે [illegible] હતી પરંતુ [illegible] તે એ [illegible] હતી કે જાણે તે ચૌદ–પંદર વર્ષની બાળા હોય તેમ જણાતી હતી. અનેક વ્યાધિથી તે જર્જરિત બની ગઇ હતી.

ટેબલ પરના ઘડીઆળમાં ટોકરી વાગતાંજ તે બેઠી થઇ અને ઘડીઆળ સ્હામે જોવા લાગી. ત્હેના શરીરમાં લગારે શક્તિ રહી નહોતી. જો કોઈ કુશળ ડૉકટર ત્હેની તરફ જૂએ તો ત્હેના માટે નિરાશાનાજ ઉદ્‌ગાર કાઢે એવી ત્હેની હાલત હતી. ત્હેના ચહેરા ઉપરથી એમજ સ્પષ્ટ જણાતું હતું કે, તે બહુ તો આ દુનિયામાં માત્ર દશ–પંદર દિવસની મ્હેમાન છે. ત્હેની પ્રકૃતિને આટલી બધી ખરાબ દશામાં લાવનાર ખરી રીતે તેજ હતી. ત્હેનો સ્વભાવ ઘણોજ જુદો હતો ત્હેને પહેલેથી એક હઠ હતી કે પોતાના પતિ શિવાય ડૉકટર, વૈદ્ય કે બીજા ગમે તે પુરૂષને તે કદી પણ પોતાની પ્રકૃતિ બતાવતી નહોતી. તે એ હઠ છોડે તે માટે નરેન્દ્રે ઘણા ઘણા પ્રયત્નો કર્યા, વનલતાએ પોતાની ભાભીને ઘણી ઘણી વાતે સ્હમજાવી, તથા ત્હેની વૃદ્ધ સાસુએ પણ ત્હેને ઘણીએ શિખામણ આપી, પરંતુ સઘળું વ્યર્થ! તેતો એકજ વાત કહેતી: "બા (સાસુ) ને એટલી બધી દવાઓની ખબર છે કે, એમનીજ દવાથી મ્હને જો ફાયદો થવાનો હશે તો થશે; પછી ડૉકટરો અને વૈદોને શરીર બતાવવાની મ્હારે શી જરૂર છે? પરપુરૂષ આપણા શરીરને સ્પર્શ કરે અને પેટ તથા છાતીના ભાગ દાબે તે શું ઠીક કહેવાય? કુલીન સ્ત્રીઓ કદી પર પુરૂષનો સ્પર્શ પણ સહન કરી શકતી નથી." ત્હેના આ દુક્તિવાદથી બધાનાં મુખ બંધ થઈ જતાં.

"બે વાગ્યા! હમણાં વનલતા બ્હેન દવા આપવા આવશે." ઘડીઆળ તરફ જોઇને મણી પોતાના મન સાથેજ બડબડવા લાગી.

"બળી આ દવા. હું તો હવે એનાથી કંટાળી ગઈ છું ઓ મા–પ્રભુ! ભગવાન! હવે તો મ્હારો છૂટકો કર.–બાર મહિના થઇ ગયા પણ આ પથારી છોડીને બેઠું થવાયું નથી. હું એ શું કરૂં? ઓ ભગવાન! હવે તો મ્હારાથી આ દુઃખ સહન થઇ શકતું નથી! મૂઇ રાં–હું! મ્હારાથી એમનેયે સુખ નથી–સુખ આપવાને બદલે મ્હેં એમને દુઃખીજ કર્યા

છે —" આમ બોલતી તે ધીમે ધીમે ઉભી થઇ અને પોચે પગલે ટેબલ તરફ જવા લાગી. બીજ ડગલાં ભર્યાં હશે એટલામાં હેને અંધારાં આવવાં લાગ્યાં અને પડી જઇશ એવું એને થયું. તેથી હેણે ખુરશી પકડવાનો યત્ન કર્યો, પણ પહોળા કરેલા હાથનો ધક્કો લાગવાથી ખુરશી પડી ગઇ અને મણી પડતાં પડતાં પોતાનું સમતોલપણું સાચવી રાખી કોચ ઉપર બેસી ગઈ. એટલામાં ખુરશીનો પડવાનો અવાજ સાંભળી વનલતા ગભરાતી એકદમ ઉપર દોડી આવી.

"ભાભી, આ શું કર્યું! મ્હને બોલાવવી તો હતી! નરેન્દ્રભાઇએ બિલકૂલ ઉઠવા નહિ દેવા માટે ખાસ કહ્યું છે, પણ ત્હમે હેની વાત બાત સાંભળો ત્હારે ને? ભાભી, નરેન્દ્રનું કહેવું લગારે નહિં સાંભળવું એવું પણ તો ત્હમે નથી લીધું ને?"

"બ્હેન, ત્હમે બળ્યું આમ શું બોલો છો? એમની આજ્ઞાનો હું હું અમાન્ય કરૂં તો મ્હારાં એ પાપ કયે ભવે છૂટે? હું એમનું કહેવું સાંભળતી નથી એવું ત્હમને કેમ લાગ્યું બ્હેન?"

"ભાભી, કેમ ન માનો? ત્હમે મ્હારા ભાઈની કઇ વાત સાંભળો છો? એ કહે છે એમાંનું ત્હમે કશુંએ કરો છો? જૂઓને નરેન્દ્રે કહ્યું 'ઉઠીશ નહિં' તો પણ ત્હમે ખાસ ઉભાં થયાંને?"

"બ્હેન, એ વાગ્યા અને દવા પીવાનો વખત થયો એટલે–"

"હા, પણ 'એલાર્મ' નો અવાજ મ્હેં સાંભળ્યો હતો, અને હું આવતીજ હતી એટલામાં—"

મણી વચ્ચે જ બોલી: "પણ હું ઉઠીને દવા પીઉં હેમાં શું બગડી ગયું બ્હેન!"

"બગડવાનું હવે શું રહ્યું છે ભાભી! જે બગડવાનું હતું તે તો ક્યારનુંએ બગડી ચૂક્યું છે. પણ ભાભી, ત્હમારા આવા કામથી નરેન્દ્રને ઉલટું દુઃખ થાય છે."

"બ્હેન, એવું બોલશો નહિં." એમ કહેતામાં મણીની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં, એ જોઇને વનલતાને પણ લાગી આવ્યું, અને પોતે એટલું બોલી તે માટે હેને પશ્ચાતાપ થવા લાગ્યો. કારણ કોઇનો વધારે–ઓછો બોલ સહન કરવા જેટલી શક્તિ હવે મણીમાં નહોતી.

વનલતા પ્રેમથી મણીની પાસે ગઈ, અને ત્હેને ખભે હાથ મૂકી ગદ્‌-ગદિત સ્વરે બોલી: "ભાભી, આથી તો ત્હમારા જીવને ત્રાસ થાય છે અને બીજાને પણ ત્હમે આમ શું કરવા કરો છો? જૂઓ, નરેન્દ્રભાઈ ત્હમારા માટે ગમે તેટલું ખર્ચ કરવા તૈયાર છે પરંતુ ત્હમે તો હઠ પકડીને બેઠાં છો તે છોડતા જ નથી. પછી એ પણ શું કરે? એ પોતાના જીવનું આટલું પાણી કરી નાખે છે તે શા માટે? સુખ માટે ને? ને ભાભી, એ સુખ ત્હમારા વડે જ ત્હેને મળી શકે એમ છે ને?"

"બ્હેન, ત્હમને એમ લાગે છે કે હું એ બધું નથી સ્હમજતી? પણ ત્હમને બધાંને સંતોષ થતો નથી. મ્હારા હૃદયની વાત ત્હમે બધાં સ્હમજી શકતાં નથી એને હું પણ શું કરૂં? હું કોઇનું કહેવું સાંભળતી નથી એમ ત્હમને લાગે છે, પણ ત્હમારા એ સમજવામાં ફેર છે. ત્હમારા ભાઇ પણ પહેલાં મ્હને એમજ કહેતા હતા, પરન્તુ ત્હેમને તો મ્હેં એક વખત બધી વાત સ્હમજાવી છે, અને ત્હેમનું સમાધાન પણ થયું છે."

"થયું હશે સમાધાન! પણ ભાભી, મ્હારૂં કહેવું તો એ છે કે, એવું સમાધાન કરવાથી કંઈ ત્હમારો મંદવાડ જવાનો છે—ત્હમારૂં શરીર સુધરવાનું છે? ત્હમે ડૉકટરને બોલાવવા દેતાં નથી કે નથી બતાવતાં વૈદને નાડ પણ! ત્હમારૂં એ કામ ઠીક છે ભાભી?"

"પણ બ્હેન મ્હારૂં કહેવું એ છે કે, એક કુલીન સ્ત્રીએ પર-પુરૂષને—પછી તે મ્હોટો ડાક્ટર હો કે ધનવંતરી હો—પોતાનું શરીર ઉઘાડું કરીને બતાવવું એ શું સારૂં કહેવાય?"

"ભાભી, પણ હવે એમ નહિ બનાવવાનું કેટલા દિવસ ચાલશે? આવું દુઃખ કેટલા દિવસ ભોગવશો?"

"નશીબમાં હશે તેટલા દિવસ બ્હેન!"

"એમ નશીબ ઉપર દોષ ઢોળી પાડે કેમ ચાલશે ભાભી? દુઃખનો ઉપાય તો કરવો જ જોઇએ."

"હા. હું પણ ક્યાં ના પાડું છું? દર્દનો ઉપાય તો કરવો જ જોઇએ, પણ એ દર્દ જો શરીરના નાજુક ભાગ ઉપર હોય તો—"

"તો શું? નરેન્દ્ર કહે છે તેમ જો ત્હમે ભણેલાં હોત તો ત્હમારી આ ગાંડી કલ્પનાઓ રહી ન હોત!"

"એમ કે? એટલે હું અંગ્રેજી શિખી નહિ અને એમનો અતિશય આગ્રહ હોવા છતાં હું શિખતી નથી તેથી જ ત્હમને રોષ ચડ્યો છે નહિ બ્હેન! માફ કરજે બ્હેન, પણ હવે મ્હારે તે સંબંધમાં બે શબ્દ કહેવા પડશે." મણીએ એ શબ્દો કહ્યા તે વખતે ત્હેની ઉંડી ઉતરી ગયેલી આંખોમાં તથા મુખમંડળ ઉપર કોઇ અલૌકિક-દિવ્ય તેજ વિલસી રહ્યું હતુ.

વનલતા એ વખતે આશ્ચર્યચકિત બનીને ત્હેના સ્હામે જોઇ રહી, ત્હેને પોતાની ભાભી એક અશિક્ષિત, મૂર્ખ અને અવિચારી સ્ત્રી લાગતી હતી, કારણ કે આજ સુધી કોઇ પણ વિષય ઉપર ત્હેમની વચ્ચે આવી આવી ચર્ચા થઈ ન હોતી. વનલતા ચાર-છ મહીને જયારે પોતાના સાસરેથી-સુરતથી-અમદાવાદ આવતી, ત્યારે પોતાના ભાઇ સાથે ગમે તે વિષય કાઢીને કલાક-બે કલાક વાદવિવાદ કે ચર્ચા કરતી. એ વખતે ભાભીને એ ચર્ચામાં ભાગ આપવો એવું ત્હેને લાગતુ અને તે મણીને બોલાવતી પણ ખરી; પરંતુ લાજમર્યાદાનું અતિક્રમણ કરીને મણી કદીપણ ત્હેમની સાથે ભેળાતી નહિ તેથી વનલતાના મણીના સંબંધમાં એવાજ વિચાર બંધાઈ ગયા હતા. વનલતાને સાસરૂં સારૂં મળ્યું હતું. ત્હેનાં લગ્ન થયાં તે વખતે ઘરમાં તે, તેનો વર, અને સાસુ-સસરો એટલાં જ માણસો હતાં. પછી વીરમિત્ર-વનલતાનો પતિ-સુરતમાં વકિલાત કરવા લાગ્યો ત્હારે ત્હેના પિતાએ પેન્શન લીધું. પરંતુ વનલતા સાસુ સસરાનું સુખ ઘણા દિવસ જોઇ શકી નહિ. વીરમિત્રે વકિલાતનો ધંધો શરૂ કર્યો ત્હેને ત્રણ વર્ષ તો થયાં નહોતાં એટલામાં જ ત્હેનાં માતા-પિતા વૃદ્ધાવસ્થાને લીધે મરણ પામ્યાં, અને વીરમિત્ર અને વનલતા સ્વતંત્ર થયાં-ત્હેમના ઉપર સંસારનો સઘળો ભાર આવી પડ્યો. એ વખતે વનલતાને સત્તરમું વર્ષ બેઠું હતું. પોતાના અધિકારમાં સઘળો કારભાર આવ્યા પછી વીરમિત્રે પોતાની પત્નીને અંગ્રેજી શિક્ષણ આપવાનો આરંભ કર્યો. બે ત્રણ વર્ષમાં તો વનલતાએ સારો અભ્યાસ કર્યો-તે સહેલાં અંગ્રેજી પુસ્તકો પોતાની મેળે અર્થ સ્હમજીને વાંચવા લાગી, પરન્તુ માતૃપદે આરૂઢ થતાં જ ત્હેનાં સઘળાં અંગ્રેજી પુસ્તકો કબાટમાં ધૂળ ખાતાં જ પડી રહ્યાં અને ન્હાના કીકાના લાલન પાલનમાં ત્હેનો બધો વખત જવા લાગ્યો. પણ દુર્દૈવે એકજ વર્ષમાં આંકડીના વિકારે કીકો આ દુનિયાં છોડી ગયો. ત્યારથી વનલતાના દુઃખનો આરંભ થયો. ન્હાના કીકાના મૃત્યુ પછી થોડાજ સમયમાં વીરમિત્રને હૃદયનો રોગ લાગુ પડ્યો અને ત્રણ વર્ષમાં

એજ દુઃખમાં હેનો અંત આવ્યો. ગરીબ બિચારી વનલતા, ચોવિસ વર્ષની ભરયુવાવસ્થાએ વિધવા થઇ અને સાસરામાં બીજું કોઇ અંતનું સગું નહિ હોવાથી સુરતને છેવટના પ્રણામ કરી અમદાવાદમાં-પિયેરમાં આવીને રહેવા લાગી. વનલતા જે વખતે અમદાવાદ આવી તેજ અરસામાં નરેન્દ્ર વિલાયતથી બેરિસ્ટરની પરીક્ષા પાસ કરી ઘેર આવ્યો હતો.

" બ્હેન, હું અંગ્રેજી શિખું એવી એમની અને ત્હમારી ઘણી ઇચ્છા છે. પણ હું એક સાદોજ પ્રશ્ન ત્હમને પૂછું છું કે, શું એ શિક્ષણથી મ્હને કંઇ વધારે ફાયદો થશે એમ ત્હમને લાગે છે ?" પોતાની સ્હામે આશ્ચર્ય-ચકિત નજરે જોઇ રહેલી નણંદને ભાભીએ પુછયું.

" બ્હેન, મ્હને અંગ્રેજી આવડતું નથી એટલે મેં કંઇ સાસુજીની અવજ્ઞા કરી કે કુલીનપણાને બાધ આવે એવું કંઇ કામ કર્યું છે, અથવા સ્ત્રી આચરણમાં કંઇ ફરક પડવા દીધો છે કે લાજમર્યાદાનું અતિક્રમણ કર્યું છે ? બોલો બ્હેન, એમાંનું કશુંએ થયું છે ? જો મ્હારો કાંઇપણ દોષ થયો હોય તો મ્હને ગમે તે ઠપકો આપો. બ્હેન, અને મ્હારૂં કહેવું તો એ છે કે, ત્હમને અંગ્રેજીમાં એવું શું સુન્દર લાગ્યું છે ? મ્હને મ્હારા પિતાએ અંગ્રેજી શિવાય ગુજરાતીમાંજ સંપૂર્ણ શિક્ષણ આપ્યું હેમાં ત્હમને શી ઊણપ લાગે છે ? મ્હારો ગુજરાતીનો સમ્પૂર્ણ અભ્યાસ થઇ રહ્યો તે વખતે બીજી છોકરીઓની માફક મ્હને પણ અંગ્રેજી શીખવાનું મન થયું અને મ્હને અંગ્રેજી નિશાળે મૂકવા મ્હેં મ્હારા પિતા તથા માતાને ઘણુંએ સમજાવ્યાં; પણ મ્હારા પિતાએ મ્હને યોગ્ય રીતે સ્હમજાવી, મ્હારા મગજમાં ભરાયલું અંગ્રેજીનું ભૂત કાઢી નાખ્યું. મ્હને હેમણે કેટલા-એ ગુજરાતી ગ્રંથો વાંચી સંભળાવ્યા અને મ્હને કેટલીએ નવનવી શિખામણની વાતો શીખવી. બ્હેન, મ્હારા પિતાજીનો એવો મત હતો કે, કન્યાઓને ગુજરાતી ભાષાનોજ ઉત્તમ અભ્યાસ કરાવી અને તો સંસ્કૃત ભાષાનું ઓળખાણ કરાવી, હેમને ભવિષ્યમાં સંસારમાં કામ લાગે એવું શિક્ષણ આપવું એનુંજ નામ ખરૂં સ્ત્રીશિક્ષણ છે."

" ભાભી, આજ ત્હમે શું ધાર્યું છે ! ત્હમે હવે બોલવાનું બંધ કરો. જાણો છો કે કેટલો બધો વખત ત્હમે વાત કરી છે ? ત્હમારામાં આટલી બધી શક્તિ આજ આવી છે કયાંથી ? હવે બંધ કરો બોલવાનું, નહિ તો ત્હમને ઉલટો શ્રમ પડવાથી વધુ અશક્તિ થશે."

'નહિ બ્હેન, આજ મને બોલવા દ્યો. આ શિક્ષણની બાબતમાં હું ત્હમારૂં કહેવું સાંભળવાની નથી, એવી જે ત્હમારી માન્યતા થઇ ગઇ છે તે કહાડી નાખવાની મ્હને આજ તક મળી છે. અને જો તે આજ ગુમાવું અને કાલ ઉઠીને જો મ્હારૂં મરણ—"

મણી છેલ્લું વાકય પૂર્ણ કરે ને પહેલાં વનલતા બોલી ઉઠી, "ભાભી, એવા અભદ્ર શબ્દ ન બોલો! ત્હમે જલદી જલદી સાજાં થઇ જાઓ. પ્રભુ ત્હમને જલદી જલદી સાજાં કરો.–ભાભી હજી તો તમારે મ્હારા ભાઇનો ઘરસંસાર ચલાવવાનો છે."

"બ્હેન, હવે એવી વાતોથી શો ફાયદો છે! હું એમને સુખ આપી શકી નથી એવું ત્હમે કહો છો અને હું પણ એવુંજ માનું છું. તો પછી એવો વાતોથી શું વળવાનું છે? હું બહુ તો દશ પંદર દિવસની મ્હેમાન છું. બ્હેન! મ્હારી ત્હમને એક છેવટની વિનંતી છે. મ્હને આટલું બોલતાં ઘણો પરિશ્રમ પડે છે, છતાં એ કષ્ટ સહન કરીને પણ હું બોલું છુ તે ખાસ કારણને લીધેજ, અને મ્હને આશા છે કે મ્હારી આ વાતચિતમાંથી ત્હમે સારાસારનો વિચાર કરીને યોગ્ય વસ્તુનો સ્વીકાર કરશોજ. ત્હમે અંગ્રેજી શિક્ષણને ઘણું મહત્વ આપો છો, અને મ્હારી પાછળ ત્હમારે બીજી ભોજાઇ આવશે અને જો તે પણ બિચારી મ્હારા સરખી ગામઠીઅણ હશે તો ત્હમે બધા ત્હેને પણ અંગ્રેજી શીખવાનો આગ્રહ કરશો. પરંતુ તેમ કરવા પહેલાં મ્હને મ્હારા પિતાજીએ સ્ત્રી શિક્ષણના વિષયમાં જે બે શબ્દ કહ્યા છે, તે હું અત્યારે ત્હમને કહું છું ત્હેનો વિચાર કરજો." આમ કહીને મણી બોલવા લાગી અને વનલતા કેવળ શાન્ત ચિત્તે પોતાની ભાભીનું તે ભાષણ સાંભળી રહી.

"બ્હેન, મ્હારા પિતાજીનો સ્ત્રીશિક્ષણના સંબંધમાં એવો મત હતો કે, જ્હેનું સામર્થ્ય હોય અને જે સમાજ બંધનની બહુ પરવા કરતા નહોય ત્હેમણે પોતાની પુત્રીઓને સમ્પૂર્ણ અંગ્રેજી શિક્ષણ આપી પછી ત્હેનું લગ્ન કરવું; નહિતો તેર–ચૌદ વર્ષની વય સુધીમાં પુત્રીને બેચાર અંગ્રેજી ચોપડીઓ શિખવી, પછી હવે છોકરી મોટી થઇ ગઇ છે. હવે જો લગ્ન નહિં કરી નાખીએ તો લોકો નિંદા કરશે એમ ડરીને જેઓ છોકરીઓનાં લગ્ન કરી નાખે છે, અને જેમની આર્થિક સ્થિતિ પણ કન્યાકેળવણી પાછળ વધારે

દ્રવ્ય ખરચી શકે તેવી નથી, તેઓએ તો બહેતર છે કે, પોતાની પુત્રીનાં એ અધૂરી પારકી ભાષા શિખવા પાછળ બેચાર વર્ષ નકામાં બગાડવાં નહિ. તેથી ત્હેની માનસિક અને શારીરિક શક્તિ ઉપર કેટલો કાપ મૂકાય છે ત્હેનો કોઇ બારીક વિચાર કરતું નથી, અને પાછળથી તેવી કન્યાઓ સાસરાના ચક્રમાં પડયા પછી ત્હેમના એ અધૂરા અંગ્રેજી જ્ઞાન ઉપર સાવ પાણી ફરી વળે છે. ત્હેના કરતાં કન્યાઓને બેચાર વધારે વર્ષ ગુજરાતી ભાષાનો જ અને થોડો ઘણો સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરાવવો જરૂરનો અને ફળદાયી છે. હાલની કન્યાકેળવણી આર્યાવર્તની કન્યાઓને લાયકની નથી. વિદેશી અમલદારો કે જ્હેમને આર્યાવર્તની રહેણી-કરણીનું ભાગ્યેજ જ્ઞાન હોય છે, ત્હેમણે છોકરાઓની માફક જ સ્ત્રી કેળવણીની યોજના ઘડી છે, પરંતુ તે આપણી કન્યાઓને બિલકુલ પ્રતિકૂળ છે, એ કેળવણી આપણી બ્હેનો અને પુત્રીઓને ઉત્તમ ગૃહિણીઓ અને શ્રેષ્ઠ માતા બનાવી શકતી નથી. હાલની સ્ત્રી કેળવણીમાં એવા ઘણા વિષયો છે કે જે સ્ત્રીઓને માટે તદ્દન નકામા હોવા ઉપરાંત ત્હેમની શારીરિક અને માનસિક શક્તિનો હ્રાસ કરે છે. એવા નકામા વિષયોને બદલે સ્ત્રીઓને ગૃહસંસારમાં જે અનેક આવશ્યક અને વિકટ વાતો શિખવી જરૂરની છે, ત્હેનું જ્ઞાન આપ્યું હોય તો તે ઉત્તમ ગૃહિણી અને ઉત્તમ માતા બની શકે; એટલું જ નહિ પરતુ રાષ્ટ્રોન્નતિને જવાબદાર એવી ભાવિ પ્રજાને આત્મતેજનું દુધ પાનાર દેવીઓ બને, અને હિન્દી પ્રજા જગતની મહાપ્રજાઓમાં ભૂતકાળની માફક સર્વ શ્રેષ્ઠ બની શકે. અરે બ્હેન, ત્હમે જ ખરેખરૂં કહો; ત્હમે અંગ્રેજી પાંચ સાત પુસ્તકો શિખ્યાં છો, પરન્તુ અત્યારે ત્હમને એ જ્ઞાન કેટલુંક ઉપયોગમાં આવે છે વારૂ ?"

વનલતા તો પોતાની ભાભીની આવી ડહાપણભરી વાતો સાંભળી આશ્ચર્યમાં ગરક થઇ ગઈ. જે ભાભીને તે અશિક્ષિત અને અવિચારી ગણતી હતી તે ભાભીમાં આટલું જ્ઞાન છે એ જોઇ તે સ્વપ્નાવસ્થામાં છે કે જાગે છે એનુ પણ ત્હેને ભાન રહ્યું નહોતું. ભાભીએ ત્હેને પ્રશ્ન પુછ્યો તે વખતે ત્હેનો સીધો જવાબ આપવાને બદલે, પોતાના હૃદયમાં ઉભરાઇ આવેલો ભાભી પ્રત્યેનો સ્નેહ પ્રકટ કરવા તે એકદમ ઉભી થઇ અને ભાભીને અત્યંત વ્હાલથી હૃદય સાથે ચાંપી ત્હેણે કહ્યુંઃ " અહોહો ! ભાભી, ત્હમે આટલું બધું જ્ઞાન ક્ય્હાંથી મેળવ્યું ? " પરન્તુ વનલતાનો તે આનંદ અલ્પ કાળ માટે હતો. ત્હેણે જે વખતે ભાભીને પોતાના બૂજાબંધે બાંધી લીધી

તેજ વખતે બોલવાના અતિશ્રમથી ત્હેને મૂર્છા આવી ગઇ હતી. આજ તે પોતાની શક્તિ કરતાં વધારે બોલી હતી. આજ સુધીમાં કોઇએ ત્હેને એકી વખતે આટલું બધું બોલતાં સાંભળી નહોતી. વનલતાએ ભાભીને પોતાના પાસમાંથી મુક્ત કરતાંજ તે કોચ ઉપર ઢળી પડી; અને ત્હેની એ હાલત જોતાં જ વનલતાએ એકદમ ભયંકર ચીસ પાડી. તે સાથે જ દરવાજો ઉઘાડી નરેન્દ્ર એકદમ અંદર આવ્યો. ત્હેમની પાછળ ભારતીમૈયા, શંકર, અને વિલસુ અંદર આવ્યાં. ત્હેમને આવ્યાને થોડીજ વાર થઇ એટલામાં નરેન્દ્રની માતા-ગોદાવરી-પુત્રીની ચીસ સાંભળી હાથમાંનું કામ પડતું મૂકી નીચેથી ઉપર દોડી આવ્યાં. બધાં મણીની આરવાર કરવા મચી પડયાં.

નરેન્દ્ર એકદમ આવી શક્યો ત્હેનું કારણ એટલું જ હતું કે તે બહારથી આવ્યો તેવો પત્નીના ખંડમાં આવતો હતો, પરંતુ નણંદ-ભોજાઇને વાત કરતાં સાંભળી તે દરવાજાની પાછળ ઉભો રહ્યો હતો, ત્યાં રહીને ત્હેણે મણીના-પોતાની પત્નીના સ્ત્રીશિક્ષણ સંબંધે સઘળા વિચારો જાગી-સાંભળી લીધા હતા.

---

## પ્રકરણ ૯ મું.

### બાળલગ્નની રૂઢી.

ગયું ગયું બ્રહ્મચર્ય દેહબળ અર્ભક લગ્ને,
થયાં વિલાસિ બાળ બાળ ઉછે નર જગ્નેઃ
બ્રહ્મચર્ય બળ તેજ હતા ભડ ભૂ મંડળમાં,
તેજ તનુજો આજ કાજ કરતા બ્યંડળનાં.

(દુર્ભિક્ષની દાઝત.)

નરેન્દ્ર હમણાં હમણાંથી, જ્યહારે જ્યહારે કચેરીના કામમાંથી પરવારે ત્યહારે બપોરની વખતે આશ્રમમાં જતો હતો. વિહારીના ઘેરથી આવતાં રસ્તામાં ત્હેણે સ્વામીજીના સંબંધમાં જે ઉદ્ગારો કાઢ્યા હતા તે બધા વિચારો હવે બદલાઈ ગયા હતા. પહેલી જ વખતે તે કેવળ કૂતુહલની ખાતર, વિહારીના માનને લીધે આશ્રમમાં ગયો ત્યહારે ચર્ચાનો એક ઘણો સરસ વિષય નીકળ્યો હતો કે તે સાંભળીને એ પહેલીજ મુલાકાતે **નરેન્દ્ર**ના મનમાં **સત્યાનંદ** સ્વામી માટે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ હતી; અને 'સાધુ એટલા બધા ખરાબ' એવો ત્હોનો વિચાર ફેરવાયો હતો ! તથા **સત્યાનંદ** સ્વામી એ ખરેખર જ અધિકારસંપન્ન વ્યક્તિ છે અને જો **ભારત**-વર્ષમાં આવા પુરુષો ઉપદેશકનાં આવાં કાર્ય કરતા હોય તો દેશની ઉન્નતિ બેવડી ત્વરાથી થાય, સ્થળે સ્થળે સાધુઓની થતી નિંદા બંધ થાય, તથા બાવન લાખ માણસો દેશને ભારરૂપ ન થતાં ગણ્યા–ગાંઠ્યા અને યોગ્ય ઉપદેશકો દેશનો ઘણો ભાર દૂર કરે એવું પણ એને લાગ્યું હતું. **નરેન્દ્ર**ના પહેલી વખતે આશ્રમમાં આવવાના બે ઉદ્દેશ હતા. એક, **વિહારીએ** કહેલી બાલવિધવા **વિલસુ**ને નજરે જોવી અને બીજો **સત્યાનંદ** સ્વામીની ચેષ્ઠા કરવી. તે વખતે **વિહારી** અને **નરેન્દ્ર** સ્વામીજી પાસે જઇને બેઠા તે પછી **વિહારી**ની વાતચિત ઉપરથી **સ્વામીજી**ને જણાયું કે **નરેન્દ્ર** સુશિક્ષિત, પદવીધર અને વિલાયત જઈ આવેલો યુવક છે. અને પછી **નરેન્દ્ર**ની વાતચીત ઉપરથી ત્હેના એ ભાષણનું વલણ કેવા પ્રકારનું છે તે **સ્વામીજી** કળી ગયા અને વાતમાં ને વાતમાં એક દૃષ્ટાન્ત કહ્યું કે: " 'એક વખતે એક શેષનાગ આજારી પડ્યો. ત્હેણે ઔષધ તરીકે મ્હોટી મ્હોટી અમૃત-વલ્લીઓ મંગાવી, પરંતુ ત્હેનાં નેત્રોમાંનું વિષ તે વલ્લીઓ ઉપર પડતાં જ સઘળી અમૃતવલ્લીઓ વિષમય બની ગઈ. છેવટે જ્યહારે તે નાગનાં નેત્રો ઉપર પાટા બાંધી ત્હેને ઔષધ આપવામાં આવ્યું ત્યહારે જ ત્હેને ગુણ પડ્યો.' આ દૃષ્ટાન્ત ઉપરથી એક વાત સિદ્ધ થાય છે કે, મનુષ્યની બુદ્ધિ આજકાલના શિક્ષણથી ગમે તેટલી કુશાગ્ર અને પ્રગલ્ભ બનેલી હોય તો પણ ત્હેમાં નાના પ્રકારના આગ્રહ–દુરાગ્રહોનું, અહંમન્યતાનું અને તર્ક–કુતર્કોનું વિષ ભરેલું હોય છે. આજકાલ ભોટ આચાર્યો તથા લબાડ શાસ્ત્રીઓનાં જ્યહાં ત્યહાં દર ઉભરાઈ નીકળ્યાં છે; પરન્તુ તે ભોટપણું અને લબાડપણું લોકોની દૃષ્ટિએ આવે છે તો લોકો ત્હેમનું પોકળ પ્રકટ કરી, ત્હેમનો ખપી ઢમઢોલ અને માંહે પોલ જેવા પ્રભાવનો ભેદ ખુલ્લો

કરી નાખે છે. અહિં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, આ ગુણ કોનો ? તે અધ્યાત્મ વિદ્યાનો કે પછી તે વિદ્યાનો પ્રસાર કરનારાઓનો ? જેમ મેઘની વૃષ્ટિ સમબુદ્ધિથી સર્વ સ્થળે સરખી થાય છે, છતાં ત્હેના જીવનથી સજ્જન-દુર્જન, ચોર-શાહુકાર, સુષ્ટ-દુષ્ટ, અવિદ્વાન-વિદ્વાન વગેરે જાતના માણસોનું પોષણ થાય છે. ત્હારે એને તે વૃષ્ટિનો દોષ કે જે પ્રકૃતિને તે પાણી જીવન આપે છે તે પ્રકૃતિનો દોષ ? ”

આમ બિલકૂલ સાદાં ઉદાહરણ આપતાં આપતાં છેવટે સ્વામીએ કહ્યું: “ બાપુ, એ બધો વાસનાનો દોષ છે, તો પછી બીજા કોઇનો વાંક કાઢવાથી શો ફાયદો છે ? જે પ્રભુએ ભવચક્ર ઉત્પન્ન કર્યું છે તેજ પરમેશ્વરે તે ચક્ર તરી જવાના ઉપાય પણ કરી રાખ્યા છે. ભાઇ, માણસની સદ્ ઇચ્છા થાય કે તુરત તે ઉપાય બતાવનાર સદ્ગુરૂ મળે છે. ” આમ પહેલીજ મુલાકાતે નરેન્દ્ર સ્વામી આગળ નિરૂત્તર બન્યો. તે દિવસથી ત્હેને જ્યારે વખત મળતો ત્હારે તે આશ્રમમાં ગયા શિવાય રહેતો નહિ.

વિહારી થોડા જ દિવસ થયાં મુંબઇ પાછો પોતાના અભ્યાસ માટે ગયો હતો. શંકર અમદાવાદ હતો. ત્હેનો અભ્યાસ સારી રીતે આગળ ચાલતો હતો. વિલસુ ત્હેની સાથે સગાભાઈ માફક વર્તતી. શંકર પણ ત્હેને બ્હેન કહીને જ બોલાવતો. ભારતીમૈયા પણ ત્હેને પેટની પુત્રીની માફક રાખતી; સચ્ચાનંદસ્વામી તો ત્હેને પાંચ મિનિટ પણ પોતાની નજર બહાર થવા દેતા નહિં. વિલસુ આશ્રમમાં ગઇ તે પછી પહેલાં થોડા દિવસ સુધી તો સ્વામીના વર્તનમાં વિલક્ષણ ફરક પડી ગયો હતો; કેટલીએ વખત ત્હેમણે વિલસુને પોતાનો ઇતિહાસ કહી સંભળાવવાનું કહ્યું હતું, અને પ્રત્યેક વખતે તે વાત સાંભળતાં સ્વામીનાં નેત્રામાં એકસરખાં અશ્રુ વહેતાં હતાં. આ બનાવ જોઈ આશ્રમમાં આવતાં માણસોને પણ ઘણી જ નવાઇ લાગતી. પરંતુ વિલસુની વાત જ કરૂણાજનક હતી કે ગમે તેવો કઠણ હૃદયનો માણસ તે સાંભળતો હોય તો ત્હેની આંખ પણ કોરી રહી ન શકે. કેટલીક વખતે રાત્રે વિલસુ ઉંઘી ગઈ હોય ત્હારે જઇ, સ્વામી ઘડીઓની ઘડીઓ સુધી ત્હેના મુખ તરફ દષ્ટિ સ્થાપી સ્થીર ઉભા રહેતા. વિલસુના માટે એ યોગીજનના હૃદયમાં આટલી બધી કાળજી કેમ હશે તે એક ન ઉકેલી શકાય તેવું ગૂઢ હતું.

વિલસુ સર્વ રીતે નિરાધાર હતી. ત્હેની નિરાધાર સ્થિતિ કરતાં ત્હેને બાલ્યાવસ્થામાંજ પ્રાપ્ત થયેલ વૈધવ્યનો વિચાર મનમાં આવતાં પ્રત્યેકને ત્હેના માટે અત્યંત લાગણી થતી. ત્હેના શરીરની બાંધણીમાં, સ્વરૂપમાં અને સ્ત્રીના નૈસર્ગિક ગુણમાં લગારે ખોડ કાઢી શકાય એવું નહોતું, પરન્તુ ત્હેના એ સઘળા ગુણ-રૂપ ઉપર વૈધવ્યપણાએ હાથ ફેરવી નાખ્યો હતો. આશ્રમમાં જ્યારે જ્યારે નરેન્દ્રની દષ્ટિએ તે પડતી ત્યારે ત્યારે ત્હેના વૈધવ્યના વિચારથી ત્હેનું હૃદય ત્રાફાઇ જતું, અને ત્હેને એમ થતું કે, પ્રભુ સઘળું સારા માટે કરે છે એવું લોકો કહે છે, પરન્તુ વિલસુ જેવી અનાથબાળા ઉપર વૈધવ્યનું દુ:ખ નાખવામાં ત્હેણે ખરેખર અન્યાયજ કર્યો છે. આવું ઘણી વખત તેણે સ્વામીજીના સાંભળતાં પણ કહ્યું હતું.

વિલસુના વિષયમાં સ્વામીની સાથે વાતચિત થતાં એક વખતે નરેન્દ્રે કહ્યું કે: "સ્વામીજી, હું જ્યારે મ્હારા પોતાના માટે વિચાર કરૂંછું, અથવા વિલસુના જેવું એકાદ ઉદાહરણ દષ્ટિએ પડે છે ત્યારે મ્હને એમ લાગે છે કે, આપણામાંથી બાળલગ્નનો દુષ્ટ રિવાજ બંધ કરવા માટે સરકારે કાયદો કરવાની જરૂર છે."

સ્વામીએ ત્હેના જવાબમાં કહ્યું: "નરેન્દ્ર, એ વિષયમાં ત્હમારા મનમાં ઘણો અસંતોષ હોવાથી ત્હમને એવા વિચાર થાય છે. અને વિલસુના જેવાં ઉદાહરણ એક પછી એક દષ્ટિએ પડે એટલે બાળલગ્ન બંધ થવોજ જોઇએ એવું આપણને લાગે એ સાહજીકજ છે. પરન્તુ ત્હેના પ્રતિબંધ માટે આપણા વૈદિક સંસ્કારના કાર્યમાં કાયદાના રૂપે આપણે સરકારની મદદ શામાટે લેવી એ મ્હને સ્હમજાતું નથી; અને આપણા વિવાહાદિ વૈદિક સંસ્કારનાં કાર્યોમાં હાથ ઘાલવા સરકાર સમર્થ પણ નથી.* આમ હોવાથી એ કાર્યોને વૈદિક ધર્મમાંથી કાઢી સામાજિક કાર્યોમાં ધકેલી દઇ સરકારની મદદ માગવા કરતાં ખરા દેશ-સમાજહિતચિંતકોએ વાણી અને કૃત્યો દ્વારા બાળલગ્નનો પ્રતિબંધ કરાવવાના કાર્યમાં મચી પડવું એ મ્હને વધારે યોગ્ય લાગે છે."

"હા. એક રીતે આપનું કહેવું યોગ્ય છે, પરન્તુ હાલની બાળલગ્નની રૂઢીથી થનાર અનર્થ ટાળતાં ઘણોજ લાંબો સમય લાગશે."

"પરંતુ એ ઘટનાઓ તો સ્વભાવત: થતી જશે. પૂર્વકાળે જ્યારે એ ચાલને શાસ્ત્રસંમત ગણવામાં આવતી: અને શાસ્ત્રમાં બતાવેલા નિયમ

* ૧૮૫૮ ના મહારાણી શ્રીના આશ્વાસન પત્રમાં જણાવ્યા પ્રમાણે.

પ્રમાણેજ સર્વ કાર્ય કરવામાં આવતાં તે વખતની સ્થિતિનો વિચાર કરતાં આપણનેજ કંઇ જુદીજ વાત જણાશે. જે પ્રમાણે ઝાડના એકાદ રોપાને એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવાનો હોય છે તો ત્હેને અતિશય કુમળાપણામાંજ લઈ જઇને રોપ્યો હોય તો તે ભૂમિનો અને તે છોડનો એક જીવ થઇ જે રીતે તે દૃઢમૂળ થાયછે, તે પ્રમાણે શ્વસુરગૃહે રહીને કન્યાની કુમળા વયથીજ શ્વસુર ગૃહનાં માણસો સાથે ઓળખાણ થવાથી ત્હેમને માટે ત્હેના મનમાં યોગ્ય સ્નેહ અને માન ઉત્પન્ન થાય છે; ત્હેને પોતાનાં માતા–પિતા જેટલાં સાસુ–સસરો પૂજ્ય લાગે છે, અને ત્હેમનો સઘળો ઉપદેશ આપણાજ હિત માટે છે એવું સ્હમજી તે ત્હેમને અનુસરે છે. હમેશાં સાથે રહેવાથી ત્હેને ન્હાના દિયરો પોતાના ભાઇ જેવા લાગે છે. નણદો બ્હેન જેવી જણાય છે અને તે કન્યા એ બધા કારણોને લીધે, સુખથી, મર્યાદાથી અને નીતિથી ચાલી પોતાના પિતા અને પતિના કુળને અનુકૂળ અને આનંદદાયક બની, પોતાના પતિ સાથે શાંત અને નિર્વિઘ્ન સંસાર સુખ અનુભવે છે. પૂર્વની આ વિવાહની રૂઢીમાં દોષ જોવા જઇશું તો ઘણા થોડાજ જણાશે. ‘ **अष्टवर्षा भवेत्कन्या** ’–આઠ વર્ષ પછી પુત્રીનો બાપ યોગ્ય વરની શોધ કરવાનો આરંભ કરે છે અને કુળ, શીલ, ગોત્ર વગેરે ઘટનાઓ અનુકૂળ જણાતાં વિવાહ વિધિ થાય છે. ત્હેમાં વાગ્દાન, કન્યાદાન અને સપ્તપદી એ ક્રમ પ્રમાણે ત્રણ કાર્યો હોય છે. એમાંથી એકાદું કાર્ય અધુરૂં રહી જાય તો પણ તે વિવાહ સિદ્ધ–પૂર્ણ થતો નથી. તેથીજ સપ્તપદી થવા પહેલાં ‘ **नष्टे मृते च पतिते** ’ એ સ્મૃતિ વાક્ય પ્રમાણે વરનો એકાદો મહાદોષ જણાતાં, કન્યાનો વિવાહ અન્ય સુયોગ્ય વર સાથે કરવાની શાસ્ત્ર રજા આપે છે. હવે એ ત્રણ કર્મો શાસ્ત્રાજ્ઞા પ્રમાણે જોતાં કાલાંતરે કરવામાં આવતાં, તેથી પહેલેથીજ નક્કી થયેલ વિવાહ સંબંધવાળાં વહુ અને વરની પરસ્પર કોમળ અને શુદ્ધ અંતઃકરણની સ્થિતિમાં ત્હેમના તારૂણ્યોદયના સુમારે ત્હેમનાં લગ્ન થતાં; અને એવી રીતે લગ્નગ્રંથીથી જોડાયલાં યુગલો સુખ અને સંતોષથી પોતાનું જીવન ગાળી શકતાં. પરંતુ પછીથી રાજ્યક્રાંતિઓ જેવાં અનેક કારણોથી મનુષ્યોની બુદ્ધિ અને સ્થિતિની સ્થિરતા અત્યંત અશાશ્વત બની જવાથી બધાં શાસ્ત્રીય કર્મો ત્યજાતાં ગયાં અને અમુક અમુક સમય પછી થનારી વિધિઓ એકજ દિવસે આટોપાવા માંડી, તેથીજ હવે વર અથવા વહુને પરસ્પરને મળવા કે જોવાનો પણ અવકાશ નહિ મળતાં એક બે દિવસમાંજ આ અત્યંત મહત્વનો સમારંભ આટોપી દેવાય છે.”

"સ્વામીજી, આપની આટલી વાત ઉપરથી મધ્યકાળની બાળલગ્નની પદ્ધતિનું મહત્વ મ્હને સ્હમજાયું, પરંતુ આર્યાવર્તમાં પરદેશીઓના આવ્યા પહેલાં વૈદિક કાળમાં કેટલી વયે વિવાહ કરવાનું કહેવામાં આવ્યું હતું તે તો જણાવો. મનુસ્મૃતિમાંજ કહેવામાં આવ્યું છે કે:

**वेदानधीत्य वेदौवा वदे वापि यथाक्रमम् ।***

**अविप्लुत ब्रह्मचर्यो गृहस्थाश्रमना विशेष् ॥३३॥**

એથી પણ વિશેષ એજ સ્મૃતિમાં નવમા અધ્યાયના નેવુમા શ્લોકમાં મનુમહારાજજી જણાવી ગયા છે કે, "કન્યા રજસ્વલા થયા પછી ત્રણ વર્ષ પર્યન્ત પતિની શોધ કરીને પોતાને અનુકૂળ પતિને પ્રાપ્ત થાય." આથી પણ પ્રાચીન કાળે લગ્ન માટેની વય મર્યાદા કેટલી બાંધવામાં આવી હતી તે સ્હમજાય છે. વળી આપે હમણાંજ કહ્યું તેમ મધ્યકાલીન રૂઢીઓનું યથાવત પાલન પણ હમણાં તો કોરાણે મૂકવામાં આવ્યું છે. હમણાં તો જો પતિ-પત્ની એકજ ગામનાં હોય તો પરસ્પરને વાર તહેવારે સાસરીયાં તરફથી જમવા તેડવામાં આવેછે, પરંતુ તે વખતે વર અને વહુની વય ઘણી ન્હાની હોયછે અથવા મ્હોટી હોય તોપણ એક બીજાને મળી કે વાતચિત કરી શકતાં નથી તો પછી પરસ્પર પ્રત્યે સ્નેહ તો થાયજ કયાંથી ? પરંતુ જૂદા જૂદા ગામનાં વર-કન્યાને તો આટલું સૌભાગ્ય પણ પ્રાપ્ત થતું નથી. આજકાલની પરિસ્થિતિ જ એવી છે કે વહુ એ તો પારકા ઘરની છોકરી, એમ ન્હાનાં બાળકોનાં મન ઉપર મા-બાપો તરફથી સંસ્કારો પડેલા હોવાથી ન્હાના દિયરો કે નણંદો ત્હેના તરફ સ્નેહ અને મમતાભરી દૃષ્ટિએ જોવાને બદલે લગભગ ઘૃણા-ભરી દૃષ્ટિએ જૂવે છે. અને ઘરમાં વહુ આવી કે સાસુજીનો મિજાજ તો એવો ફરી જાય છે કે જો મ્હોટી વયની વહુ હોય તો ઠીક, નહિં તો કુમળી વયથીજ-બાળપણથીજ સાસુ માટે વહુના મન ઉપર તિરસ્કારની એવી સજ્જડ છાપ પડે છે કે તે જન્મ પર્યંત જતી નથી. એ શિવય જેની સાથે પત્ની તરીકે ત્હેને જન્મારો કાઢવાનો હોય છે તે પતિને તો તે કેટલાંએ વર્ષો પછી ઓળખતાં શિખે છે. વળી **नष्टे मृते च पतीते**ની આજ્ઞાનું તો હાલના વખતે

---

* ભાવાર્થ:-" જ્યારે યથાવત્ બ્રહ્મચર્ય પાળી આચાર્યાનુકૂલવર્તિ ધર્મથી ચાર, ત્રણ, બે અથવા એક વેદ સાંગોપાંગ ભણે તથા જેનું બ્રહ્મચર્ય ખંડિત ન થયું હોય તે પુરૂષ કે સ્ત્રી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશે."

પાલન થતુંજ નથી. બાળવિવાહની રૂઢીથી કેટલી નિર્દોષ બાળાઓ જન્મથીજ વૈધવ્યના મહા સંકટમાં ફસે છે તે તો વસતિપત્રકના આંકડાઓ જોવાથી સમજાય છે. સ્વામીજી, સપ્તપદીનો અર્થ આજકાલના મહારાજોજ નથી સ્હમજતા તો વર–કન્યા તો સ્હમજે જ શું ? આપ એ શિવાય એ તો કબૂલ કરી ગયા કે મધ્યકાલીન યુગમાં વિવાહ થયા પછી લગ્ન ઘણાં વર્ષો પછી થતાં, તેથી બાળલગ્નની રૂઢી દેશમાં હતીજ નહિં એ તો સિદ્ધ થયું છે; પરંતુ તે સમય અને હાલના સમયમાં ઘણો ફેરફાર થઇ ગયો છે. પોપલીલાઓ પ્રસારનારાઓનાં પાખંડો હાલમાં વધી પડયાં છે, અને દેશની અસંખ્ય બાળ વિધવાઓ એવા ઢોંગીઓના હાથે ફસી જીવનને નષ્ટ ભ્રષ્ટ કરી રહી છે. અને તેથીજ:—

" ધરતીપણું તજીને તેથી આ આર્ય ભૂમિ,
સુતપદ પરદેશી લોકને દેઈ દેશે "*

નું ભવિષ્યકથન ખરૂં ઠર્યું છે. સ્વામીજી, હું આપનેજ પૂછું છું કે આ પ્રશ્ન સંબંધે ત્હમારો પોતાનોજ શો મત છે તે કહો."

**સ્વામી:**—"મ્હારો મત તો એવો છે કે, વર્તમાન સમયે દેશકાલાનુરૂપ સુધારા અવસ્ય થવા જોઇએ: પરંતુ ત્હેવા સુધારાઓ માટે સરકારી કાયદાની કંઇ પણ જરૂર નથી. વળી આજકાલ સમાજની જે ભયપ્રદ હાનિ થઇ રહી છે ત્હેનો સઘળો દોષ સુધારકો બાળલગ્ન ઉપર મૂકે છે તે ત્હેમની ભૂલ છે. હાલની શિક્ષણ પદ્ધતિ, વધતાં જતાં બીન જરૂરી મોજ શોખ, કપડાં લત્તાં અને ખાવા પિવામાં હદ બહારનાં ખર્ચો, ધર્મ પ્રવૃત્તિનો હ્રાસ અને મુખ્ય કરીને દેશમાં વધતી જતી દરિદ્રતા એ કારણોને લીધે આપણા સમાજનો ખરેખરો હ્રાસ તો થઇ રહ્યો છે. પરંતુ વિવાહની દૃષ્ટિએ સમાજનું કલ્યાણ કરવું હોય તો કન્યાની વય ચોદ વર્ષની અને વરની વીસ વર્ષની ઠરાવવી જોઇએ. એટલે એ ચાર વર્ષ વડિલોની દેખરેખ નીચે ત્હેમને સંસારનું શિક્ષણ મળે; અને પ્રેમનો ઉદય થવા પહેલાંજ પતિ પત્ની તરિકે ત્હેમનો સંબંધ થવાથી સારા માઠા સઘળા પ્રસંગોમાં તે પરસ્પરના સહવાસમાં હમેશાં રહે, તો ત્હેમનામાં જે શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થાય ત્હેવા પ્રકારનો પ્રેમ બીજી કોઇ પણ રીતના વૈવાહિક સંબંધમાં થવો શકય નથી. હાલના દેશકાલ પ્રમાણે રજોદર્શન પહેલાં ઓછામાં ઓછાં બે વર્ષ પૂર્વેજ કન્યાઓનાં લગ્ન થાય તો વર–વહુ

* સ્નેહમુદ્રા.

બન્ને એકજ પરિસ્થિતિ અને એકજ વાતાવરણમાં રહેવાથી, ન્હેઓ જેમ જેમ મ્હોટાં થતાં જાય તેમ તેમ ત્હેમનાં હૃદય, સ્વભાવ, હિતસંબંધ અને પ્રેમ એકતાર થઇ શકે, અને વડિલ જનોનો સંતાનો ઉપરનો પ્રેમ, ન્હેમની કર્તવ્યનિષ્ઠા, કુલ સમુ જાતિની ત્હેમની સ્વાભાવિક આવડત અને અનુભવ તથા સુખીપણું એ બધાનો આયતોજ ફાયદો ત્હેમને મળી શકે. હા, પરન્તુ એટલું જોવું જોઇએ કે વર અને કન્યાએ ઓછામાં ઓછા અનુક્રમે ચોવીસ અને અઢાર વર્ષની વય પહેલાં અખંડ બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ. ”

નરેન્દ્ર સ્વામીજી સાથે આગળ બોલવા અને યોગ્ય ખુલાસો કરવા જતો હતો એટલામાં ત્યાં ભારતીમૈયા આવી પહોંચ્યાં અને સ્વામીજીએ ત્હેમને પૂછ્યું:—“ વિલસુ કયાં ગઇ છે ? થોડા વખતથી દેખાણીજ નથી ! ”

“ એ ગુણવંતલાલ ઝવેરીને ઘેર ગઈ છે. ” સ્વામીજીને જવાબ આપી ભારતીમૈયાએ નરેન્દ્રને પૂછ્યું:

“ કેમ નરેન્દ્રકુમાર, કાલ વિલસુ ત્હમારા ઘેર ગઇ હતી ને કહેતી હતી કે, ત્હમારા ઘરમાં મણીબહેનની હાલત ઘણીજ ચિંતાજનક છે. એ ખરી વાત છે કે ? ”

“ હા ખરી છે; પણ હવે એને કરીએ પણ શું ? સહુનું આપબ થાય છે પણ સ્વભાવનું થાય છે કંઇ ? ”

ભારતીમૈયાએ તે પછી કંઈ કહ્યું નહિ, એટલે નરેન્દ્ર પાછો સ્વામીજી સાથે વાતે વળગ્યો.

“ આપણી વચ્ચે અત્યાર સૂધી જે વાતો થઇ, તે ઉપરથી આપને એવું નથી લાગતું કે વિહારીનાં લગ્ન હવે થવાં જોઇએ ? ”

“ હા. એક બે દિવસમાં હું ગુણવંતલાલ આગળ એ વાત કાઢનાર છું. ” આમ કહીને સ્વામી ત્યાંથી ઉઠયા.

નરેન્દ્રે સ્વામીજીને વંદન કર્યાં અને ભારતીમૈયાની રજા લઇ ત્હાંથી કચેરી તરફ જવા નીકળ્યો, એટલામાંજ સામેથી શંકર સાથે વિલસુને આવતી ત્હેણે જોઇ. ત્હેને મળીનેજ હવે તો જાઉં, એમ ધારી તે ક્ષણભર

નરેન્દ્ર ઉભો રહ્યો. થોડા વખતમાં વિલસુ પણ પાસે આવી પહોંચી.



ત્હેને જોઇ ને નરેન્દ્રે પૂછ્યું: "વિલસુ, કાલે ત્હમે મ્હારા ઘેર ગયાં હતાં ?"

"હા, અને પરોઢાં મ્હેં જોઇ હતી તેના કરતાં કાલે મ્હને મણીબ્હેનની પ્રકૃતિ ઘણીજ નરમ જણાઈ. સર્વ પ્રકારની અનુકૂળતા હોવા છતાં બિચારાં મણીબ્હેનને આ દુઃખ ! પણ બૅરિસ્ટર સાહેબ, ત્હેમને ગુણ થાય એવી દવા કાંઇ નહિજ હોય ?"

"કેમ ન હોય ? દવાઓ તો ઘણીએ છે. પરંતુ ત્હેનો ઉપયોગ શો ?"

"ખરેખર, મણીબ્હેનનો સ્વભાવ બહુ હઠીલો છે ! કાલે મ્હને વનલતા-બ્હેન કહેતાં હતં તે બધી વાતો સાંભળીને મ્હને તો બા બહુ ખરાબ લાગ્યું."

"કોના માટે વિલસુ?" પાછળથી આવીને ભારતીમૈયાએ પૂછ્યું.

"મણીબ્હેન માટે!" વિલસુએ મૈયાને કહ્યું.

"નરેન્દ્રકુમાર, કાલ તો હું જરૂર એને જોવા આવીશ." ક્ષણભર વિચાર કરીને ભારતીમૈયાએ નરેન્દ્રને કહ્યું. અને બધાં છુટાં પડયાં.

× × × ×

ભારતીમૈયા નરેન્દ્રને કહ્યું હતું તે પ્રમાણે બીજે દિવસે વિલસુ અને શંકરની સાથે ત્હેને ઘેર ગયાં. એ બધાં ઘરમાં પહોંચ્યાં તેજ વખતે ગયા પ્રકરણમાં વર્ણવેલી ઘટના બની હતી. નરેન્દ્ર ત્હેમના આવ્યા પહેલાં ઘેર આવ્યો હતો, પરંતુ મણી અને વનલતા વચ્ચે ચાલતો સંવાદ સાંભળી ત્હેને આશ્ચર્ય લાગતાં, અંદર જતાં જતાં તેમની ચર્ચા સમ્પૂર્ણ રીતે સાંભળવાના ઉદ્દેશથી તે દરવાજાની પાછળ ઉભો રહ્યો હતો. પોતાની પત્નીના મુખમાંથી નીકળેલ શબ્દે શબ્દ ત્હેણે સાંભળ્યો અને ત્હેનું ત્હેના મન ઉપર સુંદર પરિણામ આવ્યું. તે અંદર જવા તૈયારી કરતો હતો એટલામાંજ વનલતાએ ચીસ પાડી તેથી નરેન્દ્ર એકદમ તે ખંડમાં ધુસ્યો, અને ભારતીમૈયા, વિલસુ અને શંકર એજ વખતે ત્હાં આવી પહોંચ્યાં.

---

## પ્રકરણ ૧૦ મું.

### મણીનો મંદવાડ.

"કુદરતના કાયદાનો ભંગ નજીવાં તેમજ જીવલેણ દરદો ઉત્પન્ન કરે છે."

(ડૉ. મીસ ઍલીસ બી. સ્ટૉકહેમ. એમ. ડી.)

શયનગૃહમાં ગરબડ મચી રહી હતી! મણીને મૂર્ચ્છા આવેલી જોઈ વનલતા ગભરાઇ ગઈ અને ભયભીત બની, ત્હેણે બૂમાબૂમ કરી મૂકી, અને નરેન્દ્રના આવ્યા પછી તો આખો ખંડ માણુસોથી ઉભરાઈ જવા લાગ્યો. નરેન્દ્રે મણીની આંખો ઉપર પાણી લગાડયું અને થોડીવારમાં તે સચેત થઇ. પોતાની આસપાસ આટલાં બધાં માણુસોને એકઠાં થયેલાં જોઇ પહેલાં

તે ત ગભરાઈ, એટલામાં પોતાની તરફ ભયભીત નજરે જોઇ રહેલાં સાસુ-જી ઉપર હેની નજર પડી, અને હેણે પલંગમાંથી બેઠા થવાનો પ્રયત્ન કર્યો. વડીલજનોના દેખતાં ઉચ્ચાસન ઉપર નહિ બેસવાની રૂઢીને લીધે અશક્ત સ્થિતિએ એમ નીચે ઉતરવાનો પ્રયાસ કરતી જોઇ ગોદાવરીએ કહ્યું:-

" વહુ—મણી બેસી રહે. હું બહાર જાઉં છું ! " એમ કહીને તે બહાર જવા નીકળ્યાં. પણ જતાં જતાં હેમણે વનલતાને પૂછ્યું:—" લતા, મણીને આમ એકાએક શું થઇ ગયું હતું ? "

" બા, બોલતાં બોલતાંજ ભાભી ગભરાઈ ગયાં ! "

મા દીકરી વચ્ચે આમ વાતચિત થતી હતી તે પ્રસંગનો લાભ લઇને મણીએ પોતાની પાસે ઉભા રહેલા નરેન્દ્રને ધીમેથી કહ્યું:—" આ શું ! બા અહિં ઉભાં છે ને ! છેકજ મ્હારી નજીક શું ઉભા રહ્યા છો ? "

કિંચિત્ કૌતુકથી નરેન્દ્રે પોતાની પત્ની તરફ જોયું. આવી સ્થિતિમાં પણ હેનામાં નૈસર્ગિક વિનય જાગૃત થયેલો જોઇ હેને હિંદુ સંસારની રૂઢી તરફ હાસ્ય અને પત્નીના વર્તન માટે સમાધાન ઉત્પન્ન થયું. તે પછી હેણે પોતાની માતા તરફ વળીને કહ્યું:—

" બા, અશક્તિને લીધે એમ થયું છે ! થોડું દૂધ વગેરે કંઇક આપો એટલે ઠીક થશે. " બાદ અત્યાર સુધી ભારતીમૈયા સાથે આ ગભરાટમાં તે કંઇ બોલી શક્યો નહોતો એટલે હેમના સ્હામે જોઇને તે બોલ્યો: " મૈયા, બેસો. વનલતા, આ વિલસુને બોલાવ. " એમ કહીને તે બહાર ગયો.

આ બનાવ પછી વિલસુ અને ભારતીમૈયાને નરેન્દ્રના કુટુંબ સાથે સારો ઘરોબો થયો હતો. ગુણવંતલાલ ઝવેરીના ઘેર કોઈ સ્ત્રી—જન નહિં હોવાથી વિલસુને ત્હાં મોકલવાની સગવડ નહોતી, અને આશ્રમમાં આખો દિવસ બેસી રહેવું હેને ગમતું નહિ તેથી નરેન્દ્રની નવીન ઓળખાણ મૈયાને ઠીક અનુકૂળ થઇ પડી. એક એક બબ્બે દિવસને અંતરે હેઓ વિલસુને મણીની ખબર જોવાના મિષે હેના ઘેર મોકલવા માંડયાં. ત્હાં વનલતાના સહવાસમાં વિલસુને બપોરનો વખત આનંદમાં જવા લાગ્યો. આમ બેએક મહિનામાં તો હેમના વચ્ચે ગાઢ મૈત્રી થઇ ગઈ.

નરેન્દ્ર તે ખંડમાંથી બહાર ગયો એટલે ભારતીમૈયા ગોદાવરીની સાથે વાતે વળગ્યાં. વનલતાએ મણીને થોડુંક દૂધ લાવી આપ્યું તે પીધાં

પછી ત્હેને પણ ઠીક થયું. અંદરના ખંડમાં કોચ ઉપર મણી, વનલતા અને વિલસુ એ ત્રણે સખીઓ બેસીને વાર્તાલાપ કરવા લાગ્યાં; તે વખતે પુત્રવધૂને સંકોચ ન થાય માટે ભારતીમૈયાને લઇને ગોદાવરી બહારના ખંડમાં બેઠાં હતાં.

" આમ તે કેમ ચાલશે ? ત્હમે કહો છો કે તે કાંઇ ઔષધોપચાર કરવા દેતી નથી તો પછી ત્હમારી પુત્રવધૂનું ગાડું શી રીતે નભી શકશે ?" ભારતીમૈયાએ ગોદાવરીને પૂછ્યું.

" માતાજી, શું કરીએ ત્હારે ? મણીનો સ્વભાવજ એવો છે ! હું પણ શું કહું ! બિચારા નરેન્દ્રે પણ પોતાથી બની શકે તેટલું કરી જોયું......"

આમ કેટલાક વખત સુધી ત્હેમના વચ્ચે એ સંબંધે વાર્તાલાપ થયા પછી, એક વખત હું પ્રયત્ન કરી જોઉં એવું ભારતીમૈયાના મનમાં થયું; તેથી ત્હેમણે તે વાત ગોદાવરીને કરી. ગોદાવરીએ કહ્યું:–" માતાજી, એથી રૂડું શું ? જુઓને, ત્હમારૂં કહ્યું માને તોએ સારૂં. ગમે તેમ કરીને પણ જો તે એની એ હઠ છોડે ને દવા–પાણી કરવા દે તો ગંગા નાહ્યાં !" એથી ભારતીમૈયા ઉઠીને અંદર આવ્યાં અને ગોદાવરી નીચે ગઇ.

શયન ખંડમાં બેઠેલી ત્રણ સખીઓમાંથી વનલતાને ઉદ્દેશીને મૈયાએ કહ્યું:–" વનલતા, દિવસે દિવસે ત્હારી ભાભીની પ્રકૃતિ વધારે ને વધારે બગડતી જાય છે અને ત્હમે આમ સ્વસ્થ ક્યાં સુધી રહેશો ? " તે પછી મણીની તરફ વળીને ત્હેમણે કહ્યું:–" બ્હેન, તેં આ ત્હારી કેવી દશા કરી નાખી છે ? શરીર આટલું બધું ક્ષીણ થઇ ગયું છે તોએ કંઇ જોતી નથી. એકાદા સારા ડાક્ટરને બતાવીને એનો ઇલાજ કરતી નથી તે કાંઇ ઠીક નહિ !"

" માતાજી, હવે એવા વિચારો જવા દ્યો ! " મણીએ નિરાશાયુક્ત સ્વરે કહ્યું: " હવે ચાર આઠ દિવસમાં આવનાર મરણથી ડરી જઇને નકામી દોડાદોડ શું કામ કરવી ? "

" એમ કહેવાથી કંઇ ચાલે ? બ્હેન, જ્હાં સુધી આ દેહમાં આત્મા છે ત્હાં સુધી શોધ સહુનેએ હોય ! " મૈયાએ ત્હેને સમજણ પાડી.

" પરંતુ જો આત્માજ વર્તમાન સુખ કરતાં વધારે ઉચ્ચ સુખની ઇચ્છા કરતો હોય તો પછી આપણા પ્રયત્નો શું કરી શકે એમ છે ? " મણીએ એક યોગીના જેટલી ગંભીરતાથી કહ્યું.

" બ્હેન, આમ કેમ બોલો છો ? ત્હમારૂં આ બોલવું મ્હને સારૂં

ચમત્કારિક લાગે છે. ત્હમારા પૂર્વ જન્મના પૂણ્યથી નરેન્દ્રકુમાર સરખા યોગ્ય પતિ ત્હમને મળ્યા છે, ત્હેમની સાન્નિધ્યમાં મળતું સુખ ત્હમારા આત્માએ જગતમાંનાં બીજાં સઘળાં ઉચ્ચ સુખો કરતાં વધારે ઉંચું માનવું જોઈએ. **સતીને તો પતિની સાન્નિધ્યનું સુખ સ્વર્ગસુખ કરતાં પણ વધારે છે.** આમ છતાં પણ ત્હમે એ સુખને ઓછું માની અન્ય સુખની અપેક્ષા રાખો, અને ત્હમારા આત્માને પતિના સાન્નિધ્યની પાસેથી દૂર થવામાં મદદ કરો એ શું સારૂં કહેવાય ? શું એ સતીનાં લક્ષણ છે ?" ભારતીમૈયાએ પતિદેવની મહત્તા દર્શાવતાં કહ્યું.

"માજી, ત્હમે કહો છો તે ખરૂં છે ! પતિદેવને છોડવા મ્હારો આત્મા કદી પણ તૈયાર નથી. પરંતુ હું પણ શું કરૂં ? આ દુઃખમાંથી હું જલ્દી સાજી થાઉં એવી મ્હારી ઘણીજ ઇચ્છા છે, પરંતુ માત્ર ઇચ્છા હોવાથી શું કાંઈ તેમ થઇ શકે છે ?" મણીએ ખુલાસો કર્યો.

"ઇચ્છા હોય તો પછી ત્હેના માર્ગ પણ છે ! અને તે માર્ગ એટલે યોગ્ય ઔષધોપચાર !"

"એ તો ચાલૂ છે જ સ્તો—"

"પરંતુ એવા ઘરગથુ ઔષધોથી આ રોગ હટે એવો નથી. ત્હેને માટે તો અનુભવી વૈદ્ય કે ડૉકટરની જરૂર છે."

"પણ માતાજી, મ્હારો રોગ શો છે એની ત્હમને કંઇ ખબર છે ? ઠીક. પણ હું એમ પૂછું કે, એકાદી કુલીન સ્ત્રીએ–રોગ થયો એટલે શું થયું–પોતાની કાયા પરપુરૂષ આગળ ઉઘાડી કરવી એ શું સારૂં કહેવાય ?"

"નહિ જ, સારૂં ન કહેવાય એ હું પણ કબૂલ કરૂં છું. પરંતુ પતિ–આજ્ઞાથી ગમે તે કામ કરવું પડે તો ત્હેમાં શું પાપ છે કે ?"

"નહિ."

"વારૂ ત્યારે, ત્હમે નરેન્દ્રકુમારના કહેવા છતાં, ત્હમારાં સાસુજીના કહેવા છતાં પણ યોગ્ય ઔષધોપચાર શા માટે કરવાની ના પાડો છો ?"

"પણ—"

"પણ ને બણ નહિ. ત્હમે કહો છો તે પ્રમાણે વૈદ્ય અથવા ડૉકટર એ જો કે પરાયા માણસ છે તો પણ તે આરોગ્યદાતા હોઇ પિતા સમાન છે. હવે ત્હમેજ કહોઃ પિતા પાસે જવામાં બાળકને કંઇ પાપ લાગે ખરૂં ? અને તે વળી પતિની આજ્ઞાથી જવું પડે ત્હેમાં તો પાપ હોય જ શાનું ?—"

“ પતિઆજ્ઞાને પાપ કહેવાયજ શી રીતે ?” મણીએ વિચાર કરીને કહ્યું.

“ એમ ખરૂંને ! ” એમ કહીને ઉત્તરની વાટ પણ ન જોતાં ભારતી-મૈયા વનલતા તરફ વળ્યાં અને બોલ્યાં, “ વનલતા, ચાલો આપણે બધાં બહાર જઇએ અને નરેન્દ્રકુમારને અહિં મોકલીએ. ત્હમારાં ભાભી પતિને દેવ તરીકે માને છે, તેથી ત્હેમની આજ્ઞાનું ત્હેઓ ખાત્રીથી પાલન કરશે જ ! ”

આમ કહી શયનખંડમાં એકલી મણીને મૂકી બધાં બહાર આવ્યાં; અને ભારતીમૈયાએ નરેન્દ્રને સંક્ષેપમાં સઘળી હકીકત કહી સંભળાવી અંદર મોકલ્યો. આજ ત્હેણે પત્નીના મુખમાંથી નીકળતા પ્રશસ્ય વિચારો સાંભળ્યા હતા, ત્ય્હારથી ત્હેના મન ઉપર કંઇ જૂદુંજ પરિણામ થયું હતું. લગ્ન થયા પછી ત્હેને અંગ્રેજી શિખવાની ઇચ્છા નથી એવું જોઇને તે અશિક્ષિત છે, ત્હેનાથી મ્હને કંઇ સુખ મળનાર નથી એમ માની લઇને ત્હેણે અત્ય્હાર સુધી ત્હેની તરફ દુર્લક્ષ કર્યું હતું. પરંતુ આજ છૂપા રહીને સાંભળેલા પત્નીના ભાષણથી નરેન્દ્રની બુદ્ધિ શુદ્ધિમાં આવી હતી. એકાએક ત્હેના મનમાં પત્ની માટે માન ઉત્પન્ન થયું હતું; તેથી ભારતી-મૈયાના કહેવાથી તે ઘણીજ ઉત્કંઠાથી અંદર આવ્યો. ત્હેને આવતાં જોઇ મણી પલંગ ઉપરથી ઉઠવા લાગી.

“ અરેરે ! બેસી રહે, તું ઉઠીશ માં. સૂઇ રહે—સૂઇ રહે—નાહક શું કરવા શ્રમ લે છે ? ” એમ કહેતો કહેતો નરેન્દ્ર ત્હેની પાસે જઇને, પલંગ ઉપર ત્હેની બાજૂમાં બેઠો, અને પત્નીને શિખામણ આપવા લાગ્યોઃ—

“ વ્હાલી, ત્હેં જોયું ત્હારી દશા કેવી કરી નાખી છે ? ત્હારા હાથે-જ તું જાણી જોઇને દુઃખી થઇ નથી ? અત્યાર પહેલાં જો મ્હારૂં કહેલું માનીને કોઇ સારા ડૉકટરને બોલાવવા દીધો હોત તો ત્હારી હાલત આવી ન થઇ હોત, સમજી ? હજુએ જો તું મ્હારૂં કહેવું માને તો ઘણું મોડું થયું નથી.”

“ ત્હમે જે કહેશો તે હું ખુશીથી સાંભળીશ. ” મણીએ ધીમેથી કહ્યું. ક્ષણભર આશ્ચર્ય—ચકિત થઇને નરેન્દ્ર ત્હેની સ્હામે જોઇ રહ્યો. પોતા-ની પત્નીનો સ્વભાવ આજ એકાએક બદલાઇ ગયેલો જોઇ ત્હેને ઘણીજ અજાયબી થઇ. “ સીવીલ સર્જનને બોલાવું ? ” ત્હેની સ્હામે એકીટસે જોઇ રહેલા નરેન્દ્રે પૂછ્યું.

" ભલે ! "



આજ ખરેખર આખો જમાનો બદલાઇ ગયો હોય એવું **નરેન્દ્રને** થયું. કેટલાક વખત તે પત્નીના નિસ્તેજ ચહેરા તરફ જોઇ રહ્યો. અત્યાર સુધી પત્નીના સંબંધમાં ગેરસમજથી પોતે હેની અવગણના કરવામાં કરેલી ભૂલ માટે હેને પસ્તાવો થયો. છેવટે અતિશય સ્નેહથી તેના ફીક્કા છતાં કોમળ ગાલ ઉપર હાથ ફેરવીને ઉઠ્યો. જતાં જતાં તેણે કહ્યું:

" ડૉક્ટરને બોલાવીને હમણાંજ આવું છું. ત્હાં સુધી ત્હારી પાસે સીતાબ્હેન બેસશે, અને મૈયા તથા વિલસુ પણ અહિંજ છે."

તે બહાર નીકળ્યો, અને ભાડાની ગાડી કરી સીવીલ સર્જન તરફ ઉપડ્યો. નરેન્દ્રને આજ ઘણો ઉત્સાહ હતો. પોતાની પત્ની હવે સારી થશે એવું ત્હેને આજે લાગવા માંડ્યું હતું.

"નરેન્દ્રભાઇ મ્હોટા ડૉક્ટરને બોલાવવા ગયા છે" એવું વનલતાએ ગોદાવરીને કહ્યું, તેથી ત્હેને પણ સંતોષ થયો. પોતાની પુત્રવધૂનું મન ભારતીમૈયાએ માત્ર શિખામણના બેજ શબ્દો કહીને યોગ્ય માર્ગે વાળ્યું એ સાંભળી ત્હેમને મૈયા ઉપર પણ માન ઉત્પન્ન થયું; અને થોડાક વખતમાં ત્હેમણે પોતાનો એ આદરભાવ કેટલીએ વખત વ્યક્ત કરી બતાવ્યો.

નરેન્દ્ર એક કલાકમાં સીવીલ સર્જનને લઇને આવ્યો. રસ્તામાં નરેન્દ્રે ડૉક્ટરને મણીના દર્દની તમામ હકીકત કહી સંભળાવી હતી. ડૉક્ટર ગોરો હતો. તે શયનખંડમાં આવ્યો. મણીના સ્હામે કેટલીક વખત જોઈ રહ્યો; પછી ત્હેણે ત્હેનો હાથ પોતાના હાથમાં લીધો. તે વખતે મણીને કંઇ કંઇ થઇ ગયું. ત્હેનો હાથ થરથર ધ્રૂજવા લાગ્યો. ત્હેનું સર્વાંગ પસીનાવાળું થઈ ગયું. તે જોઇને ડૉક્ટરે ત્હેને આશ્વાસન આપતાં કહ્યું:—" બાઇ, તુમ મટ ડરો. હમ તુમકું બહુટ અચ્છા ડવા ડેંગા. તુમ જલડી અચ્છા હો જાયગા."

ડૉક્ટરે લગભગ એક કલાક સુધી ત્હેની બારીક ચિકીત્સા કરી. તે વખત દરમ્યાન નરેન્દ્ર અતિ ઉત્સુકતાથી ડૉક્ટરના મ્હોં સ્હામે જોઇ રહ્યો હતો. ડૉક્ટર શું કહેશે તે તરફજ ત્હેનું લક્ષ્ય લાગી રહ્યું હતું. શયનખંડના દ્વાર પાસેજ વનલતા, વિલસુ, ગોદાવરી અને ભારતીમૈયા પણ એટલીજ ઉત્કંઠાથી અંદર જોઈ રહ્યાં.

ડૉક્ટરની તપાસ પૂર્ણ થઇ. ત્હેણે હાથ ધોયા અને નરેન્દ્રને લઇને તે દિવાનખાનામાં ગયો. ડૉક્ટર વાત કરવામાં જેમ જેમ વિલંબ કરતો હતો તેમ તેમ નરેન્દ્ર વધારે ને વધારે અધીરો બનતો જતો હતો. છેવટે દિવાનખાનામાં જઇને બેઠા પછી ડૉક્ટરે અંગ્રેજીમાં કહ્યું: "બેરિસ્ટર સાહેબ, ત્હમે મ્હને ઘણોજ મોડો બોલાવ્યો છે; પરંતુ ત્હેમાં ત્હમારો દોષ નથી. ત્હમે તો વિદ્વાન્ અને સમજુ માણસ છો તેથી ખરેખરો મત આપવામાં ત્હમને ખોટું નહિં જ લાગે, એવી મ્હને આશા છે. હવે સ્પષ્ટ શબ્દોમાં હું ત્હમને કહું છું કે, બહુ બહુ તો ત્હમારાં પત્ની આ જગતનાં મહિનો—દોઢ મહિનાનાં મ્હેમાન છે. હવે ગમે ત્હેવી દવા આપશો તોપણ કશું વળવાનું નથી. ત્હેમનાં બન્ને 'લંગ્જ'—ફેફસાં—સાવ બગડી ગયાં છે. આવી જાતના

પ્રદરના રોગમાંથી ક્ષય થવાના મ્હેં ઘણા દાખલા જોયા છે; અને એવા પ્રકાર ઘણું કરીને ત્હમારા નેટિવ[૧]–હિંદીજન–લોકોમાંજ બહુ બને છે. પહેલાં એમને પ્રદરરોગ શરૂ થયો એટલે તે પોતાનો રોગ પોતાના પતિથી પણ છૂપાવે છે, અને છેવટે ત્હેનું પરિણામ આવું ભયંકર આવે છે. યોગ્ય સમયે જો તે રોગ ઉપર ઉપચાર ન કર્યો અથવા એમ કરવામાં લગારે આળસ કરી તો પછી તેમાંથી અનેક રોગ ઉત્પન્ન થાય છે. પ્રદર જેવો રોગ થયો કે ત્હમારા લોકનાં બૈરાં ઘરનાં માણસોને પણ કહેતાં નથી અને તે છૂપાવે છે. એમ કરતાં ત્હેમને શરમ શા માટે આવતી હશે એ મ્હારાથી સમજી શકાતું નથી. "

" એ ત્હેમનો એક નૈસર્ગિક ગુણ છે. "

" ત્હમે 'નેટીવ' લોકો એને ગુણ સ્હમજો છો; પરંતુ અમે સાહેબ લોકો તો એને અવગુણ ગણીએ છીએ. કારણ કે તેથી છેવટે આવાં ભયંકર નુકશાન થાય છે. "

" પરંતુ ડૉકટર સાહેબ, આ રોગ મૂળ ઉત્પન્ન થવાનું કારણ શું ? " ક્ષણભર શાન્ત થઈ નરેન્દ્રે પૂછ્યું.

" ત્હેનાં અનેક કારણ હોય છે. કોઇ પણ વાતની હદ વધી કે સ્ત્રીઓને એક પ્રકારનો સ્રાવ થવા માંડે છે. ઘણા તીખા તેમજ તેલવાળા પદાર્થો ખાવાથી, તથા અતિશય માનસિક શ્રમથી એટલે ચિંતા, શોક અથવા એવાં બીજાં અનેક કારણોથી પ્રદરનો રોગ લાગુ પડે છે. ત્હેની જો યોગ્ય વખતે કાળજી લેવામાં ન આવે તો ત્હેમાંથી ક્ષય રોગ લાગુ પડે છે. ત્હેમાં જો ખાંસી કે અતિસારનો વિકાર થાય તો કઠિન પ્રસંગ ઉપસ્થિત થાય છે, અને ત્હેમાંથી ફેફસાં ઉપર તે રોગની અસર થઇ તો પછી કોઇ પણ જાતની દવા ફાયદો કરી શકતી નથી. ત્હમારાં પત્નીની સ્થિતિ એવાજ પ્રકારની થઇ છે. ત્હમે હવે એમને ડુંગરાળ અને સુકી હવામાં લઇ જાઓ તો ઠીક એવું મ્હારૂં કહેવું છે. પ્રયત્ન કરી જૂઓ. પરંતુ–" આટલું કહીને ડૉકટરે કાગળ ઉપર દવાનાં નામ લખવા માંડયાં. અને " આ હું આપું છું તે કરતાં બીજી કોઈ સારી દવા નથી. આ કેસમાં ફક્ત પ્રયત્ન કરવાનો છે, બાકી આશા તો ઘણીજ ઓછી છે. આ દવા આપજો અને હલકો ખોરાક આપજો." એટલું કહી ડૉકટર ઉઠયો. નરેન્દ્ર ત્હેમને દરવાજા સુધી વળાવવા ગયો અને હસ્તધૂનન કરતાં પાંચ રૂપીઆની નોટમાં એક ગીની મૂકીને વાળેલું પડીકું ત્હેમના હાથમાં કોઈ ન જૂએ તેવી રીતે સેરવી દીધું !

૧. આ શબ્દથી હિંદીજનો પોતાનું અપમાન થયલું ગણે છે, છતાં પણ ઘણા બીનસરકારી અને સરકારી અંગ્રેજ નોકરો એ શબ્દ જાણી જોઇને વાપરે છે.

# પ્રકરણ ૧૧ મું.

## વેશ્યાનો પ્રેમ !

વેશ્યાના વિશ્વાસથી, રાજપાટ સુખ સાજ;
સર્વ તજી રણુ પોઢીઆ, રંક અને મહારાજ—

અમદાવાદમાં જ્યહાં જોઈએ ત્યહાં એ નવીન વિષયનીજ ચર્ચા શરૂ હતી. આઠ દિવસ થયાં, ચાર માણુસ ભેગાં થયાં કે, ત્હેમની વાતનો વિષય 'બસુબીલ' જ બન્યો હતો. પ્રત્યેક વાતને બે બાજૂ હોય છે. તે પ્રમાણે કોઇ તે બીલની વિરુદ્ધ તો કોઇ ત્હેની તરફેણુમાં પોત પોતાના મત પ્રકટ કરતા હતા. આમ ગયા આઠ દિવસથી શહેરમાં 'બસુબીલ' સિવાય સુશિક્ષિત લોકોને વાતનો બીજો વિષય જ નહોતો.

" હું એમ કહું છું મિ. કનકરાય કે, આપણી આ ' ક્લબ 'માંથી જે બસુબીલને For ( અનુકૂળ ) ન હોય ત્હેમનો આપણે બધાઓએ Boycott ( બહિષ્કાર ) કરવો જોઈએ. " ગુજરાત કૉલેજની રેસીડેન્સીમાં ખમીસની બાંહ્યો ચડાવી જમવા બેઠેલા વિદ્યાર્થીમંડળમાંથી એક વીરયુવકે કહ્યું.

" **But I Say**–પણુ મ્હારૂં કહેવું છે કે–**What is there so much in Basu Bill** ?–બસુબીલમાં એવું છે શું ?" બીજાએ કહ્યું.

" અરે એ બીલમાં તો પુષ્કળ **Facilities** ( સગવડો ) છે. જો ઑ. મિ. બસુએ આ બીલ માત્ર બેજ મહિના વહેલું રજુ કર્યું હોત તો આપણી ગઈ 'ફીસ્ટ'–મિજબાની–વખતે ત્હેના ઉપર **Hot discussion** ( સારો વાદવિવાદ ) થયો હોત. કેમ મિ. દેસાઇ, ત્હમારો શો **Opinion** ( મત ) છે ? "

" **Same as you**–ત્હમને મળતો જ.–" કનકરાયે ઉત્તર આપ્યો.

" **No–This won't do ! you must give your candid opinion**–નહિ, એમ ચાલશે નહિ. ત્હમારે ખરોજ મત આપવો પડશે. **I say.** મહારાજ, ત્હમારૂં લક્ષ્ય ક્યહાં છે ? મ્હારી થાળી સ્હામે તો જૂવો ! ભજીઆં લાવો ! " ત્રીજાએ ટાપશી પૂરી.

" But I say Joshi, now a days *Kanakrai* does not take much interest as before in our discussion. I think his mind is wandering about or engaged elsewhere—પણ સાંભળે છે કે જોશી, હમણાં હમણાં તો કનકરાય આપણા વાદવિવાદમાં પહેલાની માફક બહુ રસ લેતા નથી. હું ધારૂં છું કે હેમનું મન ગમે ત્હાં ભટકતું હોવું જોઈએ અથવા તો બીજે ક્યહાંક રોકાયું હોવું જોઇએ. "

" Yes I too think so !-હા મ્હને પણ ત્હેમજ લાગે છે." જોશીએ પોતાનો મત પ્રદર્શિત કર્યો.

" No, no, you both are wrong. He is thinking of an old dame, possessing some thousands—ના રે ના, તમે બન્ને જણા ભૂલો છો. હજારો રૂપીઆના જીવવાળી એક ઘરડી બુઢ્ઢીના વિચારમાં એ ભાઇ છે." ચોથાએ ચલાવ્યું:

" And if he finds such an old maid-never mind about the caste and age; he will marry her. There is Basu Bill to back him up. Is it not Mr. Desai ? અને જો એકાદી વૃદ્ધ કુમારિકા ક્યહાંક મળી ગઇ તો પછી તે ગમે તે જાત કે ગમે તેટલી વયની હોય ત્હેની પરવા નહિ, એ ત્હેની સાથે લગ્ન કરશે. એ વાતને ' બસુબીલ 'નો ટેકો છે. નહિ મિ. દેસાઇ ? "

" And after getting money he can very well divorce her and for that also Basu Bill will back him up—અને પૈસા મળ્યા પછી ત્હેની સાથે સહેલાઇથી છૂટાછેડા કરી મુક્ત થશે, ત્હેને પણ ' બસુબીલ 'નો ટેકો છે ! " પાંચમો વચ્ચે પુરાયો.

" I say shut up ! Don't talk nonsense !— ચૂપ રહો ! આમ અક્કલ વગરની વાત ન કરો ! " કિંચિત ગુસ્સામાં કનકરાયે કહ્યું.

" It is not fair on your part to tease Kanakrai about this Basu Bill as he is not for it We are only for widow-marriage—બસુબીલ સંબંધમાં કનકરાયને ચીડવવા એ ઠીક નહિ, કારણ કે તે એ બીલની તરફેણમાં નથી. અમે તો ફક્ત વિધવાવિવાહ-પુનર્લગ્નની તરફેણમાં છીએ. "

કનકરાય આ વખતે કંઇ બોલ્યો નહિ. ત્હેના વિચાર તે વખતે ઘણે દૂર ભ્રમણ કરી રહ્યા હતા. આજે 'ગુર્જરરાષ્ટ્ર નાટ્ય સમાજ'નો 'મોહિની'નો ખેલ હતો. અને તે નાટકમાં જમનાને લઇ જવાનો ત્હેનો વિચાર હતો. કેટલાક દિવસથી તે ત્હેની પાછળ લાગી હતી, તેથી કનકરાયે આજના ખેલની બે ટીકીટો આગળથી રીઝર્વ કરાવી ત્હેને આપી હતી, અને પોતે ત્હેને થિએટર આગળ ખેલના ટાઇમે મળવાનું વચન આપ્યું હતું. પહેલાં તો કનકરાયે પોતાની સાથેજ નાટક જોવા બેસવું એવી જમનાએ હઠ લીધી હતી, પરંતુ લોકલજ્જાને લીધે કનકરાયે તેમ કરવાની ચોકખી ના પાડી દીધી હતી તેથી ત્હેમણે એકજ હારમાં પણ દૂર-દૂર બેસવાનું ઠરાવ્યું હતું, અને તેજ પ્રમાણે કનકરાયે ટીકીટો પણ રીઝર્વ કરાવી હતી. કનકરાય કૉલેજના ક્વાર્ટર્સમાં રહેતો હતો તેથી ઘરનાં માણસોને ખબર પણ ન પડે તેવી રીતે રાતે કે બપોરે ગમે ત્હારે તેને જમનાના ઘેર જતાં-આવતાં ફાવતું હતું. જમનાની ઓળખાણ થયા પછી ઘણી વખત તે પોતાને ઘેર જવાના નિમિત્તે પોતાના સહાધ્યાયીઓથી છુટો પડીને ત્હેને ઘેર જતો હતો. થોડા વખત સુધી તો ત્હેના આ પાપકર્મની કોઇને ખબર ન પડી, પરંતુ—

ભોંયમાં પેસી ભોંયરે, કરીએ કાંઈ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત.

એ પ્રમાણે પાપ ક્યહાંએ ઢાંકયું રહેતું નથી. કનકરાયની વાતનું પણ એમજ થયું. કૉલેજના ઘણા વિદ્યાર્થીઓ ત્હેની એ હિલચાલ કળી ગયા હતા. આજ જમવામાં પણ ત્હેનું લક્ષ્ય નહોતું તેનું કારણ ત્હેના મગજમાં 'ગુર્જરરાષ્ટ્ર નાટ્ય સમાજ'નું નાટક રમી રહ્યું હતું. જમવા બેઠેલા મંડળમાં વધારે ટીકા થવા માંડી તોપણ તે બોલ્યો નહિ, એ જોઈને ત્હેની બાજુમાં બેઠેલા એક યુવકે હસતાં હસતાં ત્હેને પૂછ્યું: "વારૂ મિ. દેસાઇ, એ તો કહો, કઇ દીન વિધવાનો ઉદ્ધાર કરવાનું ઠરાવ્યું છે તે? એકાદ વિધવાશ્રમ કે અનાથાશ્રમની મુલાકાત લીધી જણાય છે જો!"

પરંતુ કનકરાયે ત્હેને પણ જવાબ ન આપ્યો, અને ઉતાવળથી જમવાનું કાર્ય પૂરૂં કરી ઉઠયો, અને પાનના મિષે એકદમ ત્હાંથી ચાલ્યો ગયો. એ વખતે બધા મંડળને ઉદ્દેશીને જોશીએ કહ્યું: "**I say, gentlemen, do you see any change in Kanakrai at present? Formerly he was very free with us, but now a days he behaves very indifferently. What must be the**

reason of it ?–ગૃહસ્થો, આજકાલ કનકરાયમાં ફેરફાર થઈ ગયેલો ત્હમને જણાય છે કે ? પહેલાં તો તે આપણી સાથે ઘણાજ ખુલ્લા દિલથી વર્તતો હતો, પણ હમણાં હમણાં તો તે ઘણીજ ચમત્કારિક રીતે વર્તે છે તેનું શું કારણ હશે ભલા ? "

"Let us try to find it out !–આપણે તે કારણ શોધી કાઢવાનો ચાલો પ્રયત્ન કરીએ ! "

એમ કહેતાં કહેતાં આખું મંડળ જમી પરવાર્યું, અને સઘળા કનકરાયની કોટડી તરફ વળ્યા. તે વખતે આઠ વાગી ગયા હતા. કનકરાય કપડાં પહેરવાની તૈયારીમાં હતો, એટલામાં એક પછી એક એમ આખી કલબના છોકરાઓ ત્હેની કોટડીમાં આવવા લાગ્યા. તે જોઇને કનકરાય ગભરાવા લાગ્યો. આજ પોતાને નાટકમાં જતાં બધા અટકાવશે, અને વખતે બધા ભેગા થઈને બનાવશે કે અડાવશે એવું એને થયું.

એક જણે શરૂઆત કરતાં કહ્યું: " કેમ મિ. દેસાઇ, આજ સ્વારી કઇ દિશાએ સિધાવવાની છે ? "

" જરા ઘેર જવાનું છે. " કનકરાયે જરા અકળાઈને ઉત્તર આપ્યો.

" Don't tell us lie ! Remember you are the student of Gujarat College. Be proud of the Gujarat ! અમને ખોટું કહીશ નહિ. તું ગુજરાત કૉલેજનો વિદ્યાર્થી છે તે લક્ષ્યમાં રાખ. ' ગુજરાત 'નું અભિમાન રાખ ! "

એટલામાં એક બીજો વિદ્યાર્થી અંદર આવ્યો અને બોલ્યો, " આજ છેલ્લો ' મોહિની ' છે, તો છે ત્હમારા બધાનો જોવા આવવાનો વિચાર ? "

" હા હા, ચાલો. " બીજાએ અનુમતિ આપી.

" પણ વાગ્યા કેટલા ? " ત્રીજાએ પૂછ્યું.

" સાડા આઠ. " ચોથાએ ખુલાસો કર્યો.

" ચાલો, ત્યારે તો વખત પહોંચશે !" એ ચાર સામટા બોલી ઉઠયા.

" ત્હમે તૈયાર થાઓ. એટલામાં હું બીજી 'રૂમ્સ' ( કોટડીઓ ) માં જઈ આવું. " 'મોહિની'ની ખબર લાવનાર એમ કહીને ત્યાંથી નીકળ્યો અને દરેકની કોટડીનાં દ્વાર ખખડાવતો ' આજ છેવટની 'મોહિની' છે; છે કે આવવાનો વિચાર ? ' એવો પ્રશ્ન અંદરના વિદ્યાર્થીઓને પૂછતો બધે ફરી વળ્યો, અને બીજા અડધોક ડઝન ઉમેદવારો તૈયાર કરી લાવ્યો. દશ મિનિટની અંદર તો

સામે યુવકોનું ટોળું તૈયાર થઇ ગયું; પરંતુ તેને જોઇ કનકરાયના મનમાં તેલ રેડાયું. ત્હે બધાને થાપ આપીને એકલાએ જવું હતું; એટલામાં આ ગોટાળો ઉપસ્થિત થયો એથી તે 'શું કરવુ" તેના વિચારમાં પડી ગયો. એક જણને કૉલેજના 'બૉય' ને સ્ટેન્ડ ઉપરથી ચાર ઘોડાગાડીઓ લાવવાનો હુકમ આપ્યો. બીજાઓ કપડાં સજવા ગયા અને બાકીનાઓએ જવા માટે ઘટતી રજા મેળવી લીધી.

નાટક શરૂ થવાને માત્ર પાંચજ મિનિટ બાકી હતી એટલામાં, શાન્તિભુવન નાટકશાળા આગળ ચારે ગાડીઓ આવીને ઉભી રહી. છેવટનો ખેલ હોવાથી થિએટર એકદમ ચિકાર ભરાઇ ગયું હતું. પરંતુ ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓ 'અબ જાગા નાહિ' એ સાંભળીને પાછા જાય એવા ઓછા જ હતા ! મહા મુશ્કેલીએ મેળવેલી રજા તેઓ ગુમાવવા ઇચ્છતા નહોતા. તેમાં વળી કનકરાય દેશાઇ જેવી વ્યકિત સહસા કોઇથી પરાજીત થાય તેવી નહોતી. બે દિવસ આગમચથી ત્હેના ખિસ્સામાં પચાસ રૂપીઆની નોટ રમી રહી હતી, તે મેનેજરની આગળ મૂકી ત્હેણે કહ્યું: " અમે તેમ કરો, પરંતુ અમારી કૉલેજીયનોની મંડળીને તો જગા કરી આપવી જ પડશે ! "

છેવટે નાટકના મેનેજરની હાર થઇ. ત્હેણે 'સ્ટેજ' અને 'રિઝર્વડ સ્ટૉલ્સ'ની વચ્ચે ખુરશીઓ મૂકાવી આપી. 'ગુજરાત કૉલેજ' નું વિદ્યાર્થી મંડળ એ નવીન નિર્માણ થયેલ ' સ્પેશ્યલ સીટ ' ( ખાસ બેઠક ) ઉપર ' મોહિની ' જોવા માટે બેઠું.

નાટક શરૂ થયું. પોતાની સાથેનું વિદ્યાર્થી મંડળ વ્યવસ્થિત રીતે ગોઠવાઇ ગયા પછી કનકરાયે એક બે વખત પાછળ જોયું. જમનાને નાટકશાળામાં આવવાનું ત્હેણે કહ્યું હતું, પરંતુ અત્યહારે તે પોતાના કૉલેજીઅન મંડળમાં ફસી પડેલો હોવાથી ત્હેનાથી ત્હાંથી ઉઠીને જમનાની તપાસ કરવાનું બની શકે એમ નહોતું, એટલુંજ નહિ પણ વારંવાર આગળ પાછળ અને ઉંચે નીચે તે જૂએ તો પણ મિત્રમંડળ મશ્કરી કરે એમ હતું, એ વાત પોતે સારી રીતે જાણતો હોવાથી કનકરાયને અનિચ્છાએ પણ રંગભૂમિ તરફજ જોઇ બેસી રહેવું પડતું હતું છતાં પણ મનને દૃઢ કરી, મિત્રોની શરમ છોડી ત્હેણે એક વખત પાછળ પ્રેક્ષક વૃંદ ઉપર દૃષ્ટિ ફેરવી ! છેવટે પ્રથમ અંક પૂર્ણ થયો તે વખતે ત્હેને છડેચોક આખી નાટકશાળામાં ચારે તરફ જમનાને શોધવા નજર ફેરવતાં ફાવ્યું. ઓરચેસ્ટ્રા અને સેકંડ ક્લાસ તરફ બારીક દૃષ્ટિએ ત્હેણે શોધ કર્યા પછી ઉપર પહેલા વર્ગના પ્રેક્ષકો

તરફ ત્હેણે અવલોકન કરવા માંડ્યું, ત્યાં 'બૉકસ' તરફ નજર જતાંજ કનકરાયની દૃષ્ટિએ જમના દેખાઇ. પરન્તુ ત્હેને જોઈને ખુશી થવાને બદલે તે ખુરશીમાં થોડોક પાછો હઠી ગયો અને ત્હેના વદન ઉપર ગુસ્સાનાં ચિહ્નો તરી આવ્યાં. કારણ ? કારણ એટલુંજ કે આપણા કનકરાયની એ 'મોહિની' જોડે તો એ વખતે કોઇ બીજાજ મોહનલાલ ફક્કડ બિરાજ્યા હતા !

એ દૃશ્ય નજરે પડતાંજ કનકરાયનું મગજ ક્રોધથી ઝણઝણી ઉઠ્યું. પોતાની પ્રિયતમા (!) પાસે બીજો માણસ બેસે તે એને રૂચ્યું નહિ પણ ખૂંચવા લાગ્યું. થોડીક ક્ષણોમાં પડદા પાછળ ઘંટારવ થયો અને નાટકનો બીજો અંક શરૂ થયો. પરંતુ કનકરાયનું ચિત્ત હવે નાટકમાં ચ્હોંટતું નહોતું. અલ્પ સમયમાં ત્હેણે બે ચાર વખત પાછા વળી વળીને પેલા 'બૉકસ' તરફ જોયું, તે વખતે જમના પોતાની પાસે બેઠેલા સદ્‌ગૃહસ્થ (!) સાથે આનંદથી વાતો કરતી મજા કરી રહી હતી; એ ઘટના જોઇને તો કનકરાયનો ગુસ્સો વધારે ભભકી ઉઠ્યો. છેવટે તેને નાટક કંટાળા રૂપ લાગ્યું–નાટકશાળા ત્હેને ચારે તરફથી ખાવા ધાતી હોય એમ લાગ્યું. તેથી ક્ષણભર બહાર જઇને ઉભો રહું તો મગજ શાન્ત થશે, એવો વિચાર કરી તે બહાર ગયો, અને નાટકશાળાના આંગણામાં ટહેલવા લાગ્યો. નાટકશાળાના દરવાજા આગળ આમ દશેક મિનિટ સુધી તે ફર્યો તોપણ ત્હેના મનની અસ્વસ્થતા દૂર ન થઈ. પુનઃ ત્હેણે દરવાજામાંથી અંદર ડોકીયું કર્યું, તે વખતે તો જમના કોઇ બીજાજ માણસ સાથે હસતી ત્હેની નજરે પડી. તે વખતે કનકરાયને કેવું લાગ્યું હશે ? ત્હેના મનમાં શું શું થયું હશે ? તે તો અમે જાણી શક્યા નથી. પરંતુ તુરતજ તે નાટકશાળા આગળ ઉભા રહેલા એક સીઘરામમાં ચડી બેઠો અને ગાડીવાનને જલદીથી હાંકવાનો હુકમ આપ્યો.

કૉલેજના કવૉરટર્સમાં નહિં જતાં તે દિવસ—રાતના અગિઆર વાગે કનકરાય પોતાને ઘેર ગયો. હજી ઘરમાં સહુ વાતો કરતાં બેઠાં હતાં. પ્રતાપરાય દેસાઈ દિવાનખાનામાં બેઠા હતા; વ્રજરાય પણ ત્હેમની પાસેજ ઉભો હતો. કનકરાયને આટલી મોડી રાતે ઘેર આવેલો જોઇ ત્હેમને બન્નેને આશ્ચર્ય થયું. વ્રજરાય તો જાણતો હતો કે આજ તે જમના સાથે નાટક જોવા જવાનો હતો, અને એના મનમાં તો એવું પણ હતું કે અત્યારે તો તે બન્ને જણ નાટક જોતાં બેઠાં હશે. પરંતુ કનકરાયને આમ વચ્ચેજ ઘેર આવેલો જોઇ, ત્યાં ગમે તે પણ કંઇ નવા જૂનું બન્યું હશે એવી ત્હેણે અટકળ બાંધી. એટલામાં પ્રતાપરાયે પૂછ્યું: “ કેમ કનકરાય, આજ આટલી રાતે ઘેર ક્યાંથી આવ્યો ? ”

" અમે કેટલાક મિત્રો આજ નાટક જોવા ગયા હતા, પરંતુ વચ્ચેજ મ્હારૂં માથું અતિશય દુઃખવા લાગ્યું એટલે હું ઘેર આવ્યો. " કનકરાયે અડધી સાચી અને અડધી જૂઠી વાત અડાવી.

" એટલા સારૂ તો હું ત્હને કહું છું કે જાગરણ સારૂં નહિ " એમ કહીને પ્રતાપરાય ક્ષણભર મૌન રહી, વળી કંઈ સાંભરી આવ્યું હોય ત્હેવા ભાવથી ફરીથી બોલ્યા: " હં જો, કનકરાય, મ્હારે ત્હને કંઇ કહેવું છે; તું સાંભળીશ કે ? આપણા માથે બેસુમાર દેવું ચડી ગયું છે, અને કરજદારોએ તો હવે તગાદા ઉપર તગાદા કરવા માંડયા છે. આજ બે દિવસથી તો મ્હને કશુંએ સૂઝતું નથી. તરવારની ધાર ઉપર રહેવું તે સારૂં પણ લેણદારોનાં મ્હેણાં સાંભળવાં એ ખોટાં એ હવે મ્હને સમજાય છે. આપણી ઉપજનો અડધો અડધ ભાગ તો કેવળ વ્યાજ ભરવામાંજ જતો રહે છે, અને ઘરનો ખર્ચ તો એક પાઈએ ઓછો ન થતાં ઉલટો દિવસે દિવસે વધે છે. ભાઇ, હવે એકજ ઉપાય બાકી રહ્યો છે. જો તું સહી આપે તોજ લેણદારો થોડાક દિવસ શાન્ત થાય એમ છે. "

" પણ એમાં મ્હને શી ખબર પડે છે ? અને વળી અત્યારે તો મ્હારૂં માથું અતિશય દુઃખે છે. " કનકરાયનું મગજ ખરેખરજ ફરતું હતું. હજી ત્હેની નજર સમક્ષ એકની સાથે હસતી અને બીજાની સાથે વાતો કરતી જમના તરવરી રહી હતી; તેથી પિતાજી લાંબું વિવેચન કરશે એમ ધારી ટૂંકમાંજ પતાવવાના ઉદ્દેશથી ઉત્તર આપ્યો.

" વારૂ વારૂ, ત્યારે તું અત્યારે જા અને શાન્ત રીતે ઉંઘ લે. સ્હવારે આપણે નિરાંતે વાતચિત કરીશું. ! "

પિતાજીની આમ આજ્ઞા થતાંજ કનકરાય એકદમ પોતાના ખંડમાં ગયો. કનકરાય ઘેર આવવાના સમાચાર સાંભળતાંજ ત્હેની બા અને વીણા પણ એના ખંડમાં ગયાં.

" કેમ ભાઇ, માથું શાથી દુઃખે છે ?" દ્વારમાં પ્રવેશતાંજ મંજુલાએ —કનકરાયની બાએ—પૂછયું; અને અંદર જઇ પુત્રના કપાળે હાથ અડાડી બોલ્યાં: " અહાહા ! કેટલું બધું તપી ગયું છે ! જા બેટા વીણા, કોઇને પણ કહે કે થોડીક સૂંઠ વાટીને ગરમ કરી લાવે. " પણ વીણાને જતી અટકાવી કનકરાયે કહ્યું: " બા, સૂંઠ બૂંઠ કંઇ મ્હારે જોઇતું નથી, મ્હને જરા સ્વસ્થ રીતે ઉંઘવા દે. " આમ કહી તે ગાદી ઉપર લાંબો થયો.

" ભાઇ, કાલે તું કૅાલેજમાં જવાનો છે કે ? " વીણાએ વચ્ચેજ પ્રશ્ન કર્યો.

કેમ ?

" આવતી કાલે ચાર વાગે 'મસુમીલ'ના સંબંધમાં 'પબ્લિક મિટિંગ' ( જાહેર સભા ) છે, તો એમ કે આપણે પણ ત્હેમાં અ—"

વીણાની વાતને વચ્ચેથીજ તોડી પાડી મંજુલા કંઇક ગુસ્સાથી બોલી ઉઠીઃ " વીણા, રહેવા દે હવે ત્હારી મિટિંગ ! એનું માથું દુઃખે છે અને એને શાન્તિથી સૂઇ રહેવું છે, એ વખતે તે એ વાત કરવાની હોય ? "

તે પછી કોઇ બોલ્યું નહિ. થોડીવારમાં મા-દીકરી બહાર ગયાં. કનકરાય બિછાનામાં પડયો, પરંતુ કેમે કરી તેને નિદ્રા આવતી નહોતી. અત્યારે જમના અને ત્હેની બાજૂમાં બેઠેલા માણસનાજ વિચારો ત્હેના હૃદયનું મંથન કરી રહ્યા હતા.

## પ્રકરણ ૧૨ મું.

### વ્રજરાય અને જમના.

**परत्रिय लंपट कपटसयाने, मोहद्रोह ममता लपटाने ।**
**तेह अभेदवादी ज्ञानीश्वर, देखा मैं चरित्र कलियुग कर ॥**

( રામાયણ, ઉત્તરકાંડ. )

બીજે દિવસે સ્હવારમાંજ વ્રજરાય જમનાને ઘેર ગયો. હજી જમના ઉંઘતી હતી, તેથી ત્હેણે રૂપાળીને હાંક મારી અને ત્હેની સાથે વાતચીત કરતાં તે જાણી શકયો કે, આગલી રાત્રે જમના નાટક જોવા ગઇ હતી અને રાતના બે વાગે પાછી આવી હતી. એટલી વાત જાણી લીધા પછી પણ વ્રજરાયની ગડભાંગ પૂરી થઇ નહોતી. " જમના જો નાટક જોવા ગઇ હતી તો કનકરાય પણ ઠરાવ્યા પ્રમાણે ત્હેની સાથેજ હશે, તો પછી તે વહેલો ઘેર શી રીતે આવ્યો ? " એવા વિચારો કરતાં વ્રજરાય કંઇપણ નિર્ણય ઉપર આવી ન શકયો.

દિવાલ ઉપરના ઘડીઆળમાં આઠ ટકોરા પડયા, તે વખતે જમના જાગૃત થઇ અને વ્રજરાયના આવવાના રૂપાળીદ્વારા ખબર જાણવાથી શયનખંડમાંથી તુરત દિવાનખાનામાં આવી. દિવાનખાનામાં પ્રવેશતાંજ આંખો ચોળતાં ત્હેણે વિચારમાં પડેલા વ્રજરાયને પૂછ્યું: "કેમ છો, વ્રજરાય ?"

"ઠીક છે."

"હં, પણ ભલે કનકરાય નાટકશાળામાં કેમ ન આવ્યા ?"

"કોણ કહે છે ન આવ્યા ? કેટલાક કૉલેજીયન મિત્રો સાથે ગયા હતા."

"મ્હેં તો બાઇ ત્હેમને ત્હાં તો ન જોયા !" જમનાએ પોતાની અજ્ઞાનતા પ્રકટ કરી.

જમનાની એવી બેદરકારીથી પોતાને આયતો માલ ઓહીયાં કરવાની તક ન મળી, તેથી ત્હેને ગુસ્સો ચડયો. પરંતુ તે મનમાં ને મનમાં દબાવી રાખી ત્હેણે વાત રંગપર લેવાના ઇરાદે કહ્યું: "ત્યારે તો તું આંખો મિંચીને જોતી હોઇશ જમના! લગભગ સમાન વયના ફેશનેબલ પોષાકમાં સજ્જ થયેલ 'ગુજરાત કૉલેજ'ના વિદ્યાર્થીઓને તો ન્હાનકડું છોકરૂં સુદ્ધાંએ ઓળખી શકે—"

"અરે આખું ટોળું દસ બારનું હતું તેજ કે ? કાળી સાફી જેવી બેંગલોર ટોપીઓ—"

"હા તેજ." વ્રજરાયે વચ્ચે પડી, જમનાની આડી વાત અટકાવી.

"હત્તારીની ! હું તો સ્હમજી કે એ કોઈ ભળતાજ લોકો હશે. હાં પણ, જો કનકરાય તેમાં હતા તો પછી મ્હારી પાસે કેમ ન આવ્યા ?"

"ત્હેની મ્હને શી ખબર! એ તો રાતે અગીઆર વાગે માથું દુઃખે છે કરીને ઘેર આવ્યો હતો."

જમનાએ તે પછી કંઇ પૂછયું કે કહ્યું નહિ. કનકરાય નાટકશાળામાં આવેલા અને છતાં મ્હને મળ્યા વિના ગયા એવો વિચાર કરતી તે આશ્ચર્યમાં ડુબી ગઇ હતી.

જમનાને મુંગી રહેલી જોઈ વ્રજરાયે મૂળ વાતને છંછેડી; "ત્હારે તો તું એકલીજ નાટક જોવા બેઠી હોઇશ !"

"ના, બહુ વખત સૂધી તો મ્હેં કનકરાયની વાટ જોઇ, પરંતુ મ્હને ક્યહાંઇ પણ એમનાં દર્શન થયાં નહિ, એટલામાં પેલા આપણા આગળના દોસ્ત રામલાલ વકીલ ત્યહાં આવ્યા એટલે હું ત્હેમની સાથે અંદર ગઇ."

"ઠીક, ત્હારે એથીજ કંઇ ઘોટાળો થયો હશે ! કદાચિત્ ત્હને વકીલની સાથે બેઠેલી એણે જોઈ હશે અને—" પકા વ્રજરાયે કનકરાય વિષે વિશેષ વાત કરવામાં લાભ ન જોઇ વાતનું વલણ સફાઈથી ફેરવી દીધું: "પણ જમના, કનકરાયે આપેલી પેલી હીરાની બે વીંટીઓ તો મ્હને ત્હેં બતાવી જ નહિ !"

"એમાં તે શું જોવાનું છે વ્રજરાય? દેસાઈના ઘરના કારભારીએ હીરાની વીંટીઓ કદી નહિ જોઇ હોય !" ચાલાક નાયકણે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

પરંતુ વ્રજરાય એના જેવી દશ જમનાને ખીસ્સામાં મૂકી દે ત્હેવો બદમાસ હતો. જમનાની વાત સાંભળીને એનો એવો મનોભાવ કળી ગયો અને તુરતજ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું, "કેમ ! એટલામાંજ સ્વાર્થની થઇ કે શરૂઆત !"

જમનાને પણ વ્રજરાયદ્વારા સારા તડાકા પડવાના હતા, તેથી એને એકદમ નારાજ કરવો એ ઠીક નહિ એમ વિચારી ત્હેણે કહ્યું; "ના, ના, ના, એવું તે હોય ? પણ ઉભા રહો જરીક લાવું છું." એમ કહીને તે અંદર ગઇ અને થોડા વખતમાં વીંટીઓ લઇને બહાર આવી. અને વ્રજરાયના હાથમાં મૂકતી વખતે ત્હેણે ટકોર મારી, "હીરા કંઇ એટલા બધા પાણીદાર નથી."

"જાણે મ્હોટી ઝવેરી બની ગઇ !" બન્ને વીંટીઓ જોતાં જોતાં વ્રજરાયે કહ્યું, "ત્હને મફતમાં મળેલી આ વસ્તુની શી કીમ્મત હોય ! પણ જમના, ધ્યાનમાં રાખજે કે આ નંગ ઝવેરી કલ્યાણરાય દેસાઇના ઘરનાં છે. મ્હને લાગે છે કે આ પ્રત્યેક હીરો પાંચસોથી તો ઓછી કિમ્મતનો નહિંજ હોય."

"શું બોલો છો, વ્રજરાય ? હજાર રૂપીઆની બે વીંટીઓ ! મ્હને તો લાગે છે કે બેના મળીને સો રૂપીઆ આવે ત્હોએ મ્હોટાં નશીબ." જાણી જોઇને ઇરાદાપૂર્વક જમનાએ કહ્યું.

પણ વ્રજરાય ક્યહાં કાચો હતો ? જમનાના બોલ જમનાનાજ મ્હોઢામાં પાછા મૂકવાના વિચારે તે બોલ્યો: "એમ ! તો થયો આપણા બન્ને વચ્ચે સોદો ? હું અહિંને અહિં ત્હને બસો રૂપીઆ આપુંછું, તો તો થયું ને ?"

"વાઃ વાઃ વ્રજરાય, ત્હમે પણ ઠીક છો હોં !" મૂળ વાતને ફેરવી તોળતાં જમનાએ કહ્યું; "પણ હું આ વીંટીઓ વેચીશ એમ ત્હમને શા ઉપરથી લાગ્યું ? અહો, આ તો કનકરાયે મ્હને ભેટ આપેલી પ્રથમ પ્રેમની નિશાની છે ! એને તો હું જીવની માફક સાચવીશ."

"ત્યારે તો આવો સરસ શિકાર લાવી આપ્યો, ત્હેની આ બક્ષિસ હશે નહિં ? મ્હને તો લાગે છે કે તું ભવિષ્યમાં પણ મ્હને આમ હાથતાળીજ આપવાની છે !" જમનાને પોતાની જાળમાંથી છટકતી જોઇને વ્રજરાયે બીજી તદબીર કરી.

વ્રજરાય કંઇપણ બોલ્યો નહિ. આટલામાંજ જમના સાથે બગાડવું એ ઠીક નહિ, એમ તે જાણતો હતો. ત્હેણે એક મ્હોટો દાવ રચ્યો હતો અને તે દાવમાં ત્હેને જમનાને રમાડવાની હતી, તેથી પોતાને સંતોષ થયો હોય તેમ ડોળ કરી ત્હેણે ક્ષણભર વિચાર કરીને કહ્યું: "વારૂ ત્યારે જમના, હું તો હવે જાઉં છું. પણ તું જરા સંભાળજે ! કાલ નક્કી કર્યા પ્રમાણે કનકરાય ત્હને મળ્યો નહિં, તેથી કંઇક 'બિલાડી છીંકી' હોય એવું મ્હને તો લાગે છે."

"અં: વ્રજરાય, ત્હેની ત્હમારે ચિંતા ન કરવી ! એ બધુંએ હું બરાબર કરી નાંખીશ."

વ્રજરાય ઉઠયો, કનકરાયે જમનાને આપેલી હીરાની વીંટી જોઇને ત્હેના મ્હોંમાં પાણી છૂટયું હતું; પરંતુ નાઇલાજે ત્હેને ઉઠવું પડયું હતું. દેસાઇજીના કારભારી થયા પછી ત્હેનો રોજનો કાર્યક્રમ નોંધી રાખવા જેવો હતો. સ્હવારે જઇ બાસાહેબના હુકમ પ્રમાણે બજારમાંથી જે કંઇ જણુસ-ભાર લાવવાની હોય તો તે લાવી આપી કલાક અડધો કલાક દેસાઇજીની સાન્નિધ્યમાં ગાળ્યો એટલે વ્રજરાયની સ્હવારની નોકરી પૂરી થઇ. પછી ચાર વાગે આવવાનું અને એ વખતે તો દેસાઇજીની સાથે સીઘરામમાં બેસીને વિકટોરીઆ ગાર્ડન, સાબરમતીનો પૂલ અથવા તો શાહીબાગ સુધી ફરી આવવાનું. ઘણુંખરૂં રાતના વખતે તો વ્રજરાય, દેસાઇજીની સાથે પાટલો માંડીને બેસતો. આમ દેસાઇજીના ઘરમાં ત્હેણે સોળેસોળ આના છાપ બેસાડી હતી.

જમનાને ત્યાંથી નીકળ્યા પછી તે દેસાઇજીને ઘેર આવ્યો, તે વખતે બે ત્રણ લેણદારો બારણું પકડીને બેઠા હતા. પરંતુ વ્રજરાયે કંઇ કંઇ લટપટ કરીને ત્હેમને સમજાવ્યા અને રસ્તે પાડયા, ત્યાં સુધી દેસાઇજી ઓરડામાંથી બહારજ નીકળ્યા નહિં. હમણાં હમણાં ત્હેમણે સઘળો ભાર વ્રજરાયને શીરે નાંખ્યો હતો; તેથીજ એક વ્રજરાયને સત્તર બેસણાં થતાં.

"વ્રજરાય, આજ ત્હમારે મારૂં એક કામ કરવું જ પડશે." વ્રજરાય અંદર આવતો હતો તે વખતે બારણા આગળ જ કનકરાય ત્હેને

મળ્યો ને ત્હેણે કહ્યું, " આજ તો હું ત્હમારૂં એકે કારણ સાંભળનાર નથી. ગઇ વખતે મ્હારે માત્ર પોણોસો રૂપીઆ જોઇતા હતા ત્હેમાં તો ત્હમે મ્હને પંદર દિવસ રખડાવ્યો હતો, પણ આ વખતે તો એમ ચાલી શકે ત્હેવું નથી. થોડાક દિવસ ઉપરજ મ્હેં એક સ્નેહી પાસેથી પચાસ રૂપીઆ ઉછીના લીધા છે, તે મ્હારે આજ પાછા આપવા જ જોઇએ ! "

" પણ કનકરાય, હું કંઇ રૂપીઆ છે ને ના પાડું છું ? "

" એ કશુંએ મ્હને કહેશો નહિ. મ્હારે તો આજને આજ રૂપીઆ પચાસ જોઇશે જ. "

" એ બધુંએ ખરૂં પણ લાવું કયાંથી ? હમણાંજ બે ત્રણ લેણદારો સાથે માથાફોડ કરીને ત્હેમને ભાઈબાપા કરીને વળાવ્યા. "

બન્ને જણ આમ વાત કરતા હતા એટલામાં બાસાહેબ–મંજુલા ત્ય્હાં આવ્યાં. એટલે કનકરાયે ત્હેમની તરફ ફરીને કહ્યું:

" બા, હવે તું આ વાતનો કંઇક તોડ કાઢ હવે તો મ્હારાથી નથી સહન થતું. આપણે મ્હોટા ઇનામદાર કહેવાઇએ અને મ્હારી સ્થિતિ આવી ! જો આપણા નામ પ્રમાણે હું કૅાલેજમાં ન રહું તો પછી મ્હને કૅાલેજમાં મૂકયો શું કરવા ? સઘળા વિદ્યાર્થીઓ મ્હારી મશ્કરી કરે છે–આપણાથી તો હવે એ સહન થતું નથી. મહિનાભરમાં સાળું પાંચ દશ રૂપીઆએ વાપરવા ન મળે એ તે શું ? "

" હેં વ્રજરાય, ત્હમે કેમ કનકરાયને કંઇપણ આપતા નથી ? ત્હેને કંઇ પણ હાથખરચી તો જોઇએ જ ને ? " પુત્રની ફરિયાદને અનુમોદન આપતાં મંજુલાએ પૂછ્યું.

" પણ બા સાહેબ, હું પણ ક્ય્હાંથી લાવીને આપું ? " વ્રજરાયે 'બા સાહેબ' ને સ્હામો પ્રશ્ન કર્યો.

" બા, એ તો વ્રજરાયની હમેશની એજ ફરિયાદ છે ! મ્હારે આજે થોડાક રૂપીઆ જોઇએ છે. આજ અમારી કૅાલેજમાં—"

" પણ ત્હને કેટલા રૂપીઆ જોઇએ ?" પુત્રની વાત સાંભળ્યા પહેલાંજ પુત્રઘેલી માતાએ પૂછ્યું.

" માત્ર પોણોસો રૂપીઆ જ. " કનકરાયે વદન ઉપર સહજ સ્મિત લાવીને કહ્યું.

" એટલા બધા ? " માતાએ આશ્ચર્યથી પૂછ્યું.

" નહિં તો ! દરેક વખતે જૂદા જૂદા વિદ્યાર્થીઓ ખર્ચ કરે ને મ્હારે આપણા નામ પ્રમાણે કશુંએ ન કરવું ? જા મ્હારે ત્હારા રૂપીઆએ નથી જોઇતા અને કૉલેજમાં પણ નથી જવું. "

એમ કહીને ગુસ્સાથી ત્યહાંથી ચાલતી પકડી.

" અરે સાંભળ તો ખરો. કનક, અહિં તો આવ." મંજુલાએ ત્હેને હાંક મારી, પરંતુ તે નહિં સાંભળતાં કનકરાય ગુસ્સામાંને ગુસ્સામાં ચાલી ગયો. તે જોઇ મંજુલાને લાગી આવ્યું અને બબડવા લાગ્યાં; " હતું એ બધાનુંએ કરી નાખ્યું ઠેકાણું અને હવે છોકરાંને ભીખ માગતાં કર્યાં ! જાણે છોકરાંને તો કાંઇ હોંશ જ નહિં હોય !" પછી વ્રજરાયને ઉદ્દેશીને કહ્યું, " વ્રજરાય, ત્હમારી પાસે કંઇ સિલક હોય તો આપો ને એનું મન ન કચવાવશો.—"

" પણ હું શું આપું બાસાહેબ ? કાલે પેલા—"

" એ તો ત્હમારી રોજની ફરિયાદ છે !" એમ કહીને મંજુલા ક્ષણભર શાંત થઇ ગઇ અને કંઇક વિચાર કરીને ધીમેથી બોલી, " આમ જુઓ વ્રજરાય ! હું ત્હમને એક વસ્તુ આપું છું. એના ઉપર રૂપીઆ ઉપાડી કનકરાયને જે જોઇતું હોય તે ત્હેને આપો. પણ આ વાત બિલકુલ ગુપચુપ રાખજો. એમને જાણ થવા ન દેતા હો ! "

એમ કહીને મંજુલાએ આઠ તોલાની એક મોહનમાળા લાવીને વ્રજરાયના હાથમાં મૂકી.

---

## પ્રકરણ ૧૩ મું.

### મહાબળેશ્વરમાં.

Woman is the Shakti, the Divine Power and without her Man cannot reach the fullness of Life.[1]

( Anni Besant. )

---

૧. સ્ત્રી એ શક્તિ છે, દૈવી શક્તિ છે, અને એના વિના પુરૂષ જીવનની પરિપૂર્ણતાએ કદી પહોંચી શકતો જ નથી.

( ઍની બેઝંટ. )

સત્યાનંદ સ્વામી પોતાનું નિત્યકર્મ આટોપી આશ્રમના આંગણામાં આવીને બેઠા હતા. ત્હેમણે આજે ખાસ કરીને ગુણવંતલાલને બોલાવવા માટે માણસ મોકલ્યું હતું અને ત્હેમનીજ વાટ જોતા હતા. અંદરની બાજુએ ભારતીમૈયા સીધા પાણીની વ્યવસ્થામાં પડયાં હતાં, અને વિલસુ વાડામાં તુલસીક્યારામાં જળ સીંચતી હતી.

થોડાક દિવસથી વનલતાના આગ્રહને લીધે વચ્ચે વચ્ચે વિલસુ નરેન્દ્રના ઘેર જતી હતી અને બબ્બે, ત્રણ ત્રણ દિવસ રહેતી હતી. 'ત્હેના સમ્બન્ધમાં ત્હમે શો વિચાર કર્યો ? ત્હેનો પુનર્વિવાહ થાય તો ઘણું સારૂં.' એવું નરેન્દ્રે કહ્યા પછી સ્વામીજીના મનમાં ઘણી વખત એના એ વિચાર થયા કરતા હતા; અને વિલસુની દિનચર્યા તે ઘણીજ બારીક રીતે તપાસ્યા કરતા. પોતાના અને મૈયાના સહવાસથી અને ઉપદેશથી વિલસુના મનમાં ધાર્મિક વિચારો ઉદ્‌ભવવા જોઇતા હતા; પરન્તુ હજુ સુધી તે અલ્લડ બાલિકા હતી, અને તેથીજ સ્વામીજીના મનમાં ત્હેના વિષે વારંવાર વિચારો થતા હતા. જ્યારે જ્યારે આશ્રમમાં, એકાન્તમાં નરેન્દ્રના ઘરની વાત નીકળતી અને મણીની માંદગી વિષે વિલસુ વાત કરતી ત્યારે તે ભારતીમૈયાને કહેતી: "ત્હમે કહો છો તે ખરૂં, પણ સઘળી તરફ દુઃખજ ભર્યું ભાસે છે. જુઓ, નરેન્દ્રરાયને જરાપણ સુખ છે ? મૈયા, મ્હને તો એમના માટે ઘણુંજ લાગી આવે છે. સંસારમાંનું ખરૂં સુખ એજ ત્હેમને નથી. પત્નીની માંદગીથી ત્હેમનું મન કેટલું બધું ઉદાસ હોય !" આવી રીતે વિલસુના વિચાર સાંસારિક વિષયમાં ગૂંથાયલા છે, તે જોઇને ત્હેના મનને બીજી દિશાએ વાળવા માટે ભારતીમૈયા બની શકે તેટલો સતત પ્રયત્ન કરતાં હતાં.

દશ વાગ્યાના સુમારે ગુણવંતલાલ ઝવેરી 'સત્યધર્માશ્રમ'માં આવ્યા, અને સ્વામીજીને વંદન કરી ત્હેમના આસન પાસે બેઠા. શરૂઆતમાં સ્વામીજીએ કુશળ સમાચાર પૂછ્યા. પછી મુંબઈથી વિહારીનો કાગળ આવ્યો છે કે નહિં તે વિષે પડપૂછ કરી મૂળ વાત ઉપર ઉતરતાં કહ્યું: "ગુણવંતલાલ, પરમ દિવસે શંકા સમાધાન વખતે બાળક-બાલિકાઓના લગ્નના સમય વિષે નરેન્દ્રે મ્હને પ્રશ્ન પૂછ્યો હતો, તે વિશે વિચાર કરતાં મ્હને ત્હમે સાંભરી આવ્યા અને વિહારીના લગ્નનો હવે ત્હમારે વિચાર કરવો જોઇએ એવું મ્હને લાગ્યું; અને એટલા માટે મ્હેં ત્હમને અત્યારે બોલાવ્યા છે. સંધ્યા સમયે આખું મંડળ જામેલું હોય છે તે વખતે બીજા જ વિષયોની ચર્ચા થાય છે, તેથી જાણી જોઇને જ મ્હેં ત્હમને સ્હવારે બોલાવ્યા છે."

ગુણવંતલાલે સ્વામીજીનો આભાર માનતાં કહ્યું: "મ્હારા માટે આટલી બધી આપ કાળજી રાખો છો અને વિહારી માટે પણ વિચાર કરો છો તે માટે ખરેખર હું આપનો ઋણી છું. સ્વામીશ્રી, થોડાક સમયથી મ્હારા મનમાં પણ એજ વિચાર થયાં કરે છે, અને આપની સલાહ માટે હું યોગ્ય પ્રસંગે એ વાત આપને કાને નાખનાર જ હતો, પરંતુ જાણી જોઇને જ હમણાં એ વાત કરવાનું મ્હેં માંડી વાળ્યું હતું. છુટી પૂરી થયા પછી —મુંબઇ ગયા પછી વિહારીનો પહેલો પત્ર કાલ જ મ્હારા ઉપર આવ્યો છે. ત્હેમાં ત્હેણે લખ્યું છે કે, 'આવતી કાલથી મ્હારી છેવટની પરીક્ષા શરૂ થનાર છે.' તે પૂરી થશે એટલે શાન્તિથી એના લગ્ન સંબંધનો વિચાર કરીશ એવી મ્હારી ઇચ્છા હતી. આટલા દિવસ હું નિશ્ચિંત બેઠો હતો ત્હેવું કારણ એટલુંજ કે વિહારીને પ્રૌઢ વિવાહ પસંદ છે અને મ્હને પણ બાળલગ્નની રૂઢી રૂચતી નથી; તેથીજ મ્હેં જાણી જોઇને ત્હેની ઇચ્છાવિરૂદ્ધ ઉતાવળ કરી નથી."

"પરંતુ હવે તો ત્હેની ઉમ્મર લગ્ન લાયક થઇ છે ને!"

સ્વામીજીનું છેલ્લું વાક્ય પૂરૂં થાય તેટલામાં નરેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો. સ્હવારમાંજ ત્હેને આશ્રમમાં આવેલો જોઇને સ્વામી ત્હેની તરફ આશ્ચર્યભર્યા વદને જોવા લાગ્યા. નરેન્દ્ર આજ સુધીમાં કદી પણ સ્હવારે આશ્રમમાં આવ્યો નહોતો, તેથી ત્હેને જોઇને સ્વામીજીના મનમાં એક ચમત્કારિક વિચાર આવ્યો. ત્હેની બ્હેન વધારે માંદી છે તે વાત સ્વામી જાણતા હતા, તેથી કદાચ કંઇ સારોમાઠો પ્રસંગ તો નહિ બન્યો હોય એવો વિચાર ત્હેમને થયો. અને તે વિચારથી જ નરેન્દ્રને પોતે કંઇ પણ પ્રશ્ન નહિ કરતાં તે શું કહે છે તે સાંભળવા માટે ત્હેની તરફ તેઓ ઉત્સુકતાથી જોઇ રહ્યા.

નરેન્દ્રે સ્વામીને વન્દન કર્યું અને ઝવેરી તરફ જોઇને ત્હેણે કહ્યું: "મ્હારા ઉપર હમણાં જ વિહારીનો પત્ર આવ્યો છે, ત્હેમાં લખ્યું છે કે આવતી કાલથી ત્હેની પરીક્ષા શરૂ થનાર છે. વળી મ્હેં મ્હારા છેલ્લા પત્રમાં મશ્કરીમાં ત્હેના લગ્ન સંબંધમાં કંઈ કંઈ લખ્યું હતું, તે વિષયમાં પણ ત્હેણે આ પત્રમાં જવાબ આપ્યો છે."

"એણે શું લખ્યું છે એ વિષયમાં?" ઉત્સુકતાથી ગુણવંતલાલ ઝવેરીએ પૂછ્યું.

"વિશેષ કાંઈ નહિ. ગઈ વખતે તે અહિં આવ્યો હતો ત્યારે

અમ્હારે જે જે વાર્તાચિતો થઇ હતી ત્હેને સંબોધીને તે મશ્કરીમાં લખે છે કે: 'હું લગ્ન કરૂં એવો તારો આગ્રહ છે તો ત્હેં તે દિવસ કહ્યું હતું તે પ્રમાણે હાલના સુધારાને અનુસરીને જે સુશિક્ષિત કુમારિકાઓ સાબરમતિના પૂલ ઉપર ફરવા આવે છે ત્હેમાંની એકાદી તું—'" એટલુંજ કહીને નરેન્દ્ર હસવા લાગ્યો.

"એમ! એમ! ત્યારે એ પ્રશ્ન ત્હેના મનમાં પણ ઉદ્‌ભવ્યો છે ખરો!" એમ કહીને ગુણવંતલાલે સ્વામીને ઉદ્દેશીને કહ્યું: "સ્વામીજી, હવે મ્હને મ્હારા વિહારીનું સુખ જોવાની ઇચ્છા થઇ છે. ઘરમાં લક્ષ્મી આવે અને એક વખત ઘર ન્હાનકડાં બાળકોથી ગર્જી રહેતું હું જોઉં એટલે મ્હારી બધીએ ઇચ્છાઓ પૂરી થઇ સમજું."

ગુણવંતલાલના આ ભાષણનો સ્વામીએ કંઇ પણ જવાબ આપ્યો નહિં. ક્ષણભર ત્રણે જણ સ્તબ્ધ બની ગયા. છેવટે કેટલાક વખત પછી નરેન્દ્રે કહ્યું: "સ્વામીજી, હું તો આપની એક પરવાનગી લેવા માટે આવ્યો છું. ડાકટરે એને મહાબળેશ્વર લઇ જવાનો મત આપ્યો છે, અને અમે આવતી કાલે અહિંથી નીકળનાર છીએ. પરંતુ અમ્હારી સાથે વિલસુ પણ આવે એવી વનલતાની ખાસ ઇચ્છા અને આગ્રહ છે. જો વિલસુ સાથે હશે તો વનલતાને સોબત થશે અને એને પણ મઝા પડશે."

એ સાંભળી સ્વામી ક્ષણભર વિચારમાં પડયા. વિલસુ ઘડી પણ પોતાની પાસેથી દૂર ન થાય એવી ત્હમની ઇચ્છા હતી; પરંતુ નરેન્દ્રની વિનંતીનો પણ ત્હેમનાથી અસ્વીકાર થઇ શકે તેમ નહોતું. વિલસુ હજુ સુધી અલ્લડ બાલિકા છે તેથી વનલતાના સહવાસમા મહાબળેશ્વર જેવા સ્થળે ત્હેના જીવને શાન્તિ અને આનંદ મળશે એમ ધારીને છેવટે ત્હેમણે સાથે તેડી જવાની સમ્મતિ આપી.

સ્વામીજીની રજા મળતાં નરેન્દ્ર અંદરના ખંડમાં ગયો. ત્યાં વિલસુ ભારતીમૈયા પાસે બેઠી હતી નરેન્દ્રે મૈયાને પોતાના આગમનનું કારણ કહી સંભળાવ્યું. તે વખતે મૈયાએ વિલસુની તરફ જોયું તો ત્હેનો ચ્હેરો પ્રફુલ્લિત થયેલો જણાયો. વનલતા અને ત્હેની વચ્ચે થોડાક સમયથી સારી મૈત્રી જામી હતી. તેથી ત્હેની સોબતમાં મહાબળેશ્વર સરખા રમણીય સ્થળે જવાનું મળશે તે વિચાર ત્હેના મનને આનન્દ આપવા માટે પૂરતો હતો. ભારતીમૈયાને પણ એજ જોઇતું હતું. વિલસુ આનંદમાં રહે એજ ત્હેમની ઇચ્છા હતી. એક તો તે બાલ્યાવસ્થાથીજ વૈધવ્યના

દુ:ખમાં ડુબી ગયેલી અને વળી હમણાંજ આખા સંસારમાં એકની એક આધાર રૂપ ત્હેની માતા સ્વર્ગે સિધાવવાથી માતૃવિયોગના દુ:ખથી ત્હેના મન ઉપર કારી ઘા પડેલો તેથી એના મનને કોઇ પણ રીતે આનન્દ થાય એટલા માટે મૈયા ઘણી ખટપટ કરતાં હતાં. સ્વામીજીએ ત્હેને તેડી જવાની રજા આપી હતી, તેથી ત્હેમણે પણ ઘણીજ ખુશીથી હા પાડી, અને વિલસુએ જવા માટે તૈયારી કરવા માંડી.

પહેલેથી નક્કી કર્યા પ્રમાણે અમદાવાદથી 'ગુજરાત મેલ' માં બેસી નરેન્દ્ર પોતાની માંદી પત્ની મણી, બ્હેન વનલતા અને વિલસુ સાથે મહાબળેશ્વર જવા ઉપડી ગયો. મહાબળેશ્વરમાં ત્હેમણે એક ન્હાનકડો બંગલો ભાડે રાખ્યો હતો. શરૂઆતના બે દિવસ તો મણીને ત્યાં ઘણુંજ સારૂં લાગ્યું, અને તેથી નરેન્દ્રને પણ ઠીક લાગ્યું. પરંતુ ત્રીજા દિવસથીજ મણી દિવસે દિવસે વધારે ને વધારે નિસ્તેજ જણાવા લાગી, તેથી નરેન્દ્ર નિરાશ થવા લાગ્યો. જો કે ડૅાક્ટરે તો ત્હેને કોઇ પ્રકારની આશા આપી નહોતી; તો પણ યોગ્ય ઐાષધોપચાર કરવામાં આવશે તો મણીની તબિયત સુધરી જશે એવું નરેન્દ્રને લાગતું હતું. ક્ષયરોગના પંજામાં સારી રીતે સપડાયેલા બે ત્રણ દર્દીઓ યોગ્ય સારવાર અને ઐાષધોપચારથી સારા થયેલા ત્હેણે જોયા હતા, તેથી મણીની પણ તે જ પ્રમાણે જો યોગ્ય રીતે કાળજી રાખવામાં આવશે. તો તે કદાચ સારી થઇ જશે એવી ત્હેની ખાત્રી હતી. પરન્તુ હવે તે નિરાશ થવા લાગ્યો, તથા ત્હેનું મન પણ તેથી અસ્વસ્થ થવા લાગ્યું. છેવટના માત્ર ચાર જ દિવસથી નરેન્દ્રને પોતાની પત્નીની ખરી યોગ્યતા સમજાઇ હતી. લગ્ન થયા પછી ચાર વર્ષે પ્રથમ જ્યારે તેઓ એકાંતમાં મળ્યાં તે પછી ચાર મહિના તો પરસ્પરની ઓળખાણ થવામાં ગયા, અને ઓળખાણ થયા પછી થોડાક મહિના ગયા નહિ એટલામાં ત્હેમનામાં મતવૈચિત્ર્યને લીધે અસંતોષ ઉત્પન્ન થવા લાગ્યો! પોતાની પત્ની અંગ્રેજી શિખે એમ નરેન્દ્રની ઘણીજ ઇચ્છા હતી; એટલુંજ નહિ પણ તે પોતાની સાથે સમાજમાં આવે, પોતાના મિત્રમંડળમાં બેસે-ઉઠે, અને પોતાની સાથે છડેચોક બગિચામાં અને નદી કિનારે ફરવા આવે એવું તે ઇચ્છતો હતો પરન્તુ મણીએ તો એમાંની એકે વાત કબૂલ ન કરી તેથી નરેન્દ્રનુ મન ત્હેની ઉપરથી ઉતરી ગયું. ત્હાર પછી તેણે પોતાની પત્ની મણી સાથે કામ જેટલોજ સંબન્ધ રાખવા માંડયો તે પછી બૅરિસ્ટર થવા માટે તે વિલાયત ગયો અને ત્હાંથી બેરિસ્ટરની પદ્વી પ્રાપ્ત કરીને પાછો આવ્યો ત્હારે પણ ત્હેણે ફરીથી એક વખત મણીને પોતાની ઇચ્છા પ્રમાણે અંગ્રેજી શિખવવાનો પ્રયત્ન કરી જોયો. પરન્તુ

તે વખતે પણ ત્હેને યશ મળ્યો નહિ. ત્હારથી તો ત્હેણે પત્નીના વિષયમાં એકદમ દુર્લક્ષ કર્યું.

પરંતુ નરેન્દ્રને પોતાની ભૂલ હવે-એકદમ છેવટે ઘણું જ મોડું થયા પછી-સમજાઇ. આઠ દિવસ પહેલાં બારણાની પાછળ ઉભા રહીને ત્હેણે મણીનું ભાષણ સાંભળ્યું ત્હારેજ મણીની ખરી યોગ્યતા તે સમજી શક્યો. તે દિવસથી વચમાં દબાઇ ગયેલો નૈસર્ગિક પ્રેમ જાગૃત થયો અને ત્હારથી તો મણીના સહવાસમાં નિરંતર રહેવું એમ ત્હેને લાગવા માંડયું. પોતાની ભૂલ આ વખતે તે સમજી શક્યો. કૉલેજમાંથી બહાર નીકળ્યા પછી પોતાની પત્ની પોતાના હાથમાં હાથ ઘાલીને બહાર ફરેહરે, ભાષણોમાં જાય, સમાજમાં આવે વગેરે પોતાના વિચાર કેટલા છીછરા હતા, તે હવે ત્હેના લક્ષમાં આવવા લાગ્યું. ' તે વખતે મ્હને જગતનો અનુભવ નહોતો, સંસારની જવાબદારી મ્હને સમજાતી નહોતી, તેથી હું અને મ્હારી પત્ની એવા ઠાઠથી રહીએ એવા અપકવ અને બાલીશ વિચાર મ્હારા મનમાં ઘોળાતા હતા, તેવું હવે નરેન્દ્રને લાગતાં મણીએ ત્હેની સાથે જે વર્ત્તન રાખ્યું તે યોગ્યજ હતું એવું ત્હેને સમજાયું. આંખે ચસમા ચડાવી બુટ-સુટના ઠાઠમાં પ્રથમ કેટલાક દિવસ પોતાની અર્ધાંગનાના હાથમાં હાથ ઘાલીને ફરનારા તરૂણ ચદરીધરોને પુષ્કળ માણસોએ જોયા હશે. પરંતુ એમનો તે નાટકીયો ઠાઠ શરૂઆતનાં એકાદ બે વર્ષ સુધી જ ચાલે છે. પાછળથી સંતાન થયાં અને સંસારની જવાબદારી સમજાવા લાગી, બાળકોની માગણીઓ શરૂ થઇ અને પ્રત્યેક મહિને ડૉકટરોનાં અને કાપડોયાનાં દોઢ દોઢ ગજ લાંબાં ' બીલ ' (આંકડા) આવવા માંડયાં એટલે એ બધો ઠાઠ આપોઆપ ઠંડો થઇ જાય છે ! નરેન્દ્રને પોતાની ભૂલ ઘણીજ મોડી સમજાઇ, તેથી ત્હેનું મન ત્હેને ડંખવા લાગ્યું, પરંતુ હવે તે સઘળું નિષ્ફળ હતું. મણીની તબિયત હવે એકદમ બગડી હતી. ત્હેનાથી હવે બીજાની મદદ સિવાય પાસું પણ બદલાતું નહોતું. હવે તે પોતાના આયુષ્યના છેવટના દિવસો ગણતી હતી.

મણીની પ્રકૃતિ અતિશય બગડી છે, એવા સમાચાર નરેન્દ્રના પત્રથી જાણવાથી, વિહારી પરીક્ષા પૂરી થતાં જ મહાબળેશ્વર આવ્યો. ત્હેણે પણ મણીને જોઇને નિરાશા જ બતાવી. છેવટે તે બન્ને જણાઓએ વિચાર કરીને મણીને ફરીથી થોડાક દિવસ માટે અમદાવાદ લઇ જવાનું ઠરાવ્યું.

તે જ દિવસે રાત્રે વાળુ કરી રહ્યા પછી મણીને ઉંઘી ગયેલી જોઇ સર્વ જણ-નરેન્દ્ર, વિહારી, વનલતા અને વિલાસ-બહારના વરંડામાં આમ-

ગપ્પાં હાંકતાં બેઠાં હતાં. વચ્ચે વચ્ચે વનલતા અંદર જઇને પોતાની ભાભીની ખબર કાઢી આવતી હતી. બહુ વખત સુધી આડી અવળી વાતો કર્યા પછી છેવટ એક મહત્ત્વના વિષય ઉપર–પુનર્લગ્નના વિષય ઉપર–ચર્ચા શરૂ થઇ. કેટલાક વખત સુધી નરેન્દ્રે કરેલું વિધવાઓના દુઃખનું રસભરિત વર્ણન સાંભળીને વનલતાએ કહ્યું: "ભાઇ, પરંતુ વિધવાઓના દુઃખ માટે ત્હમો પુરૂષોને આટલી બધી ચિંતા શા માટે જોઇએ ? ત્હેમને જે દુઃખ થાય છે તે ફક્ત પતિસુખના અભાવે જ થાય છે એવું ત્હમે શા આધારે કહો છો, તે તો ત્હમે કહી શકો તેમ નથી ને ? તો પછી તે એકજ વાતને પ્રાધાન્ય પદ આપી ત્હમે આ ચળવળ ચલાવો છો એનો અર્થ શો ? જે બિચારીને પતિસુખના અભાવે ખરેખરૂં દુઃખ થતું હશે તે પોતાની જાતેજ પુનર્લગ્ન કરશે ! 'હિંદુમની વિધવાને પુનર્લગ્નસમ મુક્તિ નથી' એ ગુજરાતના જાણીતા કવિની ઉક્તિ ત્હમે કેમ ભૂલી જાઓ છો !"

"નહિં ! નહિં ! બ્હેન, ત્હાં ત્હારી ભૂલ થાય છે. તું કહે છે તે પ્રમાણે આપણી વિધવાઓ પોતાની જાતેજ પુનર્લગ્ન કરવા બહાર આવે એટલી તેઓ હિમ્મતવાન હોતી નથી, માટેજ અમ્હારે ત્હેમને માટે ચળવળ કરવી પડે છે. વધારે દૂર શા માટે જવું ? આપણે વિલાસુનોજ વિચાર કરીએ.–"

"ભાઇ ! એ વાતમાં નકામું મ્હારૂં નામ લેશો ના !" વિલાસુ એકદમ બોલી ઉઠી.

"કેમ ? કેમ ? પુનર્લગ્નનું નામ દીધું એટલે તું પુનર્લગ્ન કર જ એવી રીતે અમે થોડીજ ત્હારા ઉપર અથવા કોઇ ગમે તે બીજી સ્ત્રી ઉપર ફરજ નાખીએ છીએ ? આ તો એક વિચારવાનો પ્રશ્ન છે." નરેન્દ્રે ખુલાસો કર્યો.

"ભલે ત્હમે વિચાર કરો, પરંતુ એમાં મ્હારૂં નામ ન ઘુસાડશો." વિલાસુએ ફરીથી પોતાની વાત આગળ ધરી.

"જુઓ હવે ભાઇ !" વનલતાએ કહ્યું: "હું કહું છું ત્હેનો મળ્યો ને પુરાવો ? આ વિલાસુને જ જુઓ. ત્હેને જો સંસારસુખની ઇચ્છા હોત તો તે પોતાની જાતેજ આગળ આવી નહોત ?"

"બ્હેન, ત્હારો એ મત પણ ખોટો છે. કારણ, હજુ સુધી ત્હેને સંસારસુખની કલ્પનાજ જો નથી તો પછી ઇચ્છા તો થાય જ ક્યાંથી ?" નરેન્દ્રે પોતાના પક્ષનું સમર્થન કર્યું.

" અને વનલતાબ્હેન, આમ જુઓ. " વિહારી બે ભાઇ બ્હેનની વચ્ચે બોલ્યો: " પ્રત્યેક મનુષ્ય પ્રાણીના આયુષ્યમાં એક એવી નક્કી થયેલી વેળા આવે છે કે તે વખતે ત્હેના મનમાં સ્વાભાવિક વિચારનો ઉદ્ભવ થાય છે, તે કોઇ પણ સમજુ માણસ કબૂલ કરશે જ. તે જ પ્રમાણે વિલસુનું પણ સમજવું. હજુ ત્હેનું બધું આયુષ્ય જવાનું છે, તેથી આપણે તે દૃષ્ટિએ ત્હેનો વિચાર કરવો જોઇએ. અત્યારે તો શૈશવ અવસ્થા હોવાથી ત્હેને જો કે કંઇ લાગતું નથી, પરંતુ સ્વાભાવિક વિકારનો ત્હેને ભવિષ્યમાં ત્રાસ થયા શિવાય રહેશે એવું ત્હને લાગે છે ? "

એટલામાં અંદરથી મણીની હાંક સંભળાઇ, તેથી ત્હેમની ચર્ચા લાંબ અધુરી રહી અને બધાં અંદર ગયાં. મણીને ઔષધ વગેરે આપી ધીમે ધીમે સહુ સૂઇ ગયાં અને નિદ્રાદેવીના મહારાજ્યની સત્તામાં સંપૂર્ણ રીતે જવાની તૈયારીમાં પડયાં.

નરેન્દ્ર અને વિહારી બહારના ખંડમાં સુતા હતા તથા મણીના 'કૉટ' (પલંગ) પાસેજ વનલતા અને વિલસુ સૂઇ ગયાં હતાં. એ બન્ને બ્હેનપણીઓ પુષ્કળ વખત સુધી કોઇ ન જાણે તે રીતે પોતપોતાની પથારીમાં જાગતી–વિચાર કરતી હતી. વનલતા પોતાના ભાઇના તથા વિહારીના શબ્દો ઉપર વિચાર કરતી હતી, અને વિલસુના મનમાં ભારતીમૈયાએ પુનર્લગ્નની વિરૂદ્ધ ઠસાવેલા વિચારો ધોળાઇ રહ્યા હતા.

" વિલસુ, " થોડા વખત પછી વનલતાએ ત્હેની પથારી તરફ ફરીને હળવેથી હાંક મારી અને કહ્યું: " આપણે સૂઇ ગયાં ત્યારથી હું નરેન્દ્રના કહેવાનો વિચાર કરૂં છું. હવે મ્હને એના કહેવાનો અર્થ સમજાવા લાગ્યો છે. એ ચર્ચામાં હું જે કંઇ કહેતી હતી તે કેવળ મ્હારી એકલીનોજ વિચાર કરીને બોલતી હતી; પરંતુ હવે ત્હારા સંબંધે વિચાર કરતાં મ્હને નરેન્દ્રનું કહેવું ઘણે ભાગે સત્ય જણાય છે. મ્હેં તો થોડું ઘણું પણ પતિસુખ અનુભવ્યું છે, પણ ત્હેં ? ત્હને તો સંસારસુખની કલ્પના સુદ્ધાં નથી. ખરે વિલસુ, હવે તો એ બધો વિચાર કરી જોતાં મ્હને પણ લાગે છે કે ત્હારા જેવી બાલવિધવા માટે તો પુનર્લગ્ન જરૂરનું જ છે. "

વિલસુએ એનો કંઇ પણ ઉત્તર ન આપ્યો. પરંતુ ભારતીમૈયાએ ત્હેના મગજમાં ઠસાવેલા પુનર્લગ્નની વિરૂદ્ધના વિચારો જતા રહ્યા અને સંસારસુખ એટલે શું, એનો મન સાથે વિચાર કરતાં કરતાં જ તે નિદ્રાધીન થઇ ગઇ.

# પ્રકરણ ૧૪ મું.

## મિસ વીણા ઇનામદાર.

Memories I have now in keeping Of times I held you new my heart, Of dreams when we were near to weeping. That dawn should bid us rise and part. ( Lawrence Hope. )

તે બીજો દિવસ હતો ! નરેન્દ્ર અને ત્હેની સાથેનું આખું મંડળ આગલા દિવસે રાત્રેજ મહાબળેશ્વરથી પાછું આવ્યું હતું. મણી બીજો એકાદ દિવસ કાઢશે કે નહિં ત્હેનો ભરૂસો ન હતો. ક્ષયરોગે ત્હેના દેહને એટલો બધો જર્જરિત બનાવી દીધો હતો કે હવે માત્ર ત્હેનો હાડકાનો માળખોજ બાકી રહ્યો હતો.

વિહારી મણીની ખબર જોઇને હમણાંજ ઘેર આવ્યો હતો. ગુણવંતલાલને ઘેર ગયો કે તુરત મણીની ખબર પૂછી અને પછી બન્ને બાપ દીકરો બીજી વાતે વળ્યા.

"વિહારી, ત્હને ત્હારી બાના બાપનું સ્મરણ નહિં હોય ! નહિં, નહિં ! ક્યાંથી હોય ! તે વખતે તો ત્હારો જન્મ સુદ્ધાં નહોતો. પણ એ ઘરનું —મહાલયનું ? '

"શાહીબાગ આગળના કુંજભવનનુંને ? વાહ, એતો મને બહુજ સારી રીતે સાંભરે છે. જ્યહારે જ્યહારે હું એ બાજુએ ફરવા જાઉં છું ત્યહારે ત્યહારે મ્હને બાલ્યકાળની બધી વાતો યાદ આવે છે. દૂરથી એ મકાનની અગાશી નજરે પડતાંજ મ્હને તત્કાળ મ્હારી બાનું સ્મરણ થાય છે; તેવીજ રીતે દેસાઇજીનો કનકરાય અને વીણા—એ વખતે તદ્દન ન્હાનાં હતાં, અને અમે જ્યહારે સાથે રમતાં તે વખતે તે મીઠા સ્વભાવની અને હોંશીયાર છોકરી જણાતી હતી. થોડાક દિવસથી મ્હેં ત્હેને જોઇ નથી. પરંતુ તે હવે—" વિહારીના મનમાં તો તે હવે સુંદર તરૂણી બની હશે, એવું કહેવાનું હતું. પરંતુ તે ત્યહાંજ અટકી ગયો અને પોતાનું અધુરૂં વાક્ય પુરૂં કરવા મૂળ વાતને ફેરવી તોળી ત્હેણે કહ્યું: " પરંતુ કનકરાયને તો મ્હેં એક દિવસ જોયો હતો. ભાઇની સ્વારી બડા ઠાઠમાં હતી એ વખતે તો !"

"પણ વિહારી, ત્હારી આગળ આજ મ્હેં 'કુંજભવન'ની વાત શા માટે કાઢી છે તે ત્હારા સમજવામાં આવ્યું નહિં તેથી જણાય છે કે ત્હને તે મકાનના સંબંધની તાજી ખબર જણાતી હોય તેમ લાગતું નથી." ગુણવંતલાલે કહ્યું.

"નાજી. શું કંઇ ખાસ જાણવા જેવી ખબર છે કે શું!" વિહારીએ ઉત્સુક હૃદયે પિતાને પૂછ્યું.

ગુણવંતલાલે કહ્યું: "હા. પરંતુ 'કુંજભવન' નો એ ઇતિહાસ કહેતા પહેલાં ત્હને એનું પૂર્વ વૃત્તાંત સંક્ષેપમાં કહીશ. મ્હને લાગે છે કે કદાચ એ વાતથી તું વાકેફ પણ હોઇશ. આપણી પહેલાંની અટક તો યાજ્ઞિક હતી. મ્હારા પિતાશ્રી અને કલ્યાણરાય દેસાઇને સારો-ઘણોજ સારો સ્નેહ હતો. તેથી ત્હેમણે મ્હને ઘરજમાઇ બનાવ્યો. ભાઇ, ત્હારી બાની પ્રકૃતિ તો જન્મથીજ અશક્ત હતી તેથી કલ્યાણરાયને સ્વાભાવિક રીતેજ એના ઉપર વધુ મમતા હતી; પરંતુ મ્હારા ઉપર પણ એમનો અતિશય પ્રેમ હતો. બાપુ, આજ મ્હેં જે ખ્યાતિ અને સમૃદ્ધિ મેળવી છે તે સઘળું એ પુણ્યપુરૂષ કલ્યાણરાયના કૃપા આશીર્વાદનુજ ફળ છે." એમ કહીને જે વૃત્તાંતથી વાચક સારી રીતે પરિચિત છે, તે પોતાનું સઘળું વૃત્તાંત પુત્રને કહી સંભળાવ્યું. છેવટે તેમણે કહ્યું: "કલ્યાણરાયે મ્હારા માટે જે જે કંઇ કર્યું છે, મ્હને ઝવેરાતના ધંધાનું શિક્ષણ આપી આજ મ્હને આ સુખના દિવસ બતાવ્યા છે, અને મરતાં સુધી ત્હેમણે મ્હારા ઉપર પેટના છોકરા જેવો પ્રેમ રાખ્યો છે, તે બધા માટે હું ત્હેમનો જન્મભરનો ઋણી છું. એ સઘળી બાબદનો વિચાર કરીને ત્હેમના કુટુંબને અત્હારે મદદ કરવી એ મ્હારૂં કર્ત્તવ્ય છે. હાલમાં પ્રતાપરાય ઉપર ઘણો વિકટ પ્રસંગ ઉભો થયો છે. તેમને માથે અતિશય કર્જ થઇ જવાથી લેણદારોએ ત્હેમનું મકાન કુંજભવન અને જમીન જાગિર સઘળું જાહેર લીલામથી વેચી વસુલ લેવાનું નક્કી કર્યું છે, એવું આજ જ મ્હેં સાંભળ્યું. એ વાત સાંભળતાંજ મ્હેં તપાસ કરાવી, ત્હારે હું જાણી શક્યો કે પ્રતાપરાયને માથે રૂપીઆ સાઠ હજારનું દેવું થઇ ગયું છે. એ સઘળું દેવું જો એક મહિનાની અંદર ભરપાઇ કરવામાં ન આવે તો ત્હેમની જમીન જાગિર ઉપરાંત જે મકાનમાં ત્હારી બાનો જન્મ થયો હતો, જ્યહાં તે ન્હાની મ્હોટી થઈ હતી, પિતાના છત્ર નીચે જ્યાં તેણે અનેક પ્રકારનાં સુખો ભોગવ્યાં હતાં અને છેવટે ત્હેનો દેહ પણ જે મકાનમાં પડયો હતો તે મકાન—કલ્યાણરાયે અતિશય ઉલ્લાસથી જ્હેનું નામ 'કુંજભવન' રાખ્યું હતું તે મકાન—પણ બીજાના હાથમાં જશે. બાપુ એ વિચારો કાલથી મ્હારા

ચિત્તને ચગડોળે ચડાવી દીધું છે. એ વિચારે મ્હારા હૃદય ઉપર સખ્ત આઘાત થયો છે. વિહારી, ત્હારો જન્મ પણ કલ્યાણરાય દેસાઈના એ માનીતા 'કુંજભવન' માંજ થયો છે તેથી અને ત્હારી સ્વર્ગવાસી માતાના સ્મરણ માટે, તે મકાન બીજાના હાથમાં ન જ જવું જોઈએ એવું મ્હને થયાં કરે છે. જેમ ત્હમે બધાં બાલ્યકાળે 'કુંજભવન' ના બગિચામાં રમતાં હતાં, તેવીજ રીતે હું, ત્હારી બા અને પ્રતાપરાય પણ ન્હાનપણમાં એજ બગિચામાં બેસ્યાં છીએ." એમ કહીને ગુણવંતલાલે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

વિહારી તો દિગ્મૂઢ જેવો બનીને પિતાની વાત એક ચિત્તે શ્રવણ કરી રહ્યો હતો.

થોડીવાર શાન્ત થઈ વળી ગુણવંતલાલે વાત ઉપાડી: "ભાઈ, સાઠ હજાર રૂપીઆની રકમ આપવી એ આજે કંઈ મ્હને ભારે પડે એમ નથી, પરંતુ પ્રતાપરાયનો સ્વભાવ ઘણો આત્માભિમાની છે. વળી લગભગ બાર વર્ષથી પણ વધારે સમયથી આપણે તેમની સાથે બોલવા ચાલવાનો સંબંધ પણ નથી. એટલુંજ નહિં પરંતુ રસ્તામાં જતાં આવતાં પરસ્પર નમસ્કાર કરવાનું પણ બંધ છે. જો કે મ્હારા મનમાં એમના માટે લગાર ખરાબ વિચાર નથી, અને તેમ કરવાનું કંઇ કારણ પણ નથી પરંતુ એમનો સ્વભાવજ ચમત્કારિક છે! વાસ્તવિક રીતે તો ત્હેમણે અત્યારે લાંબો વિચાર કરવો જોઈતો હતો. માથે આટલું બધું કરજ અને ઘરમાં લગ્ન કરવા લાયક વયની કન્યા, એ વિચારવા જેવું નથી? મ્હને લાગે છે કે વિણાની ઉમ્મર હમણાં સત્તર-અઢાર વરસની હશે. હવે તો ત્હેનાં લગ્ન કરવાંજ જોઈએ. સુધારાના નામને લીધે તથા ત્હેમની શ્રીમંતાઈ તરફ જોઇને આવડી મ્હોટી છોકરી થવા છતાં, ન્યાતનાં માણસો ત્હેમને મ્હોડે કંઈ કહેતાં નથી, પરંતુ પ્રતાપરાય હવે ત્હેનાં લગ્ન ન કરે તે વાજબી ન કહેવાય. કલ્યાણરાય દેસાઈના નામનો અને પોતાના કુળ-શીલનો પ્રતાપરાય લગારે વિચાર કરતા નથી તે જોઇને મ્હને આશ્ચર્ય થાય છે."

એટલું કહીને ગુણવંતલાલ છાના રહ્યા. વિહારી પિતાની એ વાત ઉપર વિચાર કરવા લાગ્યો. પરંતુ થોડીક ક્ષણો પછી વળી ગુણવંતલાલ બોલી ઉઠયા: "'કુંજ-ભવન' બીજાના હાથમાં ગયું કે કલ્યાણરાય દેસાઈનું નામ બૂડયું એમ સમજવાનું. અને તેમ ન થાય એજ મ્હારી ઉત્કટ અભિલાષા છે. હું પ્રતાપરાયને મદદ કરવા તૈયાર છું, પરંતુ ત્હેમના આજ પર્યંતના

વતન તરફ જવાનાં ને મ્હારી મદદ લેવા કરતાં બગીચા તથા જમીન-જાગીર બધું પાણીને મૂલે વેચવા તૈયાર થશે એવી મ્હારી ખાત્રી છે. વારૂ, જો આપણે એ સઘળું લીલામમાંથી લઇશું તો ઉલટું તેમને વધારે ખરાબ લાગશે. અને છે તેના કરતાં વૈમનસ્યમાં વધારો થશે. તેથી તેમની આવી પડતી સ્થિતિમાં તે આપણી સાથે હળી-મળીને સંપથી રહે તે જ સારૂં!"

પિતા-પુત્રની આમ વાત ચાલતી હતી તેટલામાં શંકર અને વિલસુ દિવાનખાનામા આવ્યાં. તેમની તરફ જોઇને ગુણવંતલાલે કહ્યું: "અરે વિહારી, ત્હને એક વાત પૂછવાની છે. વિલસુ અહિં આવ, બેસ-આમ-જો." એમ કહીને ફરીથી વિહારી તરફ જોઇને તે બોલ્યા: "કાલે વિલસુના સંબંધમાં સ્વામીજી આગળ મ્હારે ઘણી વાતચિત થઇ. મ્હારા મનમાં છે કે મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કૉલેજ મા તેને મુકીએ તો ઠીક. એમાં ત્હારો શો મત છે? શંકર પણ રોજ એજ બાજૂએ ટ્રેનીંગ કૉલેજની નિશાળે જાય છે તેથી વિલસુ દરરોજ તેની સાથે જશે. ત્હને કેમ લાગે છે?"

"પણ વિલસુની ઇચ્છા શી છે?" વિલસુ તરફ જોઇને વિહારીએ પુછ્યું. "ત્રણ વર્ષ તે 'ફીમેલ ટ્રેનીંગ કૉલેજ' માં ગાળે અને તે પછી સેવા સદનમાં જઇને રૂગ્ણશુશ્રૂષા (દરદીની માવજત) તથા દાયણનું કામ શિખે તો ઠીક. આપણે તો કોઇ પણ રીતે તે સમાજને પરોપકારી થઇ પડે તેવું કાર્ય કરવું છે ને? તો વિલસુએ હું કહું છું એમજ કરવું એવી મ્હારી તો ઇચ્છા છે. મ્હારી એકઝામિનેશન (પરીક્ષા)નું રીઝલ્ટ (પરિણામ) જણાય અને હું ફળિભૂત થાઉં તો હું એજ ઉદ્દેશથી 'ડિસ્પેન્સરી' (દવાખાનું) ઉઘાડનાર છું. તો પણ હું આ વાતમાં પહેલી નરેન્દ્રની સલાહ લઇશ અને પછી આપણે છેવટના નિર્ણય ઉપર આવીશું!" એમ કહીને વિહારી ઉઠ્યો. વિલસુએ તે વખતે તેને પૂછ્યું: "કેમ ભાઇ, ફરવા ચાલ્યા કે?"

"કેમ વારૂ! ગાડી જોડી છે? ત્હારી ફરવા આવવાની ઇચ્છા છે?" વિહારીએ બે ત્રણ સામટા પ્રશ્નો પૂછ્યા.

"ના ના. મેં જાણ્યું પૂછી લાવું કે નહિં?" વિલસુએ ખુલાસો કર્યો. "હા-હા-લાવ! અને પછી ચાલ તું પણ ફરવા. શંકર, તું આવે છે ને? હવે તો આપણાં વિલસુ બ્હેન 'ફીમેલ ટ્રેનિંગ કૉલેજ'માં જશે માટે આજે તો આપણે એ તરફ પણ જઇ આવીશું અને કૉલેજ પણ જોઇશું." વિહારીએ હસતાં હસતાં કહ્યું.

એટલામાં વિલસુ ચ્હા લાવી. તે પી રહ્યા પછી વિહારી, વિલસુ અને શંકર ત્રણે જણ ફરવા નીકળ્યાં. ગુણવંતલાલ અને વિહારીનો સ્વભાવ એટલો મોકળો અને નિગર્વી હતો કે વિલસુ અને શંકરની સાથે પણ ત્હેઓ ઘરના માણસની માફક વર્તતા હતા. શંકર એ હૉટલમાં પ્યાલા-રકાબીઓ ધોનાર છોકરો અને વિલસુ એક ગરીબ, નિરાશ્રીત બાળા, છતાં પણ તે બન્નેને ત્હેણે એક દી પણ પોતાનાથી ઉતરતાં ગણ્યાં નથી.

પરદેશીઓના સંસર્ગથી તથા પરદેશી વિદ્યાના પ્રતાપે આજ કાલ હિંદીઓ અને ખાસ કરીને ધનાઢય હિંદીઓ પણ જેમ દક્ષિણ આફ્રિકાના બોઅર લોકો હિંદીઓની સાથે નિંદ્ય રીતે વર્તન ચલાવી રહ્યા છે તેવીજ રીતે લગભગ આપણાજ દેશમાં આપણા ગરીબ બન્ધુઓ પ્રત્યે વર્તન ચલાવે છે. ગરીબાઇ એ ગુન્હો હોય એમ ત્હેઓ માને છે અને પોતાના કરતાં અક્કલમાં ચડતા પરંતુ નિર્ધન મનુષ્યને પૈસાના મદે તુચ્છ લેખે છે. ભારતવર્ષના ધનાઢ્યો અને વિદ્વાનો ગુણવંતલાલ અને વિહારીની માફક ગરીબો, નિરાધારો પ્રતિ સહાનુભૂતિ ધરાવે ત્હેમને પોતાના કુટુમ્બીજનો જેવા ગણતાં શિખે, અરે, એટલું નહિં તો ત્હેમનો તિરસ્કાર ન કરે, ત્હેમને પણ પોતાના જેવા મનુષ્ય તરીકે ગણતાં શિખે તો 'હિન્દુસ્થાન' થોડાજ સમયમાં "રામાયણ' અને 'મહાભારત' ના સમયનો પવિત્ર આર્યાવર્ત બની જાય!

જાણે પોતાનાં ન્હાનાં ભાઈ—બ્હેન હોય તે રીતે વિહારી વિલસુ તથા શંકર સાથે અતિશય વ્હાલથી ગાડીમાં બેઠો. રીચીરોડ આગળથી ત્હેમની ગાડી નીકળી ત્યહારે પુષ્કળ લોકો ડોળા ફાડીને ત્હેમની તરફ જોઈ મન-ગમતા તરંગો કરતા હતા. હૉપમાર્કીટ આગળ થઇને ત્હેમની ગાડી 'ફીમેલ ટ્રેનિંગ કૉલેજ' આગળ આવી, પરંતુ તે વખતે કૉલેજ બંધ થઇ ગઇ હતી. તો પણ કૉલેજના દરવાજા આગળ વિહારીએ ગાડી ઉભી રખાવી, અને વિલસુ-ને કહ્યું: "નરેન્દ્ર ભાઇનો મત પણ લગભગ મ્હને મળતોજ આવશે અને મ્હને લાગે છે કે ત્હારે આ કૉલેજમાં આવવું પડશે. વિલસુ! પણ ત્હારો એ સંબંધમાં શો મત છે?"

"ભાઇ, મ્હારો શો મત?" વિલસુએ કહ્યું: "ઘરમાં કંઇપણ કામકાજ વિના નવરાં બેશી રહેવું ત્હેના કરતાં આ શું ખોટું? પણ ભાઇ, મ્હને બહુજ શરમ આવે છે. ત્હમારી આ ભલમનસાઇનો હું—"

પણ વિહારી ત્હેનું વાકય પુરૂં થાય તે પહેલાં બોલી ઉઠયો: "વિલસુ, પિતાજીએ એક વખત ત્હમને બન્નેને કહી નથી દીધું કે 'ઉપકાર

અને ' ઋણ ' એ શબ્દનો ત્હમે કદી પણ ઉચ્ચાર સુદ્ધાં કરશો ના. અને હું પણ ત્હમને ફરીથી એજ કહું છું. સુદૈવે બીજાં ભાઇ-બ્હેનોને મદદ કરવા જેટલું ત્હમારામાં સામર્થ્ય આવે તો અમારૂં ઉદાહરણ દૃષ્ટિ સમક્ષ રાખીને ત્હમે બીજા મનુષ્યો ઉપર ઉપકાર કરી ત્હેમના ખરા કર્ત્તવ્યથી ત્હેમને ભોમીયા કરશો એટલે ત્હમે ત્હમારી જાતેજ અમ્હારો ઉપકાર માન્યા શિવાય પણ એ ઉપકારમાંથી મુકત થશો. "

વિહારીના આ શબ્દો સાંભળી વિલસુ અને શંકર બન્ને પ્રેમથી ગદ્‌ગદિત બની ગયાં. 'ચાર મહિના પહેલાં અમે બે કોણ હતાં, અમારી સ્થિતિ કેવી હતી, અને અત્યારે અમે હકથી ઘોડાની ગાડીમાં ફરીએ છીએ ' એવા વિચાર ત્હેમના મનમાં આવતાં આ સઘળો પ્રકાર ત્હેમને સ્વપ્નવત્ ભાસવા લાગ્યો. પણ સુદૈવ પ્રાપ્ત થયેલ સ્થિતિનો શી રીતે ઉપયોગ કરવો તે ત્હેઓ સારી રીતે સમજી શકતાં હતાં.

" ઠીક, હવે એ વાત જવાદો ! " વિહારીએ પોતાની વાત આગળ ચલાવી કહ્યું, " વિલસુ, ત્હારે કાલથી આ કૉલેજમાં આવવું પડશે માટે પ્રથમ આ કૉલેજની હું ત્હને થોડી ઘણી ઓળખાણ કરાવું. અહિંના જાણીતા સ્વર્ગવાસી નાગરિક રાવબહાદુર બેચરદાસ અંબાઇદાસ પટેલે પોતાનાં સ્વ. પુત્રી મહાલક્ષ્મી બ્હેનના સ્મરણ માટે લગભગ ૪૦૦૦૦ નું દાન કરેલું તેમાંથી ૧૮૭૧માં સ્થપાઇ છે. આ કૉલેજને અંગે શિક્ષણનું જ્ઞાન આપનારી શાળા ૧૮૭૫માં જોડવામાં આવી હતી અને ૧૮૮૨માં ત્હેની સાથે અંગ્રેજી શાળા શરૂ કરવામાં આવી છે. અહિં કન્યાઓને મેટ્રિક સુધીનો અભ્યાસ કરાવવામાં આવે છે, તથા સ્ત્રીશિક્ષકો પણ તૈયાર કરવામાં આવે છે. અત્યહાર સઘીમાં આ કૉલેજે ગુજરાતને ૪૦૦–૫૦૦ સ્ત્રીશિક્ષિકાઓ પુરાં પાડયાં છે."

વિહારી આમ વાત કરતો હતો એટલામાં એક ગૃહસ્થ કૉલેજના આંગણામાંથી નીકળ્યા. ત્હેમણે કોટ–પાટલૂન પહેર્યાં હતાં, માથા ઉપર ફેંટો બાંધ્યો હતો, નાક ઉપર સુવર્ણની ફ્રેમમાં જડેલાં ચસ્માં હતાં અને ખભે ખેસ નાખ્યો હતો. તે ઉપરથી સ્હેજે જણાતું હતું કે તે ગૃહસ્થ શિક્ષક વર્ગમાંના એક હશે. અને ખરેખર હતું પણ તેમજ. વિહારી અને એમની દૃષ્ટિ મળતાંજ પરસ્પરે વન્દન કર્યાં. અને તે ગૃહસ્થ ગાડી પાસે આવ્યા.

" કેમ છો મિ. વિહારીભાઇ, આજ આ તરફ ક્યહાંથી ? " શિક્ષક મહાશયે પૂછ્યું.

"આજ ખાસ આ તરફ આવ્યો છું." વિલસુ તરફ જોઇને પાછા વિહારીએ કહ્યું: "આ નવીન વિદ્યાર્થીનિને ત્હમારી કૉલેજમાં દાખલ કરવાં છે, તેથી ત્હેમને આ કૉલેજ બતાવવા માટેજ આ તરફ આવ્યો છું."

"એમક ! ઠીક–ઠીક. વારૂ, પણ વિહારીભાઇ, ત્હમે તો આ વખતે 'ફાયનલ, મેડિકલ એક્ઝામિનેશન' (વૈદકની છેવટની પરીક્ષા)માં બેઠા હતા ને ? કેમ 'પેપર' (પ્રશ્નપત્ર) કેવા હતા ? કેવુંક લખ્યું છે ?"

"લખ્યું છે તો સારી રીતે અને પાસ થઇશ એવી ખાત્રી પણ છે."

"ઓ, આઇ વીશ યુ સક્સેસ ! (ત્હમે પાસ થાઓ એવી મ્હારી ઇચ્છા છે.)"

"થૅન્કયુ ફૉર યૉર વેલ વીશ. (આપની સદ્‌ઇચ્છા માટે હું આપનો આભારી છું.) પણ માસ્તર સાહેબ, કઇ બાજુએ નીકળ્યા છો ? ફરવા જ જાઓ છો ને !" વિહારીએ અડધુ અંગ્રેજી અને અડધું દેશીમાં ચલાવ્યું.

"હા. જરા બગિચા તરફ અને પુલ ઉપર થઇ ચક્કર મારીને પછી ઘેર જઇશ."

"ત્હારે ચાલો. ગાડી એ બાજુએ જ જાય છે."

એમ કહીને બારણું ઉઘાડીને વિહારીએ માસ્તરને ગાડીમાં લીધા. તુરત ગાડી ચાલવા માંડી અને અંદરના મંડળમાં ધીરે ધીરે વાતો શરૂ થઇ. શરૂઆતમાં માસ્તરે વિલસુ અને શંકરના સંબંધમાં પૂછ્યું. તેના ઉત્તરમાં વિહારીએ સંક્ષેપમાં વર્ણન કરી માસ્તર સાહેબ સાથે તેઓનો પરિચય કરાવ્યો. એટલામાં ગાડી બગિચા પાસે આવી પહોંચી. ત્યહાં ગાડી ઉભી કરાવી ચારે જણ અંદર પેઠાં. બગિચામાં કૉલેજના વિદ્યાર્થીઓની હાજરી વધારે સંખ્યામાં હોય છે. કેટલાક પારસી ગૃહસ્થો અને પારસી બાનુઓ, ક્વચિત્ હિન્દુ વ્યાપારીઓ તથા ઘણીખરી વખત તરુણ વિદ્યાર્થીનિઓ સંધ્યા સમયે હવા ખાવા એ બગિચામાં ઉતરી પડે છે. ગાડીમાંથી ઉતરેલું આપણું પરિચિત મંડળ 'રાણીના પુતળા' તરફ વળ્યું. તે વખતે બાજૂના કુંજમાં મૂકેલા બાંકડા ઉપર ત્રણ વિદ્યાર્થીનિઓ બેઠી હતી. ત્હેમની તરફ લક્ષ્ય જતાંજ માસ્તર સાહેબે કહ્યું: "ડાબી બાજુએ બીજા નંબરે બેઠેલી બાળા અમારી શાળામાં ઉત્તમ વિદ્યાર્થીનિઓમાંની એક છે. આવતા વર્ષે તે જરૂર મેટ્રિકમાં પાસ થશે."

"એનું નામ શું ?" વિહારીએ સહજભાવે પૂછ્યું.

" મિસ વીણા ઝનામદાર." એમ કહી માસ્તર સાહેબે વધુ વિવેચન કરતાં કહ્યું: " એના બધા ગુણ સારા છે, પરંતુ જરા 'હેડસ્ટ્રોન્ગ' ( કડક મીજાજની ) છે. પણ હું ધારું છું કે એ ત્હમારી લગી થાય છે."

"હાજી." વિહારીએ ટૂંકામાં જ પતાવ્યું.

વિહારીનું 'હાજી' કહેવું અને વીણાનું પાછું વળીને જોવું બન્ને એકજ વખતે થયું. ' કોણ જાય છે ' એ જોવા તે ક્ષણભર ત્હેમની તરફ જોઈ રહી. તેટલા સમયમાં ચાલતાં ચાલતાં વિહારીએ ત્હેને સારી રીતે નિહાળી લીધી. વીણાએ પોતાના શિક્ષકને ઓળખ્યા અને વિહારીને પણ ઓળખ્યો. થોડીવાર પછી તે ઉઠી. ત્હેની સાથે ત્હેની સખિયો પણ ઉઠી.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### જમનાનો પત્ર !

---

**न कहापण वस्सेन तित्तिकामेसु विनति ।**
**अपि दिब्बेसु कामेसु रतिं सो नाधि गच्छति ॥**

**( धम्मपद. )**

**ભાવાર્થ**:—કાર્ષાપણ નામના મોટા કિમ્મતના સોનાના સિક્કાનો વરસાદ વરસે તોપણ વાસનાની તૃપ્તિ થતી નથી; અથવા તો સ્વર્ગનું સુખ ભોગવાથી પણ સંતોષ થતો નથી.

---

વિહારી ઘેર પાછો જતી વખતે વિશેષ બોલ્યો નહિ. અને રસ્તામાં માસ્તર સાહેબને ઉતાર્યા પછી તો ઘેર આવતા સુધી તે ઉંડા વિચારમાં ડુબી ગયેલો દેખાતો હતો. ગાડીમાંથી ઉતરીને પણ સીધે સીધો તે પોતાના ખંડમાં ગયો અને કપડાં પણ ઉતાર્યા વિના આરામ ખુરશીમાં પડ્યો. ત્હેના મગજમાં આજ એકાએક પુષ્કળ વિચારો ઉભરાઈ આવ્યા હતા. આજ ત્હેણે પિતાજીના મુખેથી દેસાઈ કુટુમ્બનો સઘળો ઇતિહાસ સાંભળ્યો હતો, અને સંધ્યા સમયે જ બગિચામાં ત્હેણે વીણાને જોઈ હતી. ત્હેણે માત્ર ક્ષણભર ત્હેનું અવલોકન કર્યું હતું. પરંતુ એટલા વખતમાં પણ

વીણાની સુંદર મૂર્ત્તિ હેના મનમાં ઠસી ગઇ હતી. ઉપોદ્ઘાતમાં વાચકને વીણાનો પરિચય કરાવ્યો છે તે ઉપરથી જનતાં જણાય છે કે વીણા હેને જોનારનું મન એકદમ આકર્ષી લે હેવા રૂપ અને વયની હતી, હેમાં શંકા નહિ.

વિહારી પુષ્કળ વખત સુધી વિચારવમળમાં અટવાયો; પરંતુ પોતે શાનો વિચાર કરે છે તે વાત પણ એનાથી સમજી ન શકાઈ. ફક્ત વીણા આંકડા ઉપર બેઠી છે. ક્ષણભર હેણે પાછા ફરીને પોતાના તરફ દૃષ્ટિપાત કર્યો અને તે ઉઠી. એજ દેખાવ રહી રહીને હેની સમક્ષ ખડો થતો હતો.

એટલામાં બારણાનો ખડખડાટ થવાથી વિહારીની વિચારમાળા તૂટી પડી. હેણે તે તરફ જોયુ તો બારણું ઉઘાડી શંકર અંદર આવતો જણાયો. હેણે વિહારીની પાસે આવીને કહ્યું: " ભાઇ, જમવા માટે ચાલો."

શંકરે એની એ વાત ત્રણ ચાર વખત ફરી કરીને કહી, પરંતુ વિહારી સ્હમજીજ ન શક્યો. શંકરને જતાજ તે પુનઃ વિચારતરંગોમાં ઝુલવા લાગ્યો હતો અને હજી એ ઝુલા ઉપરજ તે ઝુલી રહ્યો હતો.

કોઈ દિવસ નહિં ને 'વિહારીભાઈ' ની આજે આવી સ્થિતિ જોઇને શંકરને આશ્ચર્ય થયું. આજ 'ભાઇ' આમ કેમ કરે છે એ વાત તે સ્હમજી ન શક્યો. હેણે એક વખત ફરીથી રસોડામાંથી લાવેલો સંદેશો હેને કહી સંભળાવ્યો ત્યારે વિહારીએ જવાબ આપવાનેસટે પૂછ્યું: " કેમ શંકર ! શું જોઇએ છે ત્હારે ? "

" ભાઇ, હું આપને જમવા માટે તેડવા આવ્યો છુ. "

" આટલો બધો વ્હેલો ? કેટલા વાગ્યા ? બાપાજી આવ્યા છે કે ? " વિહારીએ ઉપરા ઉપરી પ્રશ્નો પૂછ્યા.

શંકરને જે યાદ રહ્યું હેનો ઉત્તર આપ્યો; " પિતાજીનો ક્હારનાએ આવ્યા છે અને તમારી રાહ જોઇને રસોડામાં બેશી રહ્યા છે. "

" પણ હમણાં કેટલા વાગ્યા હશે, શંકર ? "

" નવ વાગી ગયા ભાઈ! "

" શું કહે છે ? નવ વાગી ગયા ! " સમયનું પણ ભાન ભૂલી ગયેલા વિહારીએ આશ્ચર્યથી શંકરને પૂછ્યું.

તે પછી શંકરના ઉત્તરની વાટય જોયા વિના તે એકદમ ઉભો થયો. હજી હેણે કપડાં પણ ઉતાર્યા નહોતાં, તેથી ઝટપટ કપડાં બદલી તે નીચે

ગયો. આજથી હેના વિચારોને એક નવીન વિષય મળ્યો હતો. આજ હેને વાળુ કરવામાં પણ મઝા પડતી નહોતી, અને તે હમેશની માફક જમી પણ શકતો નહોતો. હમેશાં જમતી વખતે પુષ્કળ વાતો કરનાર વિહારીએ માત્ર વચ્ચે વચ્ચે પિતાજી તરફથી પુછાયલા પ્રશ્નોના તુટક ઉત્તરો આપ્યા અને જેમ તેમ કરી જમણના કાર્યથી પરવારી, એકદમ તે મેડે ચડી ગયો. વાચક ! વિહારીની આજની એકંદર સ્થિતિ ઉપરથી જોતાં જણાય છે કે, આજ હેની આખી રાત વિચારમાંજ વિતશે. માટે આપણે પણ હેને એકલાને વિચાર કરવા માટે રહેવા દઇ આવો અન્ય દિશા તરફ દૃષ્ટિ ફેરવીએ.

રાતના નવ વાગી ગયા હતા. 'ગુજરાત કૉલેજ' ના ક્વૉર્ટર્સમાં કેટલીક ઓરડીઓમાં વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા ત્હારે કેટલીકમાં રોજે મુજી વિદ્યાર્થી મંડળ ગામગપ્પા હાંકતું હતું. એજ મંડળમાં આપણા પરિચિત કનકરાય દેસાઈ પણ બેઠેલા હોવા જોઇએ. પણ નહિ. આજ એ સાહેબની સ્વારી ત્યાં દેખાતી નથી; તેથી લાગે છે કે કદાચ તે પોતાની કોટડીમાં અભ્યાસ કરવા પણ બેઠા હોય ! આ જૂઓ—બીજા વિદ્યાર્થીઓને ત્રાસ ન થાય તે માટે હેમણે પોતાની કોટડીની સાંકળ અંદરથી વાસી દીધી છે. આવો આપણે ધીરે ધીરે–સંચારે ગડબડ કર્યા સિવાય પવન માટેની દ્વાર ઉપરની જાળીમાં થઇને અંદર જોઇએ; એટલે દેસાઇ સાહેબના અભ્યાસમાં અડચણ ન પડે અને અંદરનો દેખાવ પણ આપણે સારી રીતે જોઇ શકીએ.

કનકરાયની સ્વારી ખુરશી ઉપર વિરાજમાન થયેલી હતી. ટેબલ ઉપર પુસ્તકોનો એક ઢગલો પડ્યો હતો, પરંતુ હેમની સ્હામે એકે પુસ્તક ઉઘાડું નહોતું. માત્ર એક પત્ર તેમની સ્હામે ઉઘાડો પડ્યો હતો. તેથી જણાય છે કે હેમનો વિચાર તે પત્ર ઉપરજ ચાલી રહ્યો હશે. માટે એ પત્રમાં શું છે ? અને તે કોણે લખ્યો છે ? તે આપણે જોઇએ. તે પત્ર આ પ્રમાણે છે:—

" પ્રાણપ્રિય કનકરાય દેસાઇને ગરીબ દાસી જમનાના પ્રણામ.

" મ્હારા ઉપર ગુસ્સો કાં ચડ્યો છે ? આપે મ્હારા પૈસા પાછા મોકલ્યા, પણ હું પૈસાની ભૂખી નથી એનો આપને થોડા સમય પહેલાંજ અનુભવ થયો હશે. હું તો પ્રેમની ભૂખી છું, અને તે પણ આપનાજ. અને તેટલાજ માટે મ્હેં હમારી સાથે ઓળખાણ કરી હમારો સંગ કર્યો છે. કેટલાક દિવસથીજ આપે જૂદો માર્ગ લીધો છે, એ ઉપરથી મ્હને લાગે છે

કે આપને મ્હારા ઉપર કંઇક ક્રોધ ચડયો છે; અને ત્હેનું કારણ પણ હું સ્હમજી શકી છું. જો હું જે ધારૂં છું તેજ કારણ હોય તો મ્હારા ઉપરનો આપનો ગુસ્સો કેવળ નકામો છે. પણ આપની મુલાકાત થવા સિવાય હું શું કરી શકું ! વ્હાલા ! આટલા દિવસ મ્હને મળ્યા વિના આપનાથી કેમ રહી શકાયું છે ? મ્હારી તો ત્હમારા વિયોગે શી દશા થઈ છે તે મ્હારૂં મનજ જાણે છે !

લિ.
આપની—સર્વસ્વ આપની
**જમના.**"

વેશ્યાજનસુલભ પ્રેમનાં નખરાં અને લટકાં ચટકાં શિવાય ટુંકામાંજ પરંતુ વકિલની ઢબે જમનાએ ઉપરોક્ત પત્ર લખ્યો હતો એ સ્પષ્ટ જણાઈ આવે છે. કનકરાયને તે પત્ર જમ્યા પહેલાંજ મળ્યો હતો. એ પત્ર વાંચ્યા પછી વસ્તુસ્થિતિ શી થઇ હશે તે વાચકો સ્હમજી શકયા હશેજ ! મોહિની નાટક જોવા જ્યહારે કનકરાય ગયો તે વખતે જમનાની સાથે બીજા મનુષ્યને બેઠેલાં જોઇને કનકરાયને ક્રોધ ચડયો, અને ક્રોધાવેશમાંજ તે પોતાના ઘેર મોડી રાત્રે ગયો. તે પછી તે જમનાની પાસે ગયો જ નહિં. પરંતુ બે દિવસ પહેલાં જમનાએ ત્હેને પચાસની એક નોટ વટાવવા માટે આપી હતી, તે નોટનો ત્હેણે નાટકના દિવસે ઉપયોગ કર્યો, તે પછી જમના ઉપર ગુસ્સો ચડવાથી ત્હેના રૂપીઆ પાછા મોકલી દેવા અને ત્હેનો સંબંધ પણ તોડી નાખવો એવો ત્હેણે નિશ્ચય કર્યો. પરંતુ પૈસા તો ત્હેણે ખર્ચી નાખ્યા હતા તે કયહાંથી લાવીને પાછા વાળવા ત્હેના વિચારમાં તે પડયો. છેવટે પોતાના લાડકવાયા પુત્રની હોંશ માતાએ કેવી રીતે પૂરી કરી તે આપણે બારમા પ્રકરણમાં જોઈ ગયા છીએ.

મંજુલાએ આપેલી માળા પોતાની પાસે રાખી લુચ્ચા વ્રજરાયે ત્હેને પોતાની પાસેથી બોણોસો રૂપીઆ આપ્યા અને, 'દાગિનો ઘરેણે મૂકવા જતાં માત્ર ત્હેની અડધી કિમ્મતજ આવે છે, એવું મંજુલાને સ્હમજાવી. તેજ રૂપીઆમાંથી પચાસ રૂપીઆની એક નોટ કનકરાયે જમનાની નોકર રૂપાળી રસ્તામાં મળતાં ત્હેની સાથે જમના ઉપર મોકલાવી દીધી હતી.

હવે ફરીથી જમનાને ઘેર નહિં જવાનો કનકરાયે નિશ્ચય કર્યો હતો ખરો, પરંતુ જમનાનો પત્ર ત્હેનો નિશ્ચય—દ્રઢ નિશ્ચય ફેરવી નાખવા માટે પૂરતો હતો. એટલું જ નહિં પણ છેવટનાં વાકયોથી તો જમનાએ ત્હેના

મનને સમ્પૂર્ણ રીતે પોતાના કાબૂમાં લીધું હતું. ફરી ફરીને કેટલીએ વખત કનકરાયે તે પત્ર વાંચ્યો. ઘડીભર મન ઉપર કાબૂ રાખવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેમ બનવું દુર્લભ હતું. હવે ત્હેનાથી ન રહેવાયું. તે એકદમ ઉભો થયો અને કપડાં પહેરવા લાગ્યો: ' અત્યારે હું બહાર જઇશ તે વખતે આજુબાજૂના વિદ્યાર્થીઓ ત્રાસ આપશે ' એવું તે ધારતો જ હતો, અને છેવટે થયું પણ તેમજ ! તે તૈયાર થઇને બહાર નીકળ્યો કે ચાર વિદ્યાર્થીઓનું ટોળું ત્હેની ઓરડીની સ્હામેજ ઉભેલું ત્હેણે જોયું.

કનકરાય બારણું બંધ કરતો હતો તેટલામાં ટોળામાંથી એક જરા આગળ આવીને કહ્યું: " વાહ, કનકરાય. અત્યારે કઇ બાજૂએ ઉપડયા ? આજ નાટક–બાટક તો છે નહિ ! ત્યારે ક્યહાં જશો ? "

એટલામાં બીજા વિદ્યાર્થીઓ પણ ત્હેની વધારે નજદીક આવ્યા. પરંતુ કનકરાયે આબાદ નાટક ભજવી બધાઓને ઠગ્યા. ગંભીર અવાજથી ત્હેણે કહ્યું: " મ્હને આજ કોઇ સતાવશો નહિ. હમણાં હમણાં અમારા ઘરના સંબંધમાં કેટલીક ભાંજગડો ઉપસ્થિત થઇ છે તે તમે બધા જાણો છો જ. તે માટે મ્હારે કાણ જાણે કેટલાએ દિવસ રોજ આ પ્રમાણે જતું આવવું પડશે. "

" પણ કાલ સવારે તો આવીશ ને ? અમે કાલે કાંકરીએ 'બોટીંગ' (હોડી હંકારવાની રમત) માટે જવાના છીએ, તે વખતે ત્હારી રાહ જોઇશું."

" ના ના. એમ ના કરતા. હું અહિં વખતે યોગ્ય સમયે ન પણ આવી શકું. પણ હું બારોબાર કાંકરીએ આવીશ." એમ કહીને કનકરાય ઉછળતા જીગરે, જમનાને મળવાના અભિલાષથી રેસીડેન્સીમાંથી વગર રજાએ ચાલ્યો ગયો.

પોતે મોકલેલા પત્રનું ધારેલું ફળ આવશે જ એવી જમનાને નક્કી ખાત્રી હતી. તેથી આજે તે વિશેષ નખરાવાળો પોશાક સજીને કનકરાયની વાટ જોતી બેઠી હતી. પહેલીજ મુલાકાતે ત્હેણે કનકરાય ઉપર પોતાની છાપ બેસાડી ત્હેને મોહિત કરી નાખ્યો હતો તે પછી કનકરાય વચ્ચે વચ્ચે ત્હેની પાસે જતો થયો હતો. પરંતુ હજુ ત્હેનું હૃદય પવિત્ર હતું. જોઇએ તેટલું નઠોર–કઠોર બન્યું ન હતું. જનસમાજનો અને લજ્જાનો ભય ત્હેના મનમાં હતો. 'મને કોઇ જોઇ જશે તો, કૉલેજમાં કે ઘેર ખબર પડી જશે તો' એવા ભયથી તે જમનાને ઘેર લપાતો–છૂપાતો જતો હતો, અને કલાક–અડધો કલાક થતાંમાં તો સાવધાનતાથી તે ત્યહાંથી

આવ્યો જતો. પરંતુ એ શિકાર પોતાના હાથમાં સમ્પૂર્ણ રીતે આવશે એવી પોતાને નક્કી ખાત્રી હોવાથી લુચ્ચી જમનાએ હેને ત્હાં રહેવાનો કે બીજી કોઈ પણ વાતનો આજ સુધી વિશેષ આગ્રહ કર્યોજ નહોતો. જ્યહારે જ્યહારે તે બેસતી ત્યહારે ત્યહારે પોતાની કપટજાળ વધારે ને વધારે પ્રસારતી અને સંભાળ પૂર્વક એની શબ્દજાળમાં હેને ફસાવતી કે બિચારો ભોળા મનનો કનક હેના મોહપાસમાં, પોતે અનીતિના ઉંડા ખાડામાં ઉતરે છે હેના વિચાર વિના ફસાતો જતો. કનકરાય ઉપર ધીરે ધીરે એક એક પ્રેમપાશ નાંખવાનો પોતાની કળામાં નિપૂણ જમનાનો વિચાર હતો. અત્યહાર સુધીમાં પ્રેમળ શબ્દ પાશથી હેને બાંધી બે હીરાની બહુમૂલ્ય વીંટીઓ તો તે કઢાવી શકી હતી. પોતાના કસબમાં તે પરિપૂર્ણ હતી અને કનકરાય સરખા જેનામદારના ભોળા મનના વ્યવહારના લગારે જ્ઞાન વિનાના પુત્રને પ્રથમજ વિષયમાં કેવી રીતે રંગવો એ કળાને સારી પેઠે જાણતી હતી. નાટકના દિવસથી કનકરાય પોતાને ત્યહાં આવતો બંધ થયો તે વાત સાંભળતાં હેને હસવું આવતું હતું. કારણ કે તે સારી રીતે જાણતી હતી કે કનકરાય જેવા યુવકથી વધારે વખત સુધી પોતાના ચલિત મન ઉપર કાબૂ રાખવો સંભવિત જ નથી.

" હમને એમ લાગતું હશે. મ્હને તો માત્ર એ વાતથી હસવુંજ આવે છે ! કનકરાય શું મ્હને મહિનો–પગાર આપે છે કે મ્હારે આમ તેમ જોવું ન પડે ? અને પગાર આપતા હોય તો પણ શું ? આટલે દૂર ઘર-ગામ છોડી આવવામાં અને ન્યાત જાત (થા લાજ આબરૂ છોડવામાં અન્હારો પૈસા મેળવવાનો તો પહેલોજ ઉદ્દેશ હોય છે. "

આવી રીતે બન્ને વચ્ચે તે સંબંધમાં કેટલીક ચર્ચા થવા પછી એવું ઠરાવવામાં આવ્યું કે, બીજા ચાર છ દિવસ સુધી રાહ જોવી, ત્યાં સુધીમાં જો કનકરાય ન આવે તો પછી જમનાએ હેને એક કાગળ લખવો. પરંતુ કનકરાય તો આવ્યોજ નહિં. તે પણ એની બ્હેન–વીણાના જેવોજ હઠીલો હતો. જમનાને ઘેર જવું નહિં એવું ક્રોધાવેશમાં નક્કી કર્યા પછી તે ક્રિકેટ, ટેનીસ, બોટીંગ વગેરે રમતોમાં પહેલાંની માફક નિમગ્ન થયો. જમનાએ જો ઠઠ્ઠા મશ્કરીની હદ ઓળંગી હેને વિષયના નાદની ચટકી લગાડી હોત તો કદાચિત, હેનો નિશ્ચય ડગમગી જાત, અને વગર તેડે પોતાની જાતેજ જમનાની પાસે જાત. કારણ વિષયનો નાદજ એવો બૂરો છે કે તે કાચા પોચા હૃદયના માણુસને સાન ભાન, માન સઘળું ભૂલાવી એક ક્ષણને માટે વર્ષો સુધી સંચય કરી રાખેલા પૂણ્યનો નાશ કરી નાખે છે.

છેવટે જમનાને થાકીને વ્રજરાય સાથે ઠરાવ્યા પ્રમાણે–આપણે જોઈ ગયા તે પ્રમાણે–કનકરાયને પત્ર લખવો પડ્યો હતો, અને અત્યારે તે પત્રના પરિણામની વાટ જોતી બેઠી હતી. દાદર ઉપર પગલાંનો અવાજ સંભળાતાંજ હેણે એકદમ પગ ઉપર ટેકવેલા હાથની હથેળીમાં માથું ટેકી દૃષ્ટિ જમીન તરફ સ્થિર કરી. આજે હેણે સફેદ જરીની ગુલાબી રંગની પાનગી સાડી પહેરી હતી, તથા છાતીનો અર્ધો ભાગ ઉઘાડો દેખાય હેવા કાપની તંગ ચોળી પહેરી હતી. માથેથી સાડીનો છેડો સરી ગયો હતો. અંબોડામાં માત્ર ગુલાબનું એકજ ફૂલ હતું અને બીજાં બે ચાર ફૂલો ગાદી ઉપર વિખરાઈ પડયાં હતાં. હાથ નીચેથી સાડીનો છેડો કાઢીને હેણે હેના ખૂણો દાંતવડે પકડી રાખ્યો હતો, તેથી હેનું ઉરઃસ્થળ સ્પષ્ટ. ખુલ્લું દેખાતું હતું. તે એવી ઢબે ગોઠવાઈને બેઠી હતી કે ઉપર આવનાર વ્યક્તિ હેના બેસવાની ઢબજ ક્ષણભર તો ઉભો ઉભો જોયાજ કરે.

કનકરાય ઉપર આવે ત્હારે હેનો સત્કાર કેવી રીતે કરવો તે જમનાએ અગાઉથી ઠરાવી રાખ્યું હતું. તેથી તે ઉપર આવ્યો અને કેટ બારણા પાસે આવીને ઉભો રહ્યો તોપણ હેણે હેની તરફ જોયું પણ નહીં. જમનાને લાગતું હતું તે પ્રમાણે કનકરાય ઉપર ચઢતાં ક્ષણભર હેની તરફજ જોઈ રહ્યો. જમના પોતાની તરફ પાછું વાળીને જોતી પણ નથી તે જોયા પછી કનકરાય હેની સ્હામેજ જઈને ઉભો રહ્યો. તે વખતે જમના પગની બીજી આંગળીમાંની અંગુઠી તરફ જોઈ રહીને અશ્રુ ગાળતી બેઠી હતી. જમનાને રડતી જોઈ કનકરાય સ્વમાન ભૂલી ગયો. હેનાથી હવે ઉભું રહેવાયું નહિં. તે એકદમ આગળ ગયો અને જમનાની પાસેજ જઈને બેઠો. તેજ વખતે ધીમે રહીને થોડુંક માથું ઉંચુ કરી, નેત્રોના એક ખૂણામાંથી જમનાએ કનકરાય તરફ જોયું અને દીર્ઘ નિશ્વાસ મૂકયો. તે પછી " કનકરાય, પુરૂષોની જાત કઠોર કહેવાય છે તે કંઈ ખોટું નથી હોં ! મ્હને હવે તેનો સમ્પૂર્ણ અનુભવ થયો છે." અતિશય કરૂણ સ્વરે એટલું બોલી. પછી હેણે નિશ્વાસ નાખ્યો અને પાછું ઉત્તમાંગ હાથ ઉપર ઢળતું રાખી, નીચી નજરે તે પગની આંગળીઓમાંની અંગુઠીઓ ફેરવવા લાગી.

કનકરાય શાન્ત બેઠો હતો. જમનાને તે વખતે શો ઉત્તર આપવો એજ હેને સમજાતું નહોતું. પોતાની કળામાં વિશારદ એવી જમનાએ ફેંકેલું પ્રેમનું આ પ્રથમ બાણ તે ભોળા–બીન અનુભવી મનના કનકરાય ઉપર પુરેપુરી અસર કરી ન શકયું. જમનાનો પહેલો દાવ ખાલી ગયો.

ત્હેણે ફરીથી જાળ પાથરવાનો આરંભ કર્યો. ડુસકાં ખાતાં ખાતાં ત્હેણે કહ્યું: " કનકરાય, ત્હમે આજે શા માટે આવ્યા? જો ત્હમારે મ્હારો અંત આવેલોજ જોવો હતો તો પછી ત્હમે મ્હને ત્હમારા પ્રેમનો ચટકો શા માટે લગાડયો? કનકરાય! આટલા દિવસનો વિરહ! આ અંતઃકરણમાં થતો દાહ અને પ્રેમના અભાવે આખા અંગમાં થતા ભડકા મ્હારાથી સહન થઈ શકતા નહોતા તેથીજ છેવટે મ્હેં પત્ર લખ્યો. કનકરાય! આ જમના પૈસાની લાલચુ નથી. પ...ણ...ત્હમારા મનની હું શી રીતે ખાત્રી કરૂં!"

કનકરાયથી હવે ન રહેવાયું. જમનાનું આ બીજું બાણુ ત્હેને આબાદ લાગ્યું! ત્હેનું હૃદય વિંધીને તે આરપાર નીકળી ગયું, અને ખરા નાટકનો આરંભ થયો. ખિસ્સામાથી સેન્ટ છાટેલો રૂમાલ કાઢીને ત્હેણે જમનાની અશ્રુભિની આંખો લૂછવાની શરૂઆત કરી. પરંતુ ત્હેનો સ્પર્શ થતાંજ કોઈ ચમકી ઉઠેલી હરિણીની માફક તે એકદમ, કિંચિત્ પાછી હઠી ગઈ અને ડાબા હાથે કનકરાયને રોકતાં તે બોલી ઉઠી: " નહિં, કનકરાય, નહિ! દૂર રહો! આ ચાંડાલણી જમના ત્હમારા પ્રેમને યોગ્ય નથી. ત્હમે ત્હેને સ્પર્શ ન કરો! "

" જમના! શું ત્હને મ્હારો કંટાળો આવ્યો? " આતુર દૃષ્ટિએ જમના તરફ જોઈ રહેલા એ કનકે ધીરે સાદે પૂછ્યું.

" શિવ! શિવ! હું આ શું સાંભળું છું? આ મનમોહક મૂર્ત્તિનો મ્હને કંટાળો! અરે એમ કદીએ બની શકે કે? " એમ કહી નખરાં કરતાં જમનાએ ફરીથી ચલાવ્યું; " જો એમ હોત–કનકરાય, મ્હને એવો કંટાળો આવ્યો હોત–તો આ પંદર દિવસમાં મ્હારી આવી અવસ્થા ન થઈ ગઈ હોત! પ્રત્યેક રાત–કનકરાય! એ પ્રત્યેક રાત ત્હમારા વિરહને લીધે કાળરાત્રિની માફક મ્હેં વિતાડી છે. ત્હેની ત્હમને ક્યહાંથી કલ્પના થાય! હું ગાંડી એટલે ફસી! પણ ત્હમને આ શોભતું નથી. કનકરાય! અમો સ્ત્રી જનોનાં મન કેટલાં બધાં કોમળ હોય છે તે ત્હમો કઠોરહૃદયી પુરૂષોથી શી રીતે સ્હમજી શકાય ભલા? હવે હું ત્હમારા પગે પડું છું. કનકરાય! થયું એટલું બહુ થયું છે! હવે મ્હને આ ફંદમાં વધારે ફસાવવા શા માટે પ્રયત્ન કરો છો? શક્તિ છે ત્યહાં સૂધી તો જેમ તેમ કરીને પણ એ દુઃખ હું સહન કરીશ, નહિં તો પછી છેવટનો માર્ગ તો છે સ્તો! "

ગરીબ બિચારો કનકરાય! નફટ જમનાની શબ્દજાળમાં તે ફસી પડયો! ત્હેના આ નાટકને ત્હેણે ખરૂં માન્યું અને હૃદયમાં પોતાના કમનસીબ

માટે પસ્તાતો બોલ્યો: " જમના ! જમના !! મ્હારા ન આવવાથી ત્હને આટલું બધું દુઃખ થશે એવું તો મ્હેં સ્વપ્ને પણ નહોતું ધાર્યું. હું પરીક્ષાની ગરબડમાં—"

" નહિં જ થઇ શકે ! હું કહું છું તે અમારા દુઃખની કલ્પના ત્હમને થઇ જ ન શકે ! " કનકરાયની વાતની વચ્ચેજ જમના બોલી ઉઠી.

" એમ તું હવે ન કહે. પણ જમના, હવે તો હું આવ્યો છું ને ? તો પછી આમ શીદ કલ્પાંત કરે છે ? "

ક્ષણભર કનકરાય તરફ જોઇને જમનાએ વચન માગતી હોય તેમ પૂછ્યું: " ત્યારે હવે તમે મને કદી પણ નહિં વીસરી જાઓને ? "

" નહિં. "

" સાચું ? "

" ત્હારા સોગંદ—"

જમનાએ તુરતજ પ્રફુલ્લ વદન કરી કનકરાયના ગળામાં હાથ નાખ્યો. કનકરાયના સુખનો એ વખતે પાર ન રહ્યો. સહજ હિંમત કરીને ત્હેણે કહ્યું: " જમના, તું ગાંડી છે ! આટલો બધો વખત રડવામાં ગુમાવ્યો, અને હવે થયો મ્હારો જવાનો વખત ત્હો......"

" ભલેને થાય. થવા દો ! પણ વ્હાલા, આજ તો હું ત્હમને અહિંથી જવાજ દેવાની નથી ને ! આજ સુધી જવા દીધા ત્યારેજ આ દુઃખ ભોગવવું પડ્યું ને ? આજ તો છે ને—" એટલું કહીને જમનાએ કનકરાય ઉપર વિલક્ષણ કટાક્ષ ફેંક્યું અને—!

—o—

## પ્રકરણ ૧૬ મું.

### નરેન્દ્રની સલાહ.

અજાયબ સ્નેહના રસ્તા ! અજાયબ ગાંઠ પ્રેમીની !
ખુમારી ને ખુવારી છે: અજાયબ પ્રેમની મસ્તી.

( કલાપી. )

વિહારીને આખી રાત સુધી ઉંઘ ન આવી. મધ્યરાત થઇ ત્યાં સુધી તે પોતાની ઓરડીમાં આમ તેમ ફરતો હતો. પોતાના મનમાં કેવા

પ્રકારના વિચારો ચાલી રહ્યા છે, તે ત્હેને પોતાને પણ સ્હમજાતું નહોતું. ઘડીમાં પિતાજીએ કહેલી હકીકતમાંથી એકાદ વાક્ય સાંભરી આવતું, ઘડીમાં પોતાની વહાલી માતાના સંબંધમાં કોઈ વિચાર મનમાં ઉઠતો તો ઘડીમાં **વીણા**ની બગિચાના બાંકડા ઉપર બેઠેલી મનોહર મૂર્ત્તિ ત્હેની નજર સમક્ષ આવીને ઉભી રહેતી. એ પ્રમાણે વિવિધ જાતના વિચારો ત્હેના મનમાં ઘોળાયા કરતા હતા. છેવટે આમતેમ ફરતાં ફરતાં ત્હેના પગ થાકયા ત્યહારે તે આરામખુરશી ઉપર બેઠો, અને " આજ હું દિવાનાની માફક કેવા વિચારો કરૂં છું, " એમ વિચારી મનમાં થયેલા વિવિધ વિચારો માટે વિચાર કરવા લાગ્યો. પરંતુ ત્હેને વિચારોનું કેન્દ્ર જ જડયું નહિં. છેવટે આરામખુરશીના હાથા પહોળા કરી ત્હેના ઉપર લાંબા પગ કરી ત્યહાંજ સુવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ત્હેમાં પણ તે સફળ થઈ શકયો નહિં. વળી ત્યહાંથી ઉઠી તે પલંગ ઉપર જઈને પડયો. કલાકેક સુધી ત્હેણે આમતેમ આળોટયા કર્યું, પરંતુ નિદ્રાદેવી આજ ત્હેને દૂર ઉભી ઉભી ટળવળાવી રહી હતી. ફરીથી તે બેઠો થયો અને બારી પાસે જઈને ઉભો રહ્યો. તે વખતે મધ્યરાત્ર વીતિ જવાથી ચારે તરફ શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતુ. માત્ર દૂર–દૂરથી રાત્રે ફરવા નીકળેલા સિપાહીઓના ખોખારા સંભળાતા હતા. શુકલપક્ષની રાત્રિ હોવાથી શુભ્ર જ્યોત્સ્નામાં સાભ્રમતિનું મનોહર દ્રશ્ય, કિનારાપરનાં દેવાલય અને પૂલ સ્પષ્ટ રીતે જણાતાં હતાં. મંજૂલ સ્વરે વહી રહેલી **સાભ્રમતિ**ના પાણીની છાતી ઉપર ચંદ્રમા ઝૂલી રહ્યો હોય તેમ પ્રવાહની સાથે ઉંચો નીચો ઉછળી રહ્યો હતો, અને પૂલ, આજૂબાજૂની વૃક્ષરાશી તથા દૂરથી જણાતું ગુજરાત કૉલેજનું મકાન જાણે એ ધવલ ચાંદનીમાં સ્નાન કરી રહ્યા હોય તેમ લાગતું હતું. એ દ્રશ્ય જોઈ **વિહારી** ક્ષણભર શાન્ત બની ગયો, ત્હેને લીધે ત્હેના વિચારો એક સ્થળે ઠરી ઠામ થવાથી ત્હેનું મન પણ શાન્ત થયુ !

" એમ થાય તો જ હું સુખી થાઉં અને પિતાજીની ઇચ્છા પણ પૂર્ણ થાય. " બારી પાસેથી પલંગ તરફ આવતી વખતે વિહારીના મુખમાથી એ વાકય સરી પડયું. પલંગ તરફ નહિ જતાં તે પાછો ખુરશી ઉપર જઈને બેઠો. ત્હેનું મન કંઈક સ્વસ્થ થયેલું હોવાથી હવે ત્હેના વિચાર ક્રમાનુસાર આવવા લાગ્યા. ત્હેને લાગ્યુ કે, " **નરેન્દ્ર**ની સાથે નક્કી કર્યા પ્રમાણે જો **વીણા** જેવી સુશિક્ષિત ભાર્યા મ્હને મળે તોજ મ્હારી સઘળી આશાઓ નિઃશંક ફળિભૂત થાય. બાલ્યાવસ્થામાં અમે સાથે ઉછરેલાં હોવાથી ત્હેના અને મ્હારા વિચારો થોડા સમયમાં જ પરસ્પરને અનુકૂળ

થઈ શકે. હું ત્હેને જાતેજ શિક્ષણ આપીને ડૉક્ટર બનાવું અને અમે બન્ને પતિ–પત્ની પછી મનફાવે તેટલી અને તેવી રીતે સમાજસેવા કરી શકીએ. તે ખુબસુરત છે, નિરોગી છે અને વળી મ્હારા વિચાર પ્રમાણે પ્રૌઢ વિવાહ-ને યોગ્ય કન્યાનું જેટલું વય હોવું જોઇએ તેટલુંજ ત્હેનું વય પણ છે. આમ બધી બાબ્તે તે યોગ્ય હોવાથી ત્હેના સહવાસથીજ હું સર્વ વાતે સુખી થઈશ એવી મ્હારી ખાત્રી છે."

વળી વિહારી ખુરશીમાંથી ઉઠયો અને ફરીથી ઓરડીમાં ટહેલવા લાગ્યો. "જો એમ થાય તો નિઃસંશય હું સુખી થાઉં અને પિતાજીની ઇચ્છા પણ પૂર્ણ થાય." પુનઃ ત્હેની વિચારમાળા શરૂ થઇ. "કુંજભવન બીજા કોઇના તાબામાં ન જાય એવું મ્હને પણ લાગે છે! મ્હારી વ્હાલી માતાના સ્મરણાર્થ તે અમારા જ તાબામાં રહેવો જોઇએ. ખરેખર, મ્હારી માતાના સ્નેહની ખાતરજ પિતાજી અત્યારે પ્રતાપરાયને સાઠ–સીત્તેર હજાર રૂપીઆની મદદ આપવા તૈયાર થયા છે. ત્હેઓ અમારી મદદ નહિં લે, પણ જો વીણાની સાથે મ્હારાં લગ્ન કરવાનું નક્કી થાય તો પછી એ મદદ લેવામાં ત્હેમને હલકું ન લાગે. પણ એમ કરવા કરતાં જો આગળથી સાઠ હજાર રૂપીઆ આપ્યા હોય તો પ્રતાપરાય પહેલાંનું વેર વીસરી જાય અને વીણા સાથેના મ્હારા લગ્નની બાબતમાં સમ્મતિ આપે; તથા ત્હેમનું રૂણ પણ ભરપાઇ થઈ જાય. અને જો એમ થાય તો પિતાજીની ઇચ્છા પ્રમાણે 'કુંજ-ભવન' બીજા કોઇના હાથમાં ન પણ જાય."

આમ વિચાર કરીને વિહારી ફરીથી પલંગ ઉપર પડયો. તે વખતે અરૂણોદયનો સમય થયો હતો. તેથી પ્રાતઃકાળના ઠંડા વાયુનો શરીરને સ્પર્શ થતાંજ ત્હેને એકદમ ઉંઘ આવી ગઇ.

એ દિવસે વિહારી હમેશ કરતાં મોડો ઉઠયો; અને શૌચમુખમાર્જનાદિ કરી ચ્હા લીધો. તે વખતે વિલસુ અને શંકર ત્યહાંજ હતાં. વિહારી ચ્હા પીતો હતો તે વખતે વિલસુ તરફ જોઇને શંકરે કહ્યું: "મ્હોટાભાઇ, આજ વિલસુ બ્હેનને નિશાળે મૂકવા વિષેની નરેન્દ્રભાઇને વાત કરવા તથા એમની સમ્મતિ પૂછવા માટે ત્હમે જશો કે નહિં?"

"હા, હા. આ ચ્હા પીને હું ત્યહાંજ જવાનો છું, અને મ્હને ખાત્રી છે કે નરેન્દ્ર તે વાતમાં હા જ પાડશે; અને બે દિવસ પછી- પહેલી તારીખથીજ વિલસુ નિશાળે જવા લાગશે. કેમ વિલસુ બ્હેન, એ ને ત્હારી મરજી?"

" હા, હા. " વિલસુએ સમ્મતિ દર્શાવી.

તે પછી કપડાં પહેરી વિહારી બહાર નીકળ્યો. નરેન્દ્ર પાસે આજ એને બે કામ હતાં. એક તો પોતાનુંજ—જેને માટે હ્હેણે લગભગ આખી રાત વિચાર કર્યો હતો તે મૂખ્ય કામ—અને બીજું, વિલસુને કૉલેજમાં મોકલવાનું. તે ધીમે ધીમે શહેરના મુખ્ય રસ્તા તરફ વળ્યો. નરેન્દ્ર ખાડીયામાં રહેતો હતો અને રીચીરોડ ઉપરથી માણેકચોક આગળ થઇને ખાડીઆમાં જતાં વચ્ચે ' કુંજ—ભવન ' બંગલો આવતો હતો. લગભગ તે ત્રણ ચાર વર્ષથી એ રસ્તે ગયો નહોતો. માણેકચોકમાં જવાનું હ્હેને કંઇ ખાસ કામ નહોતું પડતું. નરેન્દ્રને ઘેર જવું હોય તો તે હમેશાં રીચીરોડ ઉપર થઇને બાલા હનુમાનને ખાંચેથી જતો; પરંતુ આજ તો ખાસ માણેકચોકમાં થઇને જવું એવી હ્હેને ઇચ્છા થઈ. તે રસ્તે વળતાંજ પ્રત્યેક સ્થાન પોતાને પરિચિત લાગવા માંડયું. થોડા વખતમાં તો તે ' કુંજ—ભવન' પાસે આવી પહોંચ્યો. બહારથીજ બંગલામાં પુષ્કળ અવ્યવસ્થા દેખાતી હતી; તોપણ ઘણા સુખથી તે બંગલામાં બાળપણ ગાળેલું હોવાથી ત્ય્હાંની પ્રત્યેક વસ્તુ હ્હેને બાલ્યાવસ્થાનું સ્મરણ કરાવતી હતી. એટલામાં એક વ્યક્તિ બંગલામાં પ્રવેશતી હ્હેની દૃષ્ટિએ પડી. તે વ્યક્તિ બીજી ત્રીજી કોઇ નહિં પણ આપણા પ્રતાપી કનકરાય હતા. ભાઇની સ્વારી જમનાના ઘેરથી સીધીજ ત્ય્હાં આવી હતી. આખી રાત હ્હેના સહવાસમાં ગાળ્યા પછી અત્ય્હારે ચોરની માફક મ્લાન વદને એ ભાઇ સીધા ઘર તરફ આવ્યા હતા.

તે પછી વિહારીની દૃષ્ટિ ઉંચે ગઈ તો અટારીમાંજ કઠડાને હાથ ટેકવી વીણા ઉભેલી જણાઇ. હ્હેના એક હાથમાં પુસ્તક હતું અને બીજો હાથ કઠેડાને ટેકવેલો હતો. વિહારીએ જે વખતે ઉંચે જોયું તેજ વખતે બરોબર વીણાએ નીચે દૃષ્ટિ નાખી, અને કોઈ અકલિત ઘટનાના બળે ઉભયની દૃષ્ટિ ક્ષણભર એક થઈ ગઈ. વીણાએ જો કે વિહારીને બે ચાર વર્ષથી જોયો નહોતો, તોપણ હ્હેની નજર નીચે પડતાંજ વિહારીને તે ઓળખી શકી, અને બન્નેની દૃષ્ટિ એક થઈ કે તુરત તે અંદર જતી રહી. તે સાથેજ આખું વિશ્વ જાણે અંધકારમાં ડૂબી જતું હોય હ્હેવો વિહારીને ભાસ થયો. હ્હેને એવો વિચાર થયો—અકલ્પિત રીતે હ્હેના મનમાં એવી કલ્પના થઈ આવી એજ વીણા માટે હ્હેના મનમાં ઉદ્ભવેલા શુદ્ધ પ્રેમનો ખેલ હતો. "!she is sure to bring me happi ness !" ( ખાત્રીથી તેજ મ્હને સુખ આપશે!) એમ બડબડતો તે પોતાની એવી સ્થિતિ રસ્તે

જતા આવતા કોઈ ન કળી શકે માટે એકદમ ત્હાંથી ચાલવા માંડયો. નરેન્દ્ર-નું ઘર ત્હાંથી ઘણે દૂર નહોતું.

વિહારી રેન્દ્રના ઘેર ગયો તે વખતે ચ્હા પીને તે ચિર વિયોગ દુઃખમાં પડનાર પોતાની પત્ની પાસે આગલા દિવસે આવેલા 'હિન્દુસ્થાન'-માંથી મહાત્મા ગાંધીજીની સરદારી નીચે ખેડા જીલ્લામાં શરૂ થયેલા સત્યાગ્રહના સમાચાર વાંચતો હતો. ગરીબ અને અભણ ગણાતા ગામડીયા ખેડૂતો, શૂરા સત્યાગ્રહીઓ સ્વરૂપે ગુજરાતનું કેવું ઉજળું પાણી બતાવી રહ્યા હતા, સત્ય વચનના ટેકની ખાતર સરકારી અમલદારો દ્વારા પડતાં અસહ્ય દુઃખ કેવી દ્રઢતાથી સહન કરી રહ્યા હતા, પોતાના વ્હાલાં ઢોર–ઢાંખર અને રાચરચીલાં જપ્તીમાં સપડાતાં જોઈ કેવા હર્ષઘેલા થતા હતા, અને ત્હેમની અભણ પણ ટેકીલી સ્ત્રીયો તે કાર્યમાં કેટલી મદદ કરી રહી હતી, એ શૂરી ખેડૂતાણીઓને સત્યને ખાતર પાનો ચડાવવામાં શ્રીમતી કસ્તુરબા અને શ્રીમતી અનસુયા બ્હેન કેવા કેવા પ્રયત્નો કરી રહ્યાં હતા, વગેરે વાતો રસભેર સંભળાવતો હતો–સ્હમજાવતો હતો. વિહારી ત્હાં ગયો અને મણીની પ્રકૃતિના સમાચાર પૂછી બાજૂમાં પડેલી ખુરશી ઉપર બેઠો.

નરેન્દ્ર આજ કંઇક આનન્દમાં હતો, કારણ મણીને સ્હવારથી સારી હુંશીયારી આવેલી જણાતી હતી. પરંતુ એ ભલા હૃદયના ભાઇને ઓછીજ ખબર હતી કે, નિર્વાણ થતા દીપકના વધતા જતા તેજ જેવી મણીની આજની હુંશિયારી હતી. અરેરે ! ટૂંકી દૃષ્ટિનાં મનુજબાળો પ્રભુપ્રેરણાને આગળથી શી રીતે સ્હમજી શકે ? અને જો સ્હમજી શકે તો આ જગતનું અસ્તિત્વ પણ શી રીતે ટકે ?

"આજ એને ઠીક લાગે છે." એમ વિહારી સાથે વાતચિત કરતો નરેન્દ્ર દિવાનખાનામાં આવ્યો. બન્ને મિત્રો એક કૉચ ઉપર બેઠા. ધીમે ધીમે વિહારીએ વિલસુને નિશાળે મોકલવાની રચેલી યોજના કહી સંભળાવી. તે સાંભળી રહીને નરેન્દ્રે કહ્યું: "ત્હારો આ વિચાર મ્હને ઘણોજ પસંદ છે. તું કહે છે તે પ્રમાણે બે ચાર વર્ષમાં તે 'નર્સિંગ', 'મિડવાઇફરી' ના કામમાં નિપુણ થશે એટલે ત્હારા ધંધામાં ત્હેનો ઘણોજ ઉપયોગ થઈ શકશે, અને ત્હેનું આયુષ્ય ત્હેને એટલું કષ્ટમય પણ નહિં લાગે. ખરેખર, વિહારી, વિલસુ તરફ જોઉ છું ત્હારે મ્હને એની અત્યંત દયા આવે છે. બિચારીનું કેવું નસિબ ! આટલી ન્હાની વયમાં ત્હેને વૈધવ્યપ્રાપ્તી થાય એ કેટલું ખરાબ ? ખરૂં કહીએ તો એવી બાળવિધવાઓનાં પુનર્લગ્ન થવાં જ જોઇએ."

" એ વાતનો પણ આપણે ધીરે ધીરે વિચાર કરીશું. પણ નરેન્દ્ર, હું મ્હારા પોતાને માટે ત્હને એકાદ વાત કહું તો તું મ્હારી મશ્કરી તો નહિં કરે ને ? "

" શા માટે ! શું કંઇ વળી લગ્ન–બગ્નની વાત છે કે શું ? "

" હા. છે તો એવીજ જાતની વાત ! "

" વાહ ! તો પછી એવા મહત્વના વિષય ઉપર હું મશ્કરી કરીશ એવું ત્હને કેમ લાગ્યું ? તું જો ન્હાનકડો છોકરો કે એકાદ ઢીંગલી જેવડી છોકરી હોત તો વખતે એ વાતથી મ્હેં મશ્કરી કરી હોત; પરંતુ ત્હારી પોતાની જવાબદારી ઉપર આ પ્રૌઢવિવાહ થવાનો છે, તો એનુ મહત્વ લક્ષ્યમાં લેવું જ જોઇએ. "

" વારૂ. પણ પ્રતાપરાય દેસાઇના કુટુમ્બ વિષે ત્હારો શો મત છે ? "

" વિહારી, એમના ઉપર તો દેવાનો ડુંગર થઇ ગયો છે. એમનો ચિરંજીવી પણ પોતાનાજ ઠાઠમાં મશગુલ છે. તે દિવસે ત્હેં એને જોયો છે સ્તો ! બે વર્ષથી પ્રિવિયસ ક્લાસમાંજ રખડયા કરે છે. પણ એની બ્હેન વીણા સ્વરૂપવાન અને હુંશિયાર છે. " નરેન્દ્રે વિહારીના મનનું વલણ સ્હમજી વીણાની વાત છેડી.

" ત્હેના વિષે ત્હારો શો અભિપ્રાય છે ? " પોતાને ગમતા વિષયની વાત નીકળતાં વિહારીએ પૂછયું.

" કેમ ભલા ? શું એના માટેજ તપાસ ચાલે છે કે શું ? "

" હા છે તો કંઇક એવુંજ. " એમ કહીને વિહારીએ તે સમ્બન્ધમાં પોતાના મનના સઘળા વિચારો નરેન્દ્રને કહી સંભળાવ્યા.

તે સઘળી વાત ચિત્ત દઇને સાંભળ્યા પછી કેટલાક વખત સુધી વિચાર કર્યો ને નરેન્દ્રે કહ્યું: " તું કહે છે તે પ્રમાણે એ વિવાહ ત્હને સુખાવહ થઇ પડશે, એવું મ્હને પણ લાગે છે. વીણા સારી રીતે શીખેલી છે, સશક્ત છે, પ્રૌઢ છે અને વળી ત્હમારી સમ્બન્ધી છે. એ બધી વાત અનુકૂળજ છે. તેથી જો એ સંબંધ થાય તો ગુણવંતલાલની ઇચ્છાનુસાર બંગલો કબજામાંજ રહેશે, અને વળી ક્ષુલ્લક કારણસર ત્હમારી વચ્ચે ઉપસ્થિત થયેલ ટંટો પણ નાશ પામશે એ ઓછા આનન્દની વાત નથી. "

તે પછી પણ કેટલાક વખત સુધી તેજ વિષય ઉપર બન્ને મિત્રો વચ્ચે વાર્તાલાપ ચાલ્યો, તે પછી વિહારી ત્યાંથી ઉઠયો. એટલામાં વનલતા ચહા લઇને આવી. ત્હેને જોઇને નરેન્દ્રે કહ્યું: " વનલતા, હવે થોડાજ વખતમાં વિહારી આપણને મિષ્ટાન્ન જમાડવાનો વિચાર કરે છે. "

વનલતા એ કટાક્ષ તુરત સ્હમજી ગઇ અને હસતાં હસતાં બોલી: "ખરી વાત છે વિહારીભાઈ? એટલી ભાગ્યવાન બાળા કોણ છે? ત્હેનું નામ તો કહો!"

જૂના સમયમાં પતિ પત્નીનું નામ દે કે પત્ની પતિનું નામ લે તે ઠીક ગણાતું નહતું; અને જો કોઇ યુવાન દંપતિ હજી પણ જૂના મંડળના સાંભળતાં એ સાહસ કરે તો ત્હેમને લાજ વિનાનાં કહી નીંદવામાં આવે છે; પરંતુ આજ કાલની તરૂણ મંડળીમાં ત્હેને માટે કોઇ જાતનો બાધ ગણાતો નથી. તેથી વનલતાએ પૂછ્યું કે તુરત વિહારીએ હસતાં હસતાં જ કહ્યું: "બ્હેન, એનું નામ મ્હારી **વીણા**..."

"તે ત્હારી **વીણા** તો ખરી પણ ત્હેનું નામ કહીશ કે નહિં? શું એમ કરતાં ત્હને લાજ આવે છે?" વિહારીએ મશ્કરીમાં **વીણા** કહ્યું હશે એમ સ્હમજીને વનલતાએ ફરીથી પૂછ્યું.

"લાજે છે કોણ! કહ્યું તો ખરૂંસ્તો કે એનું નામ **વીણા**."

"**વીણા**! એ કઈ? પ્રતાપરાય દેસાઈની વિણા? તો પછી શું કહેવાનું? એતો ત્હમારા સંબંધમાંનીજ છે ને શું? પણ વિહારીભાઇ, લોકો કહેછે કે તે જરા અભિમાની અને મિજાજી છે."

"એમ હશે તો પણ શું? વીણા–વિહારીની જોડી જામ્યા પછી વીણાનો મિજાજી સ્વભાવ પણ હાં હાં કરતામાં બદલાઇ જશે." નરેન્દ્રે વચ્ચેજ ખુલાસો કર્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

### ન્હાની ભૂલનું ભયંકર પરિણામ.

જે ઉગ્યું તે આથમે, ફુલ્યું તે કરમાય;
એહ નિયમ અવિનાશનો, જે જાયું તે જાય.

નરેન્દ્રના આગ્રહથી વિહારી રજા લીધા પછી ત્યહાંથી ઉઠ્યો. જતાં જતાં ત્હેણે મણીના પલંગ તરફ ડોકીયું કરી જોયું. ને સાથેજ ત્હેના મનમાં ધ્રાસ્કો પડ્યો. થોડા સમય પહેલાંજ ત્હેણે એને જોઈ હતી, અને

એટલી વારમાં ત્હેની ચર્યામાં ત્હેને વિલક્ષણ ફરક પડેલો જણાયો. વિહારી-ને માત્ર પ્રમાણપત્ર મળ્યું નહોતું, તોપણ તે ડોકટરજ હતો—ડોકટરની પદ્દી મેળવવાની છેલ્લી પરીક્ષા તે પસાર કરીનેજ આવ્યો હતો. મણીના ચહેરા તરફ જોતાંજ ખરી સ્થિતિ તુર્તજ ત્હેના કળવામાં આવી. તે એના ખંડમાં ગયો અને ઓઢેલું વસ્ત્ર દૂર કરી ત્હેની છાતી ઉપર હાથ મૂકયો. નાડી જોઈ અને ફરીથી છાતી ઉપર હાથ મૂકયો.

એકદમ ત્હેણે નરેન્દ્રને બૂમ મારી કહ્યું: " નરેન્દ્ર, ડૉકટરને બોલાવી આવ. જા—દોડ— "

આશ્ચર્ય સ્થંભિત થઈ નરેન્દ્ર તે વખતે ઉન્માદીની માફક વિહારી તરફ જોઈ રહ્યો. વનલતા દોડતી દોડતી મણીના પલંગ આગળ આવી. ત્હેને પણ મણીનું વદન વિલક્ષણ જાતનું લાગ્યું. એકદમ તે આવી તેવી દોડતી માતાને બોલાવવા પાછી ગઈ. ટેબલ ઉપર પડેલી બે ચાર શીશીઓ-ના બુચ ઉઘાડી વિહારીએ વાસ લઈ જોયો. તે એકાદા ઔષધનું નામ લઇને તે ઔષધ છે કે નહિં એવું નરેન્દ્રને પૂછતો હતો, પરતુ નરેન્દ્ર બ્હાવરો બનીને ત્હેની તરફ અચળ દ્રષ્ટીએ જોઈજ રહ્યો હતો. એટલામાં વિહારીને જે ઔષધ જોઈતું હતું તેની શીશી મળી. એકદમ મણીની છાતી ઉપરથી વસ્ત્રપટ દૂર કરી ત્હેણે તે ઔષધ ચોળવાની શરૂઆત કરી. એટલામાં ગોદાવરી અને વનલતા અંદર આવ્યાં. વૃદ્ધ ગોદાવરી તો રડતી રડતી જ અંદર આવી. તેથી ત્હેમની તરફ ફરીને વિહારીએ કહ્યું: " બા, ત્હમે અત્ય્હારે આવી ગરબડ કરશો નહિં. વનલતા, જરા આ ઔષધ એના પગ-ના તળીએ ચોળજો. નરેન્દ્ર, એકદમ ડોકટરને બોલાવવા જા. તે–તે મરવાની અણી ઉપર છે. "

" તે મરવાની અણી ઉપર છે " એ શબ્દ સાંભળતાંજ નરેન્દ્રનું ચિત્ત ઠેકાણે આવ્યું, અને એકદમ ડૉકટરને બોલાવવા દોડયો. વનલતા અને ગોદાવરી ત્ય્હાંજ હતાં. વિહારીએ વનલતાને ગુણવંતલાલને બોલાવવા માટે માણસને દોડાવવાનું કહ્યું.

થોડીવારમાં ડૉકટરને બોલાવીને નરેન્દ્ર આવ્યો, અને ત્હેની પાછળ-જ ગુણવંતલાલ પણ આવ્યા.

ડૉકટરે રોગી તરફ જોતાંજ મ્હોં કણસાણું કર્યું. ત્હેણે માત્ર નામનીજ નાડી જોઇ અને વનલતાને ત્હેના પગે દવા ચોળતી જોઇ ત્હેણે કહ્યું: " અરે.

એકદમ મરણના પંથે છે. ત્હેને હવે ત્રાસ આપશો નહીં. હવે ત્હેને શાન્ત-પણે મરવા દ્યો ! "

ડૉકટરનું એ વાકય પૂરૂં થયું ન થયું ત્યહાંતો મણીને છેવટનું એક ડચકું આવ્યું અને તે સાથેજ ત્હેનો પ્રાણવાયુ પંચમહાભૂતમાં જઇને ભળી ગયો !!!

*          *          *          *

આ બનાવ બન્યાને આજ પંદર દિવસ થઈ ગયા છે. એટલા દિવસમાં નરેન્દ્ર ઘરમાંથી બહાર પણ નીકળ્યો નથી. પરંતુ આજ આશ્રમમાં જઇને પછીથી વિહારીના ઘર તરફ જવાનો ત્હેણે વિચાર કર્યો હતો. એ શિવાય ગુણવંતલાલ પાસે પણ એને એક જરૂરનું કામ હતું. કારણ તે દિવસે સ્હવારે એક અસીલ ત્હેની પાસે સલાહ લેવા આવ્યો હતો. તે અસીલે પ્રતાપરાય દેસાઇને 'કુંજ–ભવન' ઉપર કેટલીક રકમ ધીરી હતી. તે રકમની મુદત પૂરી થઈ જવા આવી હતી છતાં પણ પ્રતાપરાય તે રકમ પાછી વાળી શકયા નહોતા, અને તે પાછી મળે એવી કઈ આશા પણ નહોતી માટે પોતાનાથી તેમનાં ખેતર–પાદર અને બંગલો વેચી શકાશે અથવા ત્હેમાં ઈનામદારીની સનદની કાંઈ ભાંજગડ ઉભી થશે તે વિશે સલાહ પૂછવા માટે અસીલ નરેન્દ્ર પાસે ગયો હતો. નરેન્દ્રે કાગળ–પત્રો જોઈ ત્હેને યોગ્ય સલાહ આપી પોતાની ફી લીધી. ત્હેણે પોતાના કૂળને કહ્યું કે; " પ્રતાપરાયની જમીન જાગિર કે બંગલો વેચવામાં સરકારનો નિયમ આડો નહિ આવે. " પરન્તુ તે વખતેજ નરેન્દ્રના મનમાં બીજો વિચાર ઉપસ્થિત થયો. પંદર દિવસ પહેલાંજ વિહારીએ ત્હેને ગુણવંતલાલની ઇચ્છા જણાવી હતી. તેથી પોતાના કૂળને આપેલી સલાહથી ગુણવંતલાલને વાકેફ કરી ત્હેમની ઇચ્છા પ્રમાણે 'કુંજ ભવન' બીજાના હાથમાં ન જાય ત્હેવી તજવીજ કરવાનું ત્હેમને કહેવું એજ ગુણવંતલાલને મળવાનું કારણ હતું.

બપોરે તે 'સત્યધર્માશ્રમ'માં ગયો. તે વખતે સ્વામી 'નિર્ણયસિંધુ' ગ્રન્થ વાંચતા હતા, અને ભારતીમૈયા ત્હેમની પાસે બેઠાં હતાં. નરેન્દ્ર-ને આવેલો જોઇને સ્વામીજીએ ગ્રંથ બંધ કરીને બાજૂએ મૂકયો, અને ત્હેની સાથે વાર્તાલાપમાં રોકાયા.

થોડોક વખત ઔપચારિક વાતચિત થયા પછી સ્વામીએ કહ્યું: " ઈશ્વર જે કરે છે તે આપણા ભલા માટે કરે છે, એવું માનીને આપણે દરેક સ્થિતિમાં સુખી રહેવું જોઇએ. પરન્તુ આ વેદાન્ત વિચાર બાજૂએ મૂકીને આપણે વિચાર કરીએ તો ત્હમને થયેલ નુકશાન કદી પણ ભરપાઇ

ન થઈ શકે એવુંજ થયું છે એમ કહેવું પડે છે. બિચારી મણી, સંસાર-સુખના લગારે અનુભવ વિના તરૂણાવસ્થામાંજ ગઇ ! નરેન્દ્રરાય, ત્હમે સુશિક્ષિત છો, તેથી હું હમણાં ત્હમને જે વાત કહેવાનો છું તેથી ત્હમને ખોટું નહિં લાગે, અથવા તો હું ત્હમને દુઃખ ઉપર ડામ દઉં છું એવું પણ ત્હમે નહિં સમજો, એમ મ્હને લાગે છે. "

નરેન્દ્રે વિનય પૂર્વક કહ્યું: " અરે એવું તે હોય ! સ્વામીશ્રી જે કંઈ કહેશે તે સઘળું મ્હારા હિતનુંજ હશે એવી મ્હારી ખાત્રી છે; તો પછી ત્હેમાં ખોટું લાગવાનું કારણ જ નથી. "

સ્વામી: " પરંતુ કેટલીક એવી વાતો હોય છે કે તે સમય અને સ્થિતિ જોઇને કરવી પડે છે. આપનાં પત્ની સ્વર્ગવાસી થયાને હજી પૂરા પંદર દિવસ પણ નહિં થયા હોય, એવામાં એજ વિષય ઉપર વાત કરવી એ ત્હમને દુઃખની સ્મૃતિ કરાવવા જેવું થાય. પરન્તુ હું જે વાત કરવા માગું છું તે કેવળ નિરાળી દૃષ્ટિથીજ કરૂં છું. ત્હમારાં પત્ની સંબંધે સઘળી હકીકત મ્હને મૈયા તથા વિલસુ પાસેથી મળી છે. તે ઉપરથી મ્હને એવું લાગે છે કે પોતાને સુશિક્ષિત કહેવાડનારા તરૂણોના હાથે કેટલીક દેખીતી ક્ષુલ્લક ભૂલો થાય છે, પરંતુ છેવટે ત્હેનું પરિણામ ઘણુંજ ભયંકર આવે છે. ત્હમારાં પત્ની વિષે હું જ્યહારે વિચાર કરૂં છું ત્યહારે મ્હને એવું લાગે છે કે મણી તે ત્હમને ખરેખર એક મણી–રત્ન–જ સાંપડયું હતું. પરંતુ તે રત્નની ત્હમને કિમ્મત સમજાઇ નહોતી. "

" આપનું કહેવું ખરૂં છે. મ્હને તે રત્નની ખરી કિમ્મત ઘણીજ મોડી સ્હમજાઇ. " ગદગદિત સ્વરે નરેન્દ્રે કહ્યું: "અમારાં લગ્ન થયા પછી ત્હેને અંગ્રેજી આવડતું નથી અને શિખવાની ત્હેની ઇચ્છા પણ નથી એવું મ્હને સ્હમજાયા પછી મ્હને સમ્પૂર્ણ નિરાશા થઈ. ત્યહારથીજ હું ત્હેની સાથે ખુલ્લા દિલે વર્ત્તતો નહિ. તે અંગ્રેજી શિખે, મ્હારી સાથે અંગ્રેજીમાંજ વાતચિત કરે અને મ્હારી સાથે બહાર ફરવા આવે એવી તે વખતે મ્હારી ઘણીજ ઇચ્છા હતી. પરંતુ મ્હારી તે ઇચ્છા ફળિભૂત થતી નથી, એવું લાગતાંજ ત્હેના સંબંધમાં મ્હારૂં મન ઘણુંજ નિરાશ થયું. સ્વામીજી, જો હું માથાનો ફરેલ હોત તો તે નિરાશાના આવેશમાં કદાચ મ્હેં ત્હેનું નામ લેવું પણ મૂકી દીધું હોત. પરંતુ હું છેક એટલો બધો અવિચારી નહોતો. ફક્ત આપણને એનાથી સુખ મળનાર નથી એમ સ્હમજીને હું એની સાથે કામ પુરતીજ વાત કરતો. પરંતુ મ્હારા એ વર્ત્તનમાં પડેલ ફરક તે સ્હમજી ગઈ તેથી છેવટ સુધી મ્હને પ્રસન્ન કરવાના પ્રયત્નો કરતી હતી. ત્હેના

એ પ્રયત્નો મ્હારા લક્ષમાં પણ આવતા; પરંતુ હું જ તે તરફ જાણી જોઇને દુર્લક્ષ કરતો. એ એકજ ભૂલનું આ ઘોર પરિણામ આવ્યું. એને પિયરમાં જે શિક્ષણ મળ્યું હતું તે ખરેખર સમ્પૂર્ણ હતું. પરંતુ તે શિક્ષણનો યોગ્ય ઉપયોગ કરવા માટે જે બુદ્ધિસામર્થ્ય જોઇએ તેજ માત્ર ત્હેનામાં વિકાસ પામ્યું નહોતું. પરન્તુ મ્હને લાગે છે કે જો મ્હેં વારંવાર ત્હેની સાથે વાદ–વિવાદ કર્યો હોત, ત્હેની સાથે હું પ્રેમથી વર્ત્યો હોત, તો ખાત્રીથી ત્હેની બુદ્ધિનો વિકાસ થઇને તે એક અદ્વિતીય સ્ત્રી બની હોત. પરંતુ ત્હેમ થઈ ન શક્યું તેજ મ્હારૂં દુર્દૈવ! ત્હેના નીતિવિષયક વિચાર ખરેખર ઉત્કૃષ્ટ હતા. પરંતુ બુદ્ધિનો વિકાસ થયેલો ન હોવાથીજ પરપુરુષને માંદગીમાં ડૉકટરને પણ–પોતાની કાયા બતાવવી એ પાપ છે, એવી ત્હેની પહેલેથીજ પ્રમાણિક માન્યતા હતી."

**સ્વામી**: "વળી અંગ્રેજી નહિં શિખવાનાં કારણ પણ ત્હેણે ત્હમને કહ્યાં હતાં ને?"

**નરેન્દ્ર**: "હાજી."

**સ્વામી**:–"અને ત્હમને પ્રસન્ન કરવાના પ્રયત્ન પણ ત્હેણે કર્યા હતા. એમ હોવા છતાં પણ ત્હમે ત્હેની તરફ દુર્લક્ષ્ય કર્યું એજ ત્હમારા હાથે થયેલી પહેલી અક્ષમ્ય ચુક! આજ કાલના બદલાયલા મનુ પ્રમાણે પોતાની પત્નીને અંગ્રેજી આવડતું ન હોય, કે ગાતાં–વગાડતાં આવડતુ નહોય અથવા નાટકી ઢબથી ચાલતાં આવડતું નહોય એવી ક્ષુલ્લક વાતો તરફ લક્ષ્ય આપીને આજકાલ કેટલાક તરૂણો મગજમાં કઇના કંઈ વિચારો ભરી પોતાની નિર્દોષ–ગુણવતી પત્નીઓનો ત્યાગ કે તિરસ્કાર કરે છે. પરંતુ ત્હેઓની એ કેટલી ગાંડાઈ છે! જ્હેની સાથે જન્મપર્યંત રહેવા આપણે લગ્નથી બંધાયા, ત્હેના એકાદ નજીવા અવગુણ માટે ત્હેનો ત્યાગ કરવો કે ત્હેનો અવગુણ દૂર કરવાનો પ્રયત્ન કરવો? નરેન્દ્રરાય, ત્હમે ત્હમારાં પત્નીમાં બુદ્ધિવિકાસની જે ઉણપ હતી એમ કહોછો, તે તુરતાતુરત દૂર કરવાનો પ્રયત્ન કર્યો હોત તો ત્હેને યોગ્ય સ્હમજણ થઇ હોત અને નીતિ–અનીતિ વિશેની ત્હેની ખોટી કલ્પનાઓ નીકળી જઇ, માંદગીમાં ત્હેણે યોગ્ય ઔષધોપચાર કરવા દીધો હોત."

**નરેન્દ્ર**: "ખરેખર, આપ કહોછો તેમજ થયું હોત, સ્વામિશ્રી."

**સ્વામી**: "નરેન્દ્રરાય, ત્યહારે ત્હમેજ વિચારો: દેખાવમાં આ તદ્દન નજીવી જણાતી વાત કેટલી વિચાર કરવા જેવી છે વારૂ! ધારો કે, એકાદ

વિવક્ષિત વસ્તુ ખરીદવા આપણે બજારમાં જઇએ છીએ, પરંતુ ત્હાં આપણી ઇચ્છા વિરૂદ્ધ તે વસ્તુ આપણને મળે એવો તો કંઇ નિયમ હોતો નથી ને ? એવે સમયે આપણને તે વસ્તુની જરૂર હોય છે એટલે જેવી મળી શકે ત્હેવી વસ્તુ આપણે ખરીદ કરીએ છીએ; અને ઘેર આવ્યા પછી તે વસ્તુમાં બની શકતો ફેરફાર કરીને આપણે આપણું કામ ચલાવીએ છીએ. કેટલેક પ્રસંગે નાઇલાજે લીધેલી એકદમ ખરાબ વસ્તુ પણ ઘેર લાવીને સુધાર્યા પછી એટલી બધી ઉત્તમ બને છે કે આપણને સ્હેજે ત્હેને માટે અભિમાન ઉત્પન્ન થાય છે. એવી જાતનો જ પ્રશ્ન લગ્ન સંબંધનો પણ છે. જગતમાં પ્રત્યેક મનુષ્યને ત્હેની ઇચ્છા પ્રમાણેનીજ પત્ની મળે અથવા તો ત્હેને માટે ત્હેનાં માતા–પિતા તરફથી એવી યોગ્ય બાળાજ પસંદ થઇ શકે, એવું બનતુ નથી. પોતાની ઇચ્છા પ્રમાણેની પત્નીનો લાભ તો સારા નશિબે માત્ર ઘણાજ થોડાઓને મળે છે. કેટલીક વખત કેટલાક સુશિક્ષિત યુવકોને પોતાના વડીલ વર્ગના આગ્રહને લીધે, પોતાને પસંદ ન હોય તેવી અશિક્ષિત કન્યા સાથે પણ લગ્ન કરવાં પડે છે. આવી સ્થિતિમાં લગ્ન થયા પછી કેટલાક સમયે તે પોતાને પસંદ નથી એ કારણસર ત્હેનો તે ત્યાગ કરી શકે કે ? જો એમ થાય તો ત્હેનું સુશિક્ષિતપણું ક્યહાં રહ્યું ? તથા લગ્ન સમયે લીધેલી પવિત્ર પ્રતિજ્ઞાઓનો અર્થ શો રહ્યો ? વાસ્તવિક રીતે તો ત્હેણે ત્હેમ નહિ કરતાં પોતાની પત્નીને પોતાના મત પ્રમાણે તૈયાર કરવી એમાંજ સુશિક્ષિતપણું રહ્યું છે. "

નરેન્દ્ર : " આપનું કહેવું અક્ષરશઃ સત્ય છે. "

---

## પ્રકરણ ૧૮ મું.

---

### મન ઉઘાડું કર્યું.

---

" કસમ લે લો તુમ્હારે ગૈરસે ગર હમકો ઊિફ્ત હો;
તુમ્હીપર જાન દેતે હંય, તુમ્હીં પર દમ નિકલતા હય.! "૧

૧ અર્થ:—જો ત્હમારા શિવાય બીજા કોઇની ઉપર અમને પ્રેમ હોય તો અમે સમ ખાઇએ. અમે તો ત્હમારા પરજ ફીદા છીએ અને ત્હમારા પરજ પ્રાણ નીકળે છે. "

વિહારીના વર્ત્તનમાં થોડા સમયથી પડેલો ફરક ગુણવંતલાલના સ્હમજવામાં આવ્યો હતો. તે હવે ખુલ્લા દિલથી કોઈની સાથે વર્ત્તતો ન હતો. કોઇ કોઇ વખત તે કલાકોના કલાકો સુધી બારી આગળ વિચાર કરતો ઉભો રહેતો, તો કોઈ વખતે પોતાના ખંડમાં એક સરખો તે ફર્યા કરતો જણાતો. જમવા માટે માણસ બબ્બે ચાર ચાર વખત બોલાવવા જાય ત્ય્હારે તો તે નીચે આવતો અને એક બે કોળીયા ખાઇને પાછો ઉપર જતો રહેતો. એ પ્રકાર ગુણવંતલાલના લક્ષમાં આવ્યો ત્ય્હારે ત્હેમને લગાર આશ્ચર્ય થયું, ને ત્ય્હારથી ત્હેમણે વિહારીના ઉપર બરાબર લક્ષ રાખવા માંડયું. એક બે વખત રાત્રે ઉઠીને તે ઉપર ગયા અને વિહારીની ઓરડીના બારણા આગળ કાન માંડીને ઉભા રહ્યા. તો અંદર વિહારી જાગતો હોય એવું ત્હેમને જણાયું. વિહારી ત્હેમનો એકનો એક પુત્ર હોવાથી ત્હેના ઉપર એમનો વિશેષ પ્રેમ હોય તે સાહજિક જ છે. એ રીતે તપાસ કર્યા પછી-ગુણવંતલાલે પુષ્કળ વિચાર કરી જોયા પછી તેમને એવું લાગ્યું કે ત્હેને પરીક્ષાના પરિણામ માટે ચિંતા થતી હશે. અને એજ કારણ ત્હેમને સયુક્તિક લાગવા માંડયું. નરેન્દ્રની પત્ની ગુજરી જવાથી પંદર દિવસથી તે એમની પાસે આવી શક્યો નહતો. નહિં તો ગુણવંતલાલે ત્હેની પાસેથી કંઇ પણ ખુલાસો મેળવ્યો હોત. છેવટે ગુણવંતલાલથી ના રહેવાયુ, તેથી આજ વિહારીને તે વિષે પ્રત્યક્ષ ખુલાસો પૂછવાનો નિશ્ચય કર્યો અને બપોરે વિલસુ તથા શંકર શાળામાં ગયાં તે પછી યોગ્ય સંધિ મળતાં ત્હેને પોતાની પાસે બોલાવ્યો.

વિહારી પિતાની પાસે આવ્યો એટલે પોતાની પાસે બેસાડીને ત્હેમણે કહ્યું: "વિહારી, આજે મ્હારે ત્હને કંઇક પૂછવાનું છે. તું હમણાં હમણાંનો આટલો બધો ચિંતાક્રાન્ત કેમ દેખાય છે? મ્હેં કાલ જોયું, પરમ દિવસે જોયું તો રાત્રે બબ્બે વાગ્યા ત્ય્હાં સુધી તું જાગતો બેસી રહે છે એમ જણાયું! તું આટલા બધા વિચાર તે શાના કરે છે? ત્હને શું પરીક્ષાની ચિંતા લાગી છે? અરે ગાંડા, આ વર્ષે નહિં તો આવતા વર્ષે પરીક્ષા અપાશે. ફરીથી—"

વિહારી: "મ્હને પરીક્ષાની એટલી બધી ચિંતા નથી."

"પરીક્ષાની નહિં ત્ય્હારે શાની છે?" ગુણવંતલાલે આશ્ચર્યથી પૂછ્યું: "હું તો સ્હમજતો હતો કે ત્હને પરીક્ષાની કાળજી લાગી હશે!"

"પણ પિતાજી, પછી પેલા 'કુંજ-ભવન' માટે ત્હમે કહ્યું હતું

ત્હેનું શું કર્યું ? મ્હારી પણ એવીજ ઇચ્છા છે કે તે બંગલો બીજા કોઈના તાબામાં ન જાય તો ઠીક. ”

“ એટલુંજ ને ? તો પછી એમાં શું છે ! જો ત્હારી એવી ઇચ્છા છે તો મ્હારી પણ એવીજ ઇચ્છા છે. પ્રતાપરાયને જોઇએ તો પાંચ-પચાસ હજાર આપું ! ”

“ પણ તે એમ લેશે નહિં. એનો સ્વભાવ—”

“ એનો પણ કોઇ રસ્તો શોધી કાઢું. ”

“ મ્હેં એક માર્ગ શોધી કાઢ્યો છે. પ...ણ...”

એટલું બોલીને વિહારી અટકી ગયો. હવે નાજુક વિષયનો પ્રશ્ન આવ્યો. ત્હેને ગુણવંતલાલે બે ત્રણ વચન પૂછ્યું, પરંતુ વિણાના સબંધમાં પોતાના મનમાં યોજેલા વિચારો વ્યક્ત કરવામાં ત્હેને સંકોચ લાગવા માંડ્યો.

છેવટે ગુણવંતલાલે કહ્યું: “ અરે વિહારી, ત્હેં માર્ગ શોધી કાઢ્યો છે તો પછી તે કહેવામાં તું આટલો બધો અચકાય શાને? ‘ કુંજ-ભવન ’ ત્હને આટલો બધો પ્રિય હોવાનું કારણ ત્હારી બાનો જન્મ ત્ય્હાંજ થયો હતો એજ છે. અને એટલાજ માટે તે મકાન ત્હારી મૃત-માતાના સ્મરણાર્થે આપણી પાસે રહે તો ઠીક એવું મ્હને લાગે છે. પણ તેમ બનવું શકય નથી. એટલે કંઇ નહિં તો પ્રતાપરાયના હાથમાંથી તે બીજાના તાબામાં ન જાય એવી મ્હારી ઉત્કટ ઇચ્છા છે. એ કુટુંબ પણ કંઈ પારકું નથી. જોકે હમણાં ત્હેમના અને આપણા વચ્ચે મતભેદ ચાલે છે,પણ—”

“ તે દૂર કરવાનો મ્હેં એક માર્ગ શોધી કાઢ્યો છે ! ” વિહારી વચ્ચેજ બોલી ઉઠ્યો.

“ તો પછી તે કહેને ! ”

વિહારીને તે યોજના કહેવી જ હતી; પરંતુ તે કાર્યમાં યુવકજન-સુલભ લજ્જા ત્હેને અટકાવતી હતી. તોપણ પિતાજીના અતિશય આગ્રહને લીધે વિહારી ધીરે ધીરે બોલવા લાગ્યો. અવનતશીરે જમીન તરફ દૃષ્ટિ ઢાળી રાખીને ત્હેણે વીણાના સંબંધમાં પોતે રચી રાખેલા વિચારો પિતાને કહી સંભળાવ્યા.

વિહારીની વાત એકચિત્તે સાંભળી રહ્યા પછી ગુણવંતલાલે આશ્ચર્ય-થી કહ્યું, “ વાહ ! આ માર્ગ તો સહુથી ઉત્તમ ! સુવર્ણ અને સુગંધ સાથે મળવા જેવું એ કાર્ય જો બને તો તેથી ત્રણ કામ સધાય. પ્રતાપરાય રૂણ-મુક્ત થાય, ‘ કુંજ-ભુવન ’ બીજાના હાથમાં ન જાય, અને આપણાં ઉભય

કુટુમ્બ વચ્ચેનો મતભેદ ટળી સંબંધની ગ્રંથી ફરી સંધાય. વીણા મ્હને પણ પસંદ છે. છોકરી સુંદર અને સુશિક્ષિત છે. જો ત્હને એનાથી સુખ મળે એમ લાગતું હોય તો પછી મ્હારે મન પૈસાની એક કોડી જેટલી પણ કિમ્મત નથી. ત્હારા સુખમાં જ મ્હારો સંતોષ છે અને એ સંતોષ માટે સર્વસ્વનો ભોગ આપવો પડે તો પણ હું પાછી પાની કરૂં એવો નથી. ભાઇ, હમણાંજ હું આશ્રમમાં જાઉં છું અને આ વાત સ્વામીના કાને નાખું છું. મ્હને ખાત્રી છે કે આ વિચાર ત્હેમને પણ ઘણોજ ગમશે. વળી કાલે સ્હવારેજ હું પ્રતાપરાયને મળવા જઇશ. જો નરેન્દ્રથી આવી શકાય તેમ હોત તો એને પણ પ્રતાપરાયને ઘેર જતાં સાથે રાખત. પણ એ બિચારો અત્યારે દુઃખમાં ડૂબી ગયો છે !"

ગુણવંતલાલ એ વાક્ય પુરૂં કરી રહ્યા એટલામાં નરેન્દ્રરાય જાતેજ ત્યહાં આવીને ઉપસ્થિત થયો. ત્હેને જોતાંજ ગુણવંતલાલે ત્હેને ઉદ્દેશીને કહ્યું: " હમણાંજ ત્હને સંભાર્યો હતો નરેન્દ્ર ! વિહારીને હું કહેતો હતો કે જો મણી જીવતી હોત તો નરેન્દ્ર મ્હારી સાથે પ્રતાપરાયના ઘેર જરૂર આવ્યો હોત ! "

" શું ત્યહારે એ વાત ત્હમે જાણી ?" હર્ષ અને આશ્ચર્યથી નરેન્દ્રે પૂછ્યું.

" હા. આજ મ્હેં પૂછ્યું ત્યહારે વિહારીએ સઘળી વાત કહી સંભળાવી. અરે, એમાં તો મ્હને આનંદજ છે. નરેન્દ્ર ! વિહારીને જેમાં સુખ તેજ હવે તો મ્હારૂં સુખ. વારૂ—અને એમાં કંઇ ખોટું પણ નથી. વીણા મ્હને તો સારી લાગે છે. "

" પણ મ્હારૂં કહેવું તો એવું છે કે ત્હમને વિહારીએ ' કુંજ–ભવન ' માટે બીજું કંઇ કહ્યું કે ? આજ સ્હવારે મ્હારી પાસે એક અસીલ સલાહ લેવા આવ્યો હતો. ત્હેણે મકાન ઉપર પ્રતાપરાયને નાણાં ધીર્યા છે, અને તે પૈસા વસુલ કરવા માટે મકાન વેચી શકાય કે નહિં તે પૂછવા માટેજ એ અસીલ આવ્યો હતો. "

" ઓહો ! એટલે સુધી વાત વધી ગઇ છે ! તો પછી હવે વખત લગાડવો કામનો નહિં. સ્વામીની સલાહ લઇ પ્રતાપરાયને મળવા જવુંજ પડશે !"

એટલામાં નિશાળેથી આવેલા શંકર અને વિલાસુ ત્યહાં આવી પહોંચ્યાં. નરેન્દ્રને ત્યહાં બેઠેલો જોઇને વિલાસુ ત્હેની તરફ સહાનુભૂતિ પૂર્વક ક્ષણભર જોઇ રહી. નરેન્દ્રના ઘરનાં માણસો સાથે પરિચય થયા પછી ત્હેને ગૃહ-સુખ નથી એ જાણ્યાથી વિલાસુને નરેન્દ્રને માટે લાગી આવતું હતું, ત્હેને

સઘળી વાતો અનુકૂળ હોવા છતાં ફક્ત પત્નીની બાબતમાં તે દુઃખી છે અને તે એકજ દુઃખથી ત્હેનાં બીજાં સઘળાં સુખો ઉપર પાણી ફરી વળ્યું છે, એ જાતના વિચાર હમેશાં વિલસુને થયાં કરતા હતા. અને મણીના મૃત્યુ પછી તો ત્હેણે નરેન્દ્રને આજજ પહેલી વખત જોયો, તેથી ત્હેને જોતાંજ તે દુઃખી છે એવો વિચાર થતાંજ સ્ત્રીસ્વભાવને અનુસરીને વિલસુનાં નેત્રોમાંથી ટપક ટપક કરતાં બે અશ્રુબિંદુઓ જમીન ઉપર આવીને પડયાં. તે વખતેજ નરેન્દ્રે ત્હેની તરફ જોયું, વિલસુનાં અશ્રુબિંદુ ત્હેની નજરે પડયાં અને તે વખતે ત્હેને દુઃખથી કહો કે સહાનુભૂતિને લીધે કહો પણ ત્હેની ચર્યામાં જૂદાજ દ્રશ્યની ભાવના ત્હેને થઇ. ત્હેણે વિલસુ તરફ ક્ષણભર નિશ્ચલ દૃષ્ટિથી જોયું, એટલામાંજ ગુણવંતલાલની વાતથી ત્હેમાં ભંગ પડયો. ત્હેમણે કહ્યું, “ વિલસુ, નિશાળે જઇ આવી ? બ્હેન, કેવી છે એ નિશાળ ? હવે તો ત્હારે ખંત રાખીને અભ્યાસ કરવો પડશે હો. ! પણ–હં જાઓ ચ્હા તો લ્યો, અને અમને પણ મોકલો. તે પછી ત્હમે જાઓ ફરવા...”

“ હું તો આજ ફરવા નહિં જાઉં, મ્હારે અભ્યાસ કરવો છે. ” એમ કહીને વિલસુ ત્ય્હાંથી જવા લાગી. જતાં જતાં ત્હેણે એક વખત ફરીથી નરેન્દ્ર તરફ જોયું.

થોડા વખતમાં ચ્હા આવ્યો તે પીધા પછી ગુણવંતલાલ આશ્રમમાં જવા માટે નીકળ્યા; અને નરેન્દ્ર તથા વિહારી ઉપરના દિવાનખાનામાં જઇને બેઠા. ત્ય્હાં બન્ને મિત્રોએ કેટલીક વખત સુધી વાર્તાલાપ કર્યા પછી વિહારીએ કહ્યું: “ નરેન્દ્ર, આજ મ્હને નિરાંત વળી. ખરૂં કહું તો આજ પંદર દિવસથી મ્હને બિલકુલ શાન્તિનાં દર્શન થયાં નહોતાં. જો લગ્ન કરીશ તો વીણા સાથેજ કરીશ અને એ લગ્નથીજ હું સુખી થઇ શકીશ, ત્હેની સહાયથી સંસારમાં ઘણાં ઉપયોગી કાર્યો હું કરી શકીશ એવી મ્હને ખાત્રી પણ છે. મ્હારી મનોદેવતા એ વાતની સાક્ષી પૂરે છે. નરેન્દ્ર, આપણે કોલેજમાં હતા તે વખતે રચી રાખેલા ઉચ્ચ વિચારો અમલમાં મૂકવા માટે વીણા સરખી ભાર્યાની જ જરૂર છે. માટે લગ્ન કરવાં તો ત્હેની સાથેજ કરવાં એવો મ્હેં નિશ્ચય કરી રાખ્યો છે. પરંતુ ખાલી નિશ્ચય કરી રાખવાથી શું વળે ? એ વાત પિતાજીના કાને નાંખવામાં આવે તોજ કંઇક પરિણામ આવે; છતાં એમ બની શી રીતે શકે તે જ વાતની ગડમથલમાં હું આટલા દિવસથી પડયો હતો. ત્હારા દ્વારા એ વાત પિતાજીના કાને નાખી શકાત, પરંતુ તું પણ સંકટમાં ફસેલો ! છેવટે આજ એવોજ

પ્રસંગ અનાયાસે મળી આવ્યો. પિતાજીએ જાતેજ એ વાત મ્હારી આગળ ઉકેલી તેથી ભય અને મર્યાદાને ક્ષણભર બાજુએ મૂકીને મ્હેં ત્હેમની આગળ મન ઉઘાડું કર્યું, અને એમ કરવાથી અત્યારે મ્હારા મન ઉપરનો એટલો બધો ભાર જતો રહ્યો છે કે ત્હને શું કહું ? હવે ત્હને હું એક વાત પૂછું છું. વાસ્તવિક રીતે તો મ્હારે આટલી ઉતાવળથી એ સંબંધમાં કંઇ બોલવું ન જોઇએ; પરંતુ—"

વિહારી જે વાત કહેવા માગતો હતો તે સ્હમજી જવાથી નરેન્દ્ર વચ્ચેજ બોલી ઉઠયો: " વિહારી, તું શું કહેવા ઇચ્છે છે તે હું સ્હમજી ગયો છું ! પછી એમાં પૂછવાનું તે શું છે ? તું કાંઇ લોકરૂઢી વિરૂદ્ધ તો બોલનાર નથી ને ? અરે, એક પછી એક એમ બીજી સ્ત્રીને સ્મશાનમાં લઇ જઇને ચિતા ઉપર મૂકી હોય અને પોતાનો પણ એક પગ મૃત્યુના મુખમાં મૂકાઇ ચૂકયો હોય એવી વૃદ્ધ વયે પણ સ્મશાનયાત્રાએ આવેલા માણસો ચોથી સ્ત્રી માટે શોધ કરનારા આપણા સમાજમાં ક્યહાં થોડા છે ?'

" ઘણાએ છે એવા પત્થરહૃદયી માનવ રાક્ષસો ! પણ ભાઇ, હું તો ત્હને એવું કહેવા માગતો હતો કે, તું હવે જ્યહારે લગ્ન કરે ત્યહારે એવી કન્યા જોજે કે..." વિહારી પોતાની અધૂરી વાત પૂરી કરવા જતો હતો એટલામાં વિલસુ ત્યહાં આવી પહોંચી એટલે પૂરી કરવા ધારેલી વાત ત્યહાંજ અટકી.

વિહારીનું એ વાકય અડધું સાંભળ્યું એટલામાં વિલસુને ત્યહાં આવેલી જોઇને નરેન્દ્રના મનમાં વિદ્યુલ્લતા પ્રમાણે એક વિચાર આવી ગયો. ત્હેણે વિલસુ તરફ એ વખતે જોયું.

બરાબર એજ વખતે વિલસુએ ત્હેમને કહ્યું, " આશ્રમમાં ત્હમને કાકાશ્રી બોલાવે છે."

એ સંદેશો સાંભળીને વિહારી કપડાં પહેરવા માટે બીજા ખંડમાં ગયો. દિવાનખાનામાં નરેન્દ્ર અને વિલસુ એકલાં રહ્યાં. વિલસુના મનમાં નરેન્દ્રરાય ઉપર આવેલી આફત માટે પોતાની સહાનુભૂતિ શબ્દ દ્વારા વ્યક્ત કરવાની તીવ્ર અભિલાષા હતી, અને તેથીજ તે ત્યહાં ઉભી પણ રહી હતી; પરંતુ કોણ જાણે શાથી ત્હેનાથી શબ્દોચ્ચાર પણ થઇ શકયો નહિં.

નરેન્દ્ર ત્હેના મનની ઘડભાંગ સ્હમજી ગયો હોય તેમ ક્ષણભર તેની તરફ જોઇ રહ્યા પછી, ત્હેની વધારે નજીક જઇને બોલ્યો: " વિલસુ, તું નિશાળેથી આવી અને અમે નીચે બેઠા હતા તે વખતે ત્હારી આંખોમાંથી અશ્રુ શાથી નીકળ્યાં હતાં ?"

" ત્હમારા ઉપર આવેલી આફતથી મ્હને ઘણુંજ ખોટું લાગ્યું. તે દિવસે એકાએક મણી બ્હેનના અવસાનની ખબર સાંભળી મ્હને કેટલું બધું લાગી આવ્યું હતું તે શી રીતે વર્ણવી બતાવું ? અરેરે...જુઓ—ત્હમને પણ કંઇ સુખ ન મળ્યું ને ?" વિલસુએ સહાનુભૂતિ વ્યક્ત કરી બતાવી.

એટલામાં વિહારી કપડાં પહેરીને અંદર આવ્યો. વિલસુ એ વખતે ત્હાંથી બહાર ચાલી ગઇ અને ત્હેની પાછળ પાછળ બન્ને મિત્રો પણ નીકળ્યા.

નરેન્દ્રરાય મૌનપણે વિહારીની સાથે સાથે ઘસડાતો હતો. પરંતુ વિલસુના નિષ્કલંક અને પ્રેમળ અંતઃકરણમાંથી ખરી સહાનુભૂતિના–હૃદયના સાચા ભાવના નીકળેલા શબ્દો અને ખાસ કરીને ' ત્હમને પણ કંઇ સુખ ન મળ્યું ને ? ' એ છેવટનું વાક્ય ત્હેના કર્ણ પ્રદેશમાં ગુંજારવ કરી રહ્યું હતુ.

---

## પ્રકરણ ૧૯ મુ.

---

### વીણાનું માગું.

---

' કુંજ–ભવન ' મહેલ કોણે બાંધ્યો, ત્હેને ' કુંજ–ભવન ' નામ શા માટે આપ્યું, તે મહેલનો માલિક હાલમાં કોણ છે વગેરે સંક્ષિપ્ત હકીકત સાતમા પ્રકરણમાં આવી ગઇ છે. શાહીબાગ જવાના રસ્તા ઉપર જ આ મહેલ બાંધેલો હોવાથી મેડા ઉપર બારીએ બેસવાથી આજુ બાજુની નૈસર્ગિક લીલા જોતાં સહજ આનંદ થતો હતો. મહેલને ભવ્ય સિંહદ્વાર હતું. આગળના ભાગમાં વિશાળ આંગણું હતું અને ત્હેની આસપાસ ચણી લીધેલી દિવાલો ઉપર ચોરોનો ઉપદ્રવ ન થાય તે માટે ભાંગેલા કાચના કકડા ચણી લીધા હતા. દરવાજામાંથી બગિચામાં પ્રવેશતાંજ લોખંડની જાળીદાર કમાનો ઉપર જાઇની વેલો ચડાવેલી ન્હાની કમાનોવાળો દરવાજો હતો. રસ્તાની બન્ને બાજૂએ પુષ્પનાં કુંડાં મૂકેલા હતાં ત્હેમાં ઘણુંખરૂં બટમોગરાના છોડ વાવેલા હતા. વચ્ચે વચ્ચે સુઘટિત સ્થળે જળયંત્રો બનાવી રાખ્યાં હતાં. પહેલાં દરેક જળયંત્રોમાં સુવર્ણરંગી માછલીઓ રમતી હતી. જળયંત્રોની આસપાસ મોટાં મોટાં પિંજરાં રાખવામાં આવ્યાં હતાં. કલ્યાણરાયના સમયમાં પ્રત્યેક પિંજરૂં ત્હેમના મનપસંદ પક્ષીઓથી ભરેલું રહેતું; પરંતુ પ્રતાપરાયના સમયમાં–અત્યારે–તો માત્ર કોઈ કોઈ પિંજરાંઓમાંજ રહ્યાં સહ્યાં એકાદ

એ પક્ષી જણાતાં હતાં. બાગના મધ્ય ભાગમાં અને મકાનના સ્હામેજ વિવિધ જાતનાં સુવાસિક પુષ્પોની વેલીઓ ચડાવીને એ નયનકારક કુંજ તૈયાર કરવામાં આવ્યો હતો. તે કુંજ ઘણોજ વિશાળ અને રમણીય હતો. એ મહેલને ‘ કુંજ–ભવન ’ નામ આપવામાં તે કુંજમાંની કલ્યાણરાય દેસાઈની લીલા જ કારણભુત હતી.

કુંજ–ભવનની ઈમારત જૂની પદ્ધતિથી બાંધેલી હતી. કુંજમાંથી આગળ જતાંજ ઇમારતનાં મ્હોટાં પગથીયાં ચડવાં પડતાં હતાં. બહાર લાંબા પહોળા ઓટલા હતા. તે ઓટલા નીચે એક બાજૂએ દરવાનની ઓરડી અને બીજી તરફ દફતર રાખવાની ઓરડી હતી. તે ઓળંગી અંદર પ્રવેશતાંજ એક મ્હોટો ખંડ આવતો હતો. તે નીચલા ભાગના પ્રધાનખંડ તરીકે ઓળખાતો હતો. તે ખંડના મધ્ય ભાગમાં મ્હોટા મ્હોટા ગાદી તકીઆ બિછાવી રાખ્યા હતા અને ચારે તરફની ભિંતો ઉપર દેવાદિકોનાં અસ્ફૂટ દેખાતાં ચિત્રો હતાં. તે ખંડની અંદરની બાજુએ ડાબી અને જમણી તરફ સ્હામ સ્હામે ચાર ચાર ઓરડીઓ હતી. ત્હેમની વચ્ચેથી પરશાળમાં જવાનું હતું. જમણી તરફની ઓરડીઓમાંની પહેલી ગૃહમંદિર તરીકે વપરાતી અને બાકીની ત્રણ પાકશાસ્ત્રીને તાબે હતી; ત્હારે ડાબી તરફની ઓરડીઓ કોઠારનું કામ સારતી હતી. પરશાળના મ્હોટા ચોકમાં એક બાજૂએ મોટો કૂવો હતો, તથા વચ્ચે અષ્ટકોણી તુળશીનું વૃંદાવન હતું. બંગલાની પાછલી બાજુએ માળી, ઘોડાવાળા અને બીજા નોકર ચાકરોને રહેવા માટે સ્વતંત્ર ઓરડીઓ હતી. બંગલાની પાછલી ભિંતને અડીનેજ ઘોડાઓની પાગા અને ત્હેની પાસે ગોઠો હતો. કલ્યાણરાયના વખતમાં પાગામા આઠ ઘોડા તથા ગોઠામાં છ ગાયો અને બે ભેંસો રહેતી. પરંતુ હમણાં તો પાગામાં માત્ર બે ઘોડા અને ગોઠામાં એકજ ગાય હતી.

મેડે જવા માટે અંદરના ખંડમાંથી જીનો હતો. ત્હાંથી ઉપલા દિવાનખાનામાં જવાતું. એ દિવાનખાનું વિશાળ તેમજ ભવ્ય હતું. કલ્યાણરાયના સમયની ગાદી તકીયાની બાદશાહી દેશી બેઠક કાઢી નાંખીને હાલના બદલાયલા સમયને અનુકૂળરીતે પ્રતાપરાય દેસાઇએ આખું દિવાનખાનું, ટેબલ, કોચ અને બીજી જાતના દેખાવમાં મોહક પરંતુ તકલાદી લાકડાના ફરનીચરથી સુશોભિત કર્યું હતું. સહુથી વચ્ચેના ટેબલ ઉપર અંગ્રેજી ઢબનો મ્હોટો દિવો રહેતો. તથા ચારે ખૂણે ચાર મ્હોટાં અભ્રાચ્છાદિત ઝૂમ્મરો ટાંગી, વચ્ચે વચ્ચે આર્યાવર્તની પ્રાચીન જાહોજલાલી અને કારિગીરીનું દર્શન કરાવતી જૂની બનાવટની હાંડીઓ લટકાવવામાં આવી હતી. એ દિવાન-

ખાનાની સઘળી દિવાલો વિદેશી ચિત્રકારોએ દોરેલાં ચિત્રોથી શૃંગારવામાં આવી હતી. દિવાનખાનાની આગલી બાજૂએ પ્રાચીન કારિગીરીથી વિભૂષિત ચૂનાગચ્ચાની અગાશીઓ અને અટારીઓ બનાવવામાં આવી હતી. મ્હોટા દિવાનખાનાની પાછળના ખંડમાં બીજું એક ન્હાનું દિવાનખાનું હતું. ત્હેમાં લાલરંગની દેશી જાજમ પાથરેલી હતી. એ ખંડની ત્રણે બાજૂએ મ્હોટાં મ્હોટાં કબાટો ગોઠવેલાં હતાં, તથા ચોથી તરફ મોટી મોટી પેટીઓ ખડકી રાખી હતી. એ દિવાનખાનું ઘણું ખરૂં સ્ત્રી જનોના વપરાશ માટે હતું. તેની પાછળ બે મ્હોટી અને બે ન્હાની એમ ચાર ઓરડીઓ હતી. ત્હેમાંથી એક પ્રતાપરાય દેસાઈના શયનખંડ તરીકે અને એક મંજુલાના વસ્ત્રાભૂષણ સજવાના ખંડ તરીકે વપરાતી તથા બે ન્હાની ઓરડીઓ દેસાઈ કુટુંબના બાળકોના તાબામાં હતીઃ તે ઓરડીઓ પાસે એક ન્હાનો દાદર હતો ત્હાં થઇને નીચે જવાતું હતું.

સ્હવારના આઠ વાગ્યા હતા. પ્રતાપરાય દેસાઇ દિવાનખાનામાં ચ્હા પીતા બેઠા હતા અને મંજુલા પોતાના ખંડમાં કેશગુંથન વિધિમાં રોકાઈ હતી. વીણા હમણાંજ પથારીમાંથી ઉઠી હતી. ઘરનો નોકરવર્ગ પોત પોતાના કામમાં રોકાઇ ગયો હતો.

પ્રતાપરાય દેસાઇએ બે કોડી અને પાંચ દીવાળીઓ જોઇ હતી, છતાં ત્હેમના શરીરનો બાંધો સુદૃઢ હતો. ત્હેમની ત્વચાનો વર્ણ ગૌર હતો. તરૂણાવસ્થામાં વાજબી કરતાં પણ વધારે સુખ-ચેન ભોગવ્યાનાં ચિહ્નો અત્યારે પણ ત્હેમના મુખમંડળ ઉપર સ્પષ્ટ રીતે જણાઇ આવતાં હતાં. છતાં ચિંતાથી ત્હેમનો ચહેરો લેવાઈ ગયેલો દેખાતો હતો. માથે ઋણભાર એટલો બધો વધી ગયો હતો કે અકાળે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ નેત્રો સફેદ થઇ જવાનો વખત પાસે આવેલો જણાતો હતો. થોડા સમયથી તો નિદ્રા દેવીએ પણ ત્હેમની સાથે રૂસણું લીધું હતું, પરંતુ આજનો દિવસ તો એમને માટે અતિશય સંકટનો દિવસ હતો. ત્હેમની જમીન જાગીર, કુંજભવન અને શહેરમાંનાં બીજાં મકાનો ઉપર નાણાં ધીરનાર લાલચંદ શેઠ તરફથી ગઈ કાલે ત્હેમને સંદેશો આવ્યો હતો કેઃ ' હું આવતી કાલે સ્હવારે છેવટના નિકાલ માટે વાતચિત કરવા આવનાર છું માટે ક્યહાંઇ બહાર જશો નહિં.' અને પ્રતાપરાય દેસાઇ તે પ્રમાણે અત્યહારે લાલચંદ શેઠની વાટ જોઇને બેઠા હતા. આજ સુધી ત્હેમણે સઘળા લેણદારોને વાયદા ઉપર વાયદા કરી થોભાવી રાખ્યા હતા પરંતુ હવે ત્હેમની બાંધી મૂઠી ઉઘાડી થવાનો સમય આવી પહોંચ્યો હતો. એક લેણદારે દાવો કર્યો એટલે બધા લેણદારો ચોપડાઓ

લઇને દેસાઇજી ઉપર ધસી આવ્યા. તે વખતે આબરૂના રક્ષણ માટે પ્રતાપરાયે ઘરમાંનું સઘળું જર જવાહીર વેચીને પ્રત્યેક જણનું જેમ તેમ કરીને સમાધાન કર્યું; પરંતુ લાલચંદ શેઠને સંતોષવા માટે હવે ત્હેમના ઘરમાં સોનું રૂપું કંઇપણ રહ્યું નહોતું, તેથીજ ત્હેમની અતિશય શોચનીય સ્થિતિ થઇ હતી. હવે કરજના પેટે સઘળી જમીન-જાગીર, બંગલો, ઘર-બાર વગેરે સ્થાવર મિલ્કત જશે અને પોતાની ઘણી હલકી સ્થિતિ થઇ જશે એ વિચારે ત્હેમને ઉંઘ પ્રમાણે અન્ન પણ છોડાવ્યું હતું.

પ્રતાપરાયે ચ્હાનો પ્યાલો ખાલી કરીને ટેબલ ઉપર મૂક્યો એટલામાં ત્હેમના કારભારી વ્રજરાયે ઉપર આવીને કહ્યું, " લાલચંદ શેઠ આવ્યા છે. ત્હેમને મ્હેં નીચેથીજ રવાના કરવાના ઘણાએ પ્રયત્નો કર્યા, પરંતુ ત્હેઓ મ્હારૂં કહેવું સાંભળતા નથી. "

" આવવા દ્યો એમને ઉપર ! હવે જે થશે તે ખરૂં !" નિરાશા-જનક સ્વરે દેસાઇએ હુકમ ફર્માવ્યો.

થોડીવારમાં લાલચંદ શેઠને લઇને વ્રજરાય ઉપર આવ્યો. દેસાઇજીએ વંદન કરી ત્હેમને પોતાની પાસેજ કોચ ઉપર બેસાડયા.

લાલચંદ શેઠ પક્કા વ્યાપારી હતા. જો દેસાઇને બોલવાની તક આપીશ તો જૂદાં જૂદાં કારણો ત્હેઓ રજૂ કરવા મંડી પડશે એમ ધારીને પોતે એકદમ બોલવાની શરૂઆત કરી. ત્હેણે કહ્યું: " કેમ દેસાઇ સાહેબ, હવે ત્હમારો શો વિચાર છે; તે કહો ? ત્હમારા સઘળા વાયદાઓ માન્ય કરી મ્હેં ઘણી ધીરજ રાખી પરંતુ તે બધાએ અફળ ગયા છે, અને હવે વાયદો કરવાનો અવકાશ રહ્યો નથી. મ્હને ચાલૂ મહિનામાં નાણાંની ઘણીજ જરૂર છે. પેઢી ઉપર હુંડીઓની ગર્દી થઇ છે, અને જો આ મહિનામાં હું ચાલીસ હજાર રૂપીઆની વ્યવસ્થા કરી ન શકું તો મ્હારી આબરૂ જવાનો વખત આવી પહોંચ્યો છે.... "

એ વખતેજ જીનો ખખડયો, એટલે બીજો કોઇ લેણદાર આવ્યો કે શું એ ભયે પ્રતાપરાય દાદર તરફ જોવા લાગ્યા; અને વ્રજરાય તો ઉઠીને છેક જીના આગળ ગયો. એટલામાં ગુણવંતલાલ ઝવેરી અંદર આવ્યા. આજ બાર વર્ષે ત્હેમણે આ મકાનમાં પગ મૂક્યો હતો. ગુણવંતલાલને પોતાના મકાનમાં આવેલા જોઇને પ્રતાપરાય આશ્ચર્યથી દિંગ થઇ ગયા. બાર વર્ષ સૂધી રસ્તામાં સ્હામા મળતાં પરસ્પરમાં નમસ્કાર પણ નહોતા થતા અને આજે એકાએક ગુણવંતલાલ કુંજ-ભવનના દિવાનખાનામાં આવ્યા તે

પ્રતાપરાયને આશ્ચર્યમાં ગરકાવ કરવા માટે પૂરતું હતું. આશ્ચર્યની લાગણી શમી ન શમી એટલામાં પ્રતાપરાયના મનમાં એક બીજો વિચાર ઉદ્દભવ્યો. ત્હેમને થયું કે: " ગુણવંતલાલ આજ જાણી જોઇને લાલચંદશેઠની હાજરી-નો લાભ લેવા તો નહિં આવ્યા હોય ? " અને એથી ત્હેમને લાગ્યું કે ગુણવંતલાલ જેવા પ્રતિપક્ષી સમક્ષ લાલચંદ શેઠ ઉઘરાણી કરશે તો મ્હારૂં નાક કપાઈ જશે' એથી ગુણવંતલાલને જોતાં પ્રતાપરાયની સ્થિતિ તેલમાં માંખ ડૂબી હોય તેવી કફોડી થઈ પડી. મનની આવી વિલક્ષણ સ્થિતિમાં ગુણવંતલાલે ત્હેમને કરેલા નમસ્કાર પણ ત્હેમના લક્ષ્યમાં આવ્યા નહિ. પરંતુ પ્રજરાયે તે કામગિરી ઉપાડી લીધી. ત્હેણે ગુણવંતલાલને નમસ્કાર કરી એક ખુરશી ખેંચી લાવી દેસાઇની પાસેજ ગોઠવી ત્હેમને ત્હેના ઉપર બેસવા કહ્યું. પરંતુ ગુણવંતલાલ ખુરશી ઉપર બેસવા ગયા એટલામાં લાલચંદ શેઠે એકદમ ત્હેમનો હાથ પકડી પોતાની સાથેજ કોચ ઉપર મ્હોટા સન્માનથી બેસાડયા, અને ત્હેમના કુશળ વર્તમાન પૂછ્યા. એક તરફ લાલચંદ અને ગુણવંતલાલ વચ્ચે વાર્તાલાપ થઇ રહ્યો હતો અને બીજી તરફ પ્રતાપરાયની સ્થિતિ દયાજનક થઈ પડી હતી. ગુણવંત-લાલના અકલ્પિત આગમનથી તે એટલા બધા ગભરાઈ ગયા હતા કે ત્હેમના મન અને તનની સ્થિતિ કોઇ ઉન્માદી મનુષ્યના જેવીજ થઈ પડી હતી.

ગુણવંતલાલ સાથે થોડીક ક્ષણો વાતોમાં ગાળી લાલચંદ શેઠે પોતાનો મોર્ચો પુનઃ પ્રતાપરાય તરફ ફેરવ્યો. ત્હેણે કહ્યું: " દેસાઇ સાહેબ, હવે આપનું શું કહેવું છે ? હું આજ ત્હમને છેલ્લી વખત ખૂલાસો પૂછવા આવ્યો છું. મ્હને ખાત્રી છે કે ત્હમારી પાસેથી પૈસા મળવાના નથી; કારણ કે ત્હમને પૈસા મળે એવો હવે એકે માર્ગ અવશેપ રહ્યો નથી. તો પછી મ્હને નાહકના વાયદા શું કામ બતાવો છો ? એમ કરીને નાહકની વ્યાજ-વૃદ્ધિ કરી ત્હમે હાથે કરીને પોતાનુંજ નુકશાન કરો છો. મ્હેં તો ત્હમને બે વર્ષ પહેલાંજ યોગ્ય માર્ગ બતાવ્યો હતો. તે પ્રમાણે ત્હમે બધી ઇસ્ટેટ કાઢી નાંખી હોત તો તે વખતે ઉલટા ઋણમુક્ત થવા પછી પણ ત્હમારા હાથમાં પાંચ–દશ હજાર રૂપીઆ આવ્યા હોત. પરંતુ ત્હમે તે વખતે મ્હારૂં કહેવું ન માન્યું. હવે તો ત્હમારા હાથમાં કશુંએ આવી શકે એવું રહ્યું નથી. પણ હવે હું પણ શું કરૂં. કહો ? હવે મ્હારાથી તો એક દિવસ પણ રોકાવાય એવું રહ્યું નથી. દેસાઇજી, હવે તો ધીરજની પણ હદ થઇ ગઈ. બે ત્રણ દિવસ ઉપર હું આ સબંધમાં કેવાં પગલાં ભરવાં વાજબી

થઇ પડશે તેની સલાહ પણ મ્હારા બેરીસ્ટર પાસેથી લઈ આવ્યો છું, હું ત્હમને સ્પષ્ટ કહી દઉં છું કે, આવતી કાલેજ હું વર્તમાન પત્રો તથા હસ્તપત્રિકાઓ દ્વારા જાહેર કરી દઇશ અને આઠમા દિવસે આ કુંજ-ભવન તથા જમીન જાગીરનું જાહેર લીલામ કરીશ. ત્હમને આ વિષયમાં કાયદા પ્રમાણે સૂચના ( નોટીસ ) આપી; પરંતુ ત્હમે તો ત્હેનો જવાબ સુદ્ધાં એ આપ્યો નહિ. તડજોડ કરવાના વિષે પણ ત્હમને કહ્યું-કહેવરાવ્યું, પરંતુ એનું પણ કંઈ પરિણામ આવ્યું નહિં. હવે હું ત્હમને આ છેવટની વાત કહી દઉં છું, પછી ત્હમે મ્હને દોષ ન આપતા. ”

એટલું કહીને લાલચંદ શેઠ પ્રતિઉત્તરની અપેક્ષાથી પ્રતાપરાય તરફ જોઈ રહ્યા. પરંતુ ડઘાઇ ગયેલા દેસાઇજીના મ્હોઢામાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિં. એટલે ગુણવંતલાલે કહ્યું: " લાલચંદ શેઠ, આટલાં વર્ષ થોભ્યા તો હવે માત્ર આઠજ દિવસ વધારે થોભો—"

એ સાંભળીને લાલચંદ શેઠ વચ્ચેજ બોલી ઉઠયા: "ગુણવંતલાલશેઠ, આઠ દિવસ થોભવાથી પણ હવે શો ફાયદો થાય તેમ છે ? આટલાં વર્ષો જે રીતે ગયાં તે રીતે આ આઠ દિવસ પણ જશે ! તો પણ ત્હમારા માનની ખાતર હું જરૂર થોભ્યો હોત, છતાં અત્યારે હું નાણાંની સજ્જડ ભીડમાં આવી પડયો છું એટલે મ્હારાથી કશુંએ બની શકે ત્હેવું નથી. ”

તોપણ ગુણવંતલાલે પુષ્કળ સ્હમજાવવાથી છેવટે લાલચંદ શેઠ આઠ દિવસ થોભવા કબૂલ થયા. ત્હેમણે કહ્યું : "ગુણવંતલાલ, કેવળ ત્હમારા વચનની ખાતરજ હું આઠ દિવસ વધારે થોભીશ. શેઠ, હું એવો અડાવનારો માણસ નથી, પરંતુ શું કરૂં ! ઉપરા ઉપરી હુંડીઓ આવેલી હોવાથી મ્હારા ગળે પણ ફાંસો આવીને અડયો છે. વારૂ પ્રતાપરાયજી, આ ગુણવંતલાલશેઠનાના અત્યાગ્રહને લીધે. માત્ર ત્હેમના માનની ખાતરજ હું હવે આઠ દિવસ વાટ જોઇશ. પણ નવમા દિવસે હું સૂચના આપવા પણ આવીશ નહિં અને એકદમ લિલાઉંના ઉદ્યોગમાંજ લાગીશ એ નક્કી સમજજો. વારૂ ત્યહારે બેસો. જયગોપાળ. ગુણવંતલાલ જયગોપાળ. ” એમ કહીને લાલચંદ શેઠ ત્યહાંથી ઉઠયા.

લાલચંદના ગયા પછી ગુણવંતલાલે પ્રતાપરાય તરફ ફરીને કહ્યું : " પ્રતાપરાય, આજ લગભગ એક તપ* થયું, ઘરમાંના ક્ષુલ્લક કારણને લીધે આપણા વચ્ચે મતભેદ પડયો અને હું કુંજ-ભવન છોડી ગયો. ત્યહારથી આજ સુધીમાં વચ્ચે વચ્ચે ત્હમે સુખ દુ:ખના કેટલાક પ્રસંગો અનુભવ્યા

* બાર વર્ષ.

છે અને મ્હેં પણ. પરંતુ આપણે એક બીજાની કદી પણ પરવા કરી નથી. આમ છતાં આજ હું મ્હારી જાતે વણ બોલાવ્યો અહિં આવ્યો તે જોઇ ત્હમને નવાઇ તો લાગી હશે. પરંતુ આપણો આ કલહ હવે કેટલા દિવસ સુધી કાયમ રાખવો છે ? આવી જાતની ઘરની ફાટાફૂટથીજ મ્હોટમ્હોટાં કુટુમ્બો નામશેષ થઇ ગયાં છે, એ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ, તો પણ તેમાંથી બોધ નહિં લઈએ ? પ્રતાપરાય, પ્રસંગ દરેક ઉપર આવી પડે છે. હું આ ઘરમાં પોંખાયો છું અને અહિંજ ન્હાનાથી મ્હોટો થઇ સુખ ચેનમાં દિવસો ગાળ્યા છે. કલ્યાણ દેસાઇ માટે મ્હને એટલું બધું અભિમાન છે કે ત્હેનું વર્ણન પણ ન થઈ શકે ! ત્હેમની કીર્ત્તિ, ત્હેમનો પ્રભાવ, ત્હેમણે પાછળ મૂકેલી જમીન જાગીર અને ત્હેમને જ્હેને માટે વાજબી અભિમાન હતુ એવો આ કુંજ—ભવન બંગલો કાયમ રાખવાં એ આપણું કર્તવ્ય છે. ”

ગુણવંતલાલની વાતનું રહસ્ય ન સ્હમજાવાથી કટાક્ષથી પ્રતાપરાયે કહ્યું : “ ગુણવંતલાલ, અત્યહારે હું દેવામાં ડૂબી ગયો છું એટલે મ્હને નિંદવા માટે અથવા તો એ ઉદ્દેશથી ત્હમે જો આવ્યા હો તો—”

“ છટ્ છટ્ ! દેસાઇજી, એવો વિચારજ ત્હમે મનમાં લાવશો ના. હુ આજ અહિં આવ્યો છું તે કેવળ ત્હમને વિનંતી કરવા માટેજ. મ્હારી એ વિનંતી ઉપર જો ત્હમે વિચાર કરશો તો કલ્યાણરાયની કીર્ત્તિને કિંચિત્ પણ ધકકો ન લાગતાં ત્હેમનો માનમર્તબો જેવા ને તેવોજ કાયમ રહેશે અને આ કુંજ-ભવન, ઘરબાર અને જમીન જાગીરમાંથી કંઇ પણ બીજાના હાથમાં જશે નહિં. એ ઉપરાંત આપણી વચ્ચેથી મતભેદ દૂર થઇ બન્ને કુટુમ્બો વચ્ચે ફરીથી સ્નેહ જામશે. ” ગુણવંતલાલે મનના વિચારનો સ્ફોટ કર્યો.

ડૂબતો મનુષ્ય ઘાસનું તણખલું પકડવા માટે પણ તડફડીઆં મારે છે તેવી સ્થિતિમાં આવી પડેલા પ્રતાપરાયને તણખલા રૂપી આધારને બદલે, સમ્પૂર્ણ રીતે મદદ આપનાર ગુણવંતલાલ મળ્યા તો ત્હેનું મન કેમ વશ ન થાય વારૂ ? થોડાજ સમય પહેલાં ત્હેમને સમગ્ર જગત્માં ચારે દિશાએ અંધકાર જણાતો હતો, ઉન્નતિની એક પણ આશા રહી નહોતી, પરંતુ ગુણવંતલાલના આવ્યા પછી તે સઘળો પ્રકાર એકાએક ફેરવાઇ ગયો ! ગુણવંતલાલની વાત સાંભળ્યા પછી, પોતે સાંભળ્યું તે ખરૂં સાંભળ્યું કે સ્વપ્ન હશે તેનીજ પ્રતાપરાયને ક્ષણભર ભ્રાન્તિ થઈ. તે ભ્રમ દૂર થયા પછી પ્રતાપરાયે કહ્યું : “ ગુણવંતલાલ, હાલમાં હું ચારે બાજુએથી સંકટમાં

સપડાયો છું. ત્હમારા આવ્યા પહેલાં મ્હને સઘળી દિશાએ નિરાશાજ દેખાતી હતી, પરંતુ ત્હમે હવે આશા આપો છો ત્હારે મ્હને જાણે ખરા સંકટ સમયે મદદ કરવા દેવતાજ ઉતરી આવ્યા એમ લાગે છે. પણ ત્હમે શું વિનંતી કરવા માગો છો તે તો જણાવો."

"મ્હારી વિનંતી એટલીજ છે કે, ત્હમે ત્હમારી વીણા મ્હારા વિહારી-ને આપો. ત્હેના રૂપ ગુણ અને વિદ્વતાથી ત્હમે કંઈ અજાણ્યા નથી." ગુણવંતલાલે ખુલાસો કર્યો.

"ગુણવંતલાલ," વિચાર કરીને પ્રતાપરાયે કહ્યું, "જો મ્હારા પોતાના માટે પૂછો તો હું હમણાંજ એ વાતની હા કહું, પરંતુ મ્હારે એ સંબંધમાં ઘરમાં સલાહ લેવી જોઇએ. વળી હું હાલમાં આવી અડચણમાં છું, એટલે—"

"દેસાઈજી, એ અડચણનો પ્રશ્ન બાજૂએ મૂકો." ગુણવંતલાલ વચ્ચેજ બોલી ઉઠ્યા: "એક વખત ત્હમે જો મ્હારી વિનંતી કબૂલ કરશો તો એ અડચણનો વાયરો પણ ત્હમને નહિં વાવા દઉં. પોતાની ભાવી પત્નીના પિતાનો અડચણમાંથી છૂટકો કરવા માટે મ્હારો વિહારી પાંચ પચાસ હજાર રૂપીઆ સ્હામું જુવે તેમ નથી."

"પણ ગુણવંતલાલ, મ્હારે એ વિષે ઘરમાં પૂછવું જોઇએ. હું હવે એમ કરૂં છું. આજ જે તે વિચાર કરીને કાલે હું ત્હમને બોલાવવા માણસ મોકલીશ. મ્હારાથી પણ હવે આ ત્રાસ સહન થઇ શકતો નથી. આ દુઃખમાંથી હવે ક્યહારે છૂટું એમ મ્હને થયાં કરે છે." એમ કહીને દેસાઇજીએ પાછળ જોયું અને વ્રજરાયને ઉદ્દેશીને કહ્યું: "વ્રજરાય, ઘરમાં જઇને કહો કે ગુણવંતલાલ આવ્યા છે, અને ત્હેમને માટે ત્હમે ચ્હા પણ લઈ આવો."

તુરત વ્રજરાય અંદર ગયો અને ગુણવંતલાલ તથા પ્રતાપરાય વિહારીના શિક્ષણ સમ્બન્ધે વાતો કરવામાં રોકાયા, એટલામાં વ્રજરાય ચ્હા લઇને આવ્યો. તે પી પાનસોપારી ખાઇ ગુણવંતલાલ ઘેર જવા માટે ઉઠ્યા અને પ્રતાપરાય ત્હેમને વળાવવા માટે જીના સુધી ગયા.

ગુણવંતલાલના ગયા પછી દેસાઇજી પાછા આવીને દિવાનખાનામાં કૉચ ઉપર બેઠા. એ વખતે ત્હેમના મુખમંડળ ઉપર આશાની છાયા દેખાતી હતી.

અલ્પ સમયમાં ગુસ્સાથી લાલચોળ બનેલી મંજુલા ત્હાં આવી અને બોલી: "ગુણવંતલાલ શા માટે આવ્યા હતા? મ્હારા ઘરમાં આવવાનું

એને શું કારણ હતું ? એની સાથે ત્હમે અત્યાર સુધી બેશીને વાતો કરી અને વળી ન્હા પાણીથી ત્હેનો સત્કાર કર્યો ? એટલું બધું એને માટે શા સારૂ કરવું પડે ?"

"પણ—પણ ! સાંભળ તો ખરી. આટલી બધી ગુસ્સે શા માટે—"

પ્રતાપરાય પત્નીની આગળ સઘળી ઘટનાનું વર્ણન કરે તે પહેલાં જ તપી ગયેલી મંજુલા બોલી ઉઠી : "સાંભળ્યું ! ઘણુંએ સાંભળ્યું ! સાંભળી સાંભળીને તો આ દશા થઈ ગઈ !"

"મ્હારૂં સાંભળવું છે કે ત્હારે આ ઘર-બારનું લીલામ થયા પછી રસ્તાની ભિખારણ બનવું છે ? ગુણવંતલાલ આવ્યા હતા આપણી વીણાનું માગું કરવા—"

"શું ?" એકદમ અચકીને મંજુલા બરાડી ઉઠી: "મ્હારી વીણાની માગણી ! એના વિના મ્હારૂં અડી રહ્યું છે ને—"

એટલું મ્હોટેથી બોલી બાકીનું વાક્ય ન સ્હમજાય તેવી રીતે બડબડાટ કરતી મંજુલાએ ગુસ્સાથી વ્યાકૂળ બની જમીન ઉપર પગ પછાડ્યો !

——::o::——

## પ્રકરણ ૨૦ મું.

### વિશિષ્ટ વિવાહનો કાયદો.

વિલસુનાં વાક્યો ઉપર વિચાર કરતો નરેન્દ્ર વિહારી સાથે બહાર નીકળ્યો; પણ આશ્રમ પાસે આવ્યો ત્યહાં સૂધી રસ્તામાં તે એક શબ્દ પણ બોલ્યો નહિં. રસ્તામાં ત્હેના મનમાં વિવિધ જાતના અપરિમિત વિચારો ઉદ્‌ભવતા હતા. આશ્રમ તરફ વળવાનો માર્ગ આવતાં વિહારીએ ત્હેને 'આશ્રમમાં આવે છે ?" કરીને પૂછ્યું. પરંતુ 'હું હમણાંજ સ્વામીજીને મળી આવ્યો છું; માટે હવે ઘેર જઈશ ' એમ કહીને તે વિહારીથી છુટો પડ્યો. ત્હેને એ વખતે એકલા વિચાર કરવા માટે એકાંત જોઇતી હતી. ગયા પંદર દિવસથી મણી વિષેના વિચારો ત્હેના મનમાં ઘોળાઇ રહ્યા હતા. પરંતુ પાછલા એક બે દિવસથી ત્હેને એવું લાગવા માંડ્યું હતું કે, મણીએ અપાર શારીરિક કષ્ટ ભોગવ્યાં હતાં અને વધુ જીવી હોત તો ત્હેને વધારે દુઃખ ભોગવવાં પડત, તેથી તે મરણ પામી એથી

દુઃખમાંથી છૂટી. અને એ વિચાર ત્હેના મનમાં આવ્યો ત્યારથી પત્નીના મરણથી ત્હેના હૃદયમાં થતી યાતના કંઈક અંશે ઓછી થઈ હતી. તો પણ 'જો મ્હેં ત્હેના તરફ પ્રેમ રાખ્યો હોત, તે માટે ત્હેને સંયોગ આપ્યો હોત, તો આજ આવો પ્રસંગ આવત નહિ.' એ વિચાર જ્યારે ત્હેના મનમાં આવતો ત્યારે ત્હેને સાહજિક દુઃખ થતું અને તે પોતાને જ દૂષણ દેતો. પરંતુ ધીરે ધીરે તે વિચારોનો પણ લોપ થતો ગયો.

આજથી ત્હેના મનને નવીન વિચારનો ખોરાક મળ્યો હતો. વિલસુનાં નેત્રોનાં અશ્રુ અને હૃદયને પીગળાવનારાં ત્હેનાં વાક્ય એજ નવીન વિચારનો વિષય હતો.

વિહારીને આશ્રમ પાસે મૂકીને તે આગળ નીકળ્યો તે વખતે સંધ્યાકાળ થયો હતો. સાબરમતિના પૂલ ઉપર ગાડીઓ, બાયસિકલો અને મોટરોની તથા ફરવા જતા–આવતા મનુષ્યોની ધમાલ હતી. પૂલના મધ્ય ભાગે આવીને તે નદી તરફ દૃષ્ટી નાખીને ઉભો રહ્યો તે વખતે નદીમાં પાણીમાં તરતા યુવકોની શરત થઈ રહી હતી. બન્ને ટોળીઓ ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓની હતી. નરેન્દ્રે પણ એજ કૉલેજમાં શિક્ષણ લીધું હતું તેથી 'ગુજરાત કૉલેજ' નું ત્હેને ઘણું અભિમાન હતું. તે કૉલેજમાં હતો તે વખતે ક્રિકેટ અને ટેનીસની રમત ઘણીજ રમતો, પરંતુ વિલાયત ગયા પછી ત્હેને તરવાનો ઘણોજ શોખ લાગ્યો હતો. ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ પણ થોડા સમયથી એક ખાનગી કલબ કાઢી પાણીમાં તરવાની રમત રમવી શરૂ કરી હતી. તે પ્રમાણે આજે નદીમાં ચાલતી શરત જોઈ નરેન્દ્રને પણ મઝા જોવાનું મન થયું અને નદીને એક કાંઠે બેસી તરતા વિદ્યાર્થીઓને ઉત્તેજન આપતા, તાળીઓ વગાડતા તથા બૂમો પાડતા વિદ્યાર્થીઓના ટોળામાં જઈને પાસેથીજ મઝા જોવાના ઉદ્દેશથી તે ધીરે ધીરે પૂલ ઓળંગી નીચે ગયો. નદીને કીનારે બેઠેલા ટોળામાં બે ગુજરાતી પ્રૉફેસરો પણ હતા.

શરત પૂરી થઇ ત્હાં સુધી નરેન્દ્ર તરફ કોઇનું લક્ષ્ય ગયું નહિ; કારણ કે તે એક બાજૂએ ઉભો રહીને શરત જોતો હતો; પરંતુ થોડા સમયમાં શરત પૂરી થઈ, તે વખતે વિદ્યાર્થીઓની ગરબડ પૂરી થઇ. કેટલાક યુવકો વેળુમાં હાથરૂમાલ પાથરીને બેઠા, તે વખતે નરેન્દ્ર પ્રૉફેસરની સાથે ઉભો ઉભો વાતો કરતો હતો.

એટલામાં કલબનો સિપાઇ ચહાની 'કીટલી' અને પ્યાલા રકાબી

લઇ આવ્યો. તે ચ્હા ભરવા જતો હતો એટલામાં એક જણ બોલી ઉઠયો : “ એ—જરા થોભ. ” તે પછી તેણે પોતાના મંડળને ઉદ્દેશી કહ્યું : “ પેલા પ્રોફેસર શાહ અને ભટ્ટની સાથે ત્રીજું કોણ છે ?—બૅરિસ્ટર મિ. નરેન્દ્રરાય હોય એવું મ્હને તો લાગે છે. હા—હા એજ છે. જા એ જોશી ઉઠ. એમને બોલાવ. આપણે ત્હેમને ચ્હા આપવો જોઇએ. ”

તુર્તજ જોશી ગયો અને બન્ને પ્રોફેસરો સાથે નરેન્દ્રને પણ બોલાવી લાવ્યો. ત્હેઓ આવીને વિદ્યાર્થીઓ સાથે બેઠા; તે પછી ચ્હાના પ્યાલા અપાયા. ચ્હા પીતાં પીતાં થએલી શરત સંબંધે વાતો ચાલતી હતી. નરેન્દ્ર પણ વિલાયતમાં થતી શરતો વિષેના પોતાના અનુભવની વાતો કરી રહ્યો હતો. એટલામાં એક વિદ્યાર્થીએ નરેન્દ્રને કહ્યું : “ બૅરીસ્ટર સાહેબ, આપને એક શંકા પૂછવાની છે. અમ્હારા ગુજરાત કૉલેજના પ્રૉફેસર સાહેબોનો એ વિષય નથી અને ત્હેઓ એ ભાંજગડમાં પડે તેમ પણ નથી. ”

“ મહેતા, તું બહુ બોલે છે ! ધ્યાનમાં રાખ ! ઠીક નહિં ! ” વિદ્યાર્થીઓના એ મંડળમાં મહેતા જરા બહુબોલો હતો, ત્હેને દબાવવાના ઉદ્દેશથી જોશીએ કહ્યું.

“ તો શું શંકા થઈ તે પૂછું નહિં કે ? હું જાણું છું તું બહુ શાણો છે તે ! ” મહેતાએ જવાબ વાળ્યો.

“ શંકા થઇ તો તે અવશ્ય પૂછવીજ જોઇએ. ” પ્રૉ. ભટ્ટે કહ્યું.

“ તો પછી મહેતા જે પૂછવું હોય તે પૂછ. મ્હને કંઈ અડચણ નથી. ” જોશીએ રજા આપી.

“ પૂછ એટલે ? સમજ કે ત્હને એકાદ શ્રીમંત વિધવા મળે અને ત્હેની સાથે લગ્ન કરવાની ત્હારી ઇચ્છા હોય.—” મહેતાનું અડધું વાકય સાંભળીનેજ બધા વિદ્યાર્થીઓ ખડખડ હસવા લાગ્યા. તેથી મહેતાએ કહ્યું, “ ત્હમે બધા શું હસો છો ? એવી વસ્તુસ્થિતિ હોય તો શું શંકા નહિં પૂછી રાખવી ? ”

“ હા, હા. મહેતા, ત્હારૂં કહેવું વાજબી છે ! પૂછ ત્હારી શંકા. ચલાવ. ” કનકરાય વચ્ચેજ બોલી ઉઠયો.

એટલે મહેતાએ કહ્યું : “ બૅરિસ્ટર સાહેબ, હું એમ કહું છું કે, આપણે એકાદી પરજ્ઞાતિની શ્રીમંત વિધવા સાથે લગ્ન કર્યું, અને ત્હેના દ્રવ્યનો જે લાભ આપણને જોઇતો હતો તે આપણને મળ્યો, તે પછી આ બસુ-બીલ પ્રમાણે આપણે તે વિધવા સાથે ઘટસ્ફોટ કરી શકીએ કે નહિં ?”

“ વાહરે ત્હારી શંકા ! પૈસાનું કામ પત્યા પછી ધટસ્ફોટ કરે નહિં ? એ સારો ન્યાય ! “ જોશીએ કહ્યું.

“ ધટસ્ફોટનાં યોગ્ય કારણો કોર્ટની નજર સમક્ષ રજૂ કરો તો તેમ કરવાની પરવાનગી મળે. ” નરેન્દ્રે કહ્યું; “ પરંતુ ત્હેની સાથે ‘ બસુબીલ ’નો શો સંબંધ ? તે પરવાનગી તો ઇ. સ. ૧૮૭૨ ના સિવિલ મૅરેજ ઍકટની રૂએ આપવામાં આવી જ છે. ”

“ પણ મ્હારૂં કહેવું એવું છે કે ”–મહેતાએ ફરીથી કહ્યું, “ ધારો કે એકાદ સંસ્થાનિક નિપુત્રિક સ્થિતિમાં મરણ પામે અને ત્હેની વિધવાને દત્તક લેવાની સરકાર પરવાનગી ન આપે તો ત્હેને જે દત્તક લેવાનો હોય ત્હેને દત્તક ન લેતાં ત્હેની સાથે લગ્ન કરે તો તે કાર્યની વચ્ચે એ બીલ પ્રમાણે સરકાર આવી શકે કે નહિં ? અને જો તેમ થાય તો ત્હેને હક્કદાર માલેક બનતાં અડચણ આવે કે નહિં ? ”

નરેન્દ્રે હસતાં હસતાં કહ્યું: ” મિ. મહેતા, ત્હમારો આ વિનોદી તર્ક એકાદ સારા અનુભવી માણસને પણ ક્ષણભર ગભરાવી નાખે તેવો છે. જેને દત્તક લેવાનો હોય ત્હેનીજ સાથે લગ્ન એ વિચારજ કાનને—”

“ કેમ, કેમ બૅરિસ્ટર સાહેબ એમ કેમ કહો છો ? ” મહેતા નરેન્દ્રને બોલવા નહિં દેતાં બોલી ઉઠયો: “ વિલાયતમાં એંશી વર્ષની વિધવાઓ વીશ વર્ષના પુરૂશ સાથે સ્નેહલગ્ન નથી કરતી કે ? ત્ય્હાં એવાં ઉદાહરણો પણ મળી શકે છે, તો પછી ભારતવર્ષમાં પણ એવું કેમ ન થાય ? સરકાર દત્તક લેવા ન દે તો પછી ત્હેની સાથે લગ્ન કરવામાં શું હરકત છે ? આવાં લગ્નોમાં વરનું વય આઠથી બાર વર્ષ સૂધીનું અને વધૂનું ત્રીસથી ચાલીસ સૂધી રહેશે.”

“ મહેતા, તું તદ્દન મૂર્ખ છે ! ” જોશી બોલ્યો, “ ત્હારે ‘ બસુબીલ ’-ના સંબંધમાં જે પૂછવાનું હોય તે મૂકી દઇને આવા, મૂર્ખ માણસની માફક ગમે ત્હેવા પ્રશ્નો શું પૂછે છે ? ”

મહેતા : “ અરે, ધારાસભામાં ગમે તે ખરડો રજૂ થયો કે એવીજ જાતના પ્રશ્નો પૂછાવાના જ. ત્હને શું ખબર છે જોશી ? ભવિષ્યમાં મ્હને ધારાસભાનો મેમ્બર ( સભ્ય ) થવાનો ચાન્સ ( પ્રસંગ ) તો પ્રાપ્ત થવા દે. પછી જો વાઇસરૉય સાહેબ પણ દીંગ બની જાય તેવી જાતના એક એકથી ચડતા પ્રશ્નો હું રજૂ કરૂં છું કે નહિં તે ! ”

જોશી : “ પણ આ કાંઇ વાઇસરૅાયની ધારાસભા નથી. ”

"એ તો થયું!" બીજાઓની સાથે હસતાં હસતાં મહેતાએ કહ્યું. તે પછી બૅરિસ્ટર સાહેબને ઉદ્દેશીને તે બોલ્યો : "વારૂ, બૅરિસ્ટર સાહેબ, આજકાલ અમદાવાદમાં 'બસુબિલ' ની જે ધમાલ ચાલી રહી છે તે 'બસુબિલ' છે તે શું? જે મળે છે તે પૂછે છે કે, તું બસુબિલની તરફેણમાં છે કે વિરૂદ્ધ? પરંતુ એ બિલ શા માટે છે એજ વાત જો અમ્હે નથી સમજી શકયા તો જવાબ તે શો આપીએ?"

"પહેલાં ધારાસભામાં વિશિષ્ઠ વિવાહનો કાયદો પસાર થયો છે. તે કાયદા પ્રમાણે ભિન્નજાતીય કિંવા ભિન્નધર્મીય સ્ત્રીપુરૂષોનાં લગ્ન થવાનાં હોય તો તે લગ્ન નોંધાવવાં પડે છે. અને તે વખતે 'અમે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી કિંવા અન્ય કોઈ પણ ધર્મનાં અનુયાયી નથી, એવું ત્હેમને-પરણતા યુગલને-કહેવું પડે છે. તે એ કાયદામાં વિશેષ હોવાથી બ્રાહ્મધર્મીય અને બીજા કેટલાક મિશ્રવિવાહ કરનારાઓને પસંદ નથી. મિશ્રવિવાહ કરનાર જાતે 'હિંદુ' કહેવડાવવા તૈયાર હોવા છતાં 'અમે હિંદુ નથી, એવું ત્હેમને કહેવું પડે છે તેમ ન થાય. તે માટે પહેલાં પસાર થયેલા એ કાયદામાં યોગ્ય સુધારણા કરવાના ઉદ્દેશથી માનનીય ભૂપેન્દ્રનાથ બસૂએ હિંદીધારાસભામાં આ બીલ રજૂ કર્યું છે." નરેન્દ્રરાયે "બસુબિલ"ના અર્થનો સ્ફોટ કર્યો.

તેથી આશ્ચર્ય પામી મહેતા બોલી ઉઠયો : "બસ એજ કે બસુબિલ ? મ્હેં તો ધાર્યું કે અમદાવાદમાં ત્હેને માટે આટલી મોટી ગર્જનાઓ થઇ રહી છે, તો ત્હેમાં કંઈપણ મહાન્ કારણ હશે! આપણા લોક પણ કેવા મૂર્ખ છે. નકામા ન્હાની વાતને મ્હોટી બનાવી દે છે! વિશિષ્ઠ વિવાહનો કાયદો તો ઘણાં વર્ષો ઉપર પાસ થઈ ગયો છે અને હવે માત્ર ત્હેમાં સુધારણા કરાવવાની છે ત્હેમાં આટલું અટ્ટહાસ! પછી હું કહું છું—"

"ઘણુંએ કહ્યું! ઉઠો હવે. રાત પડી ગઈ." જોશી વચ્ચે પૂરાયો-અને આખું મંડળ ઉભું થયું.

———o———

# પ્રકરણ ૨૧ મું.

## વિવાહ વિશે વીણાનો સંકલ્પ.

" **આ** અભિમાન હવે છોડી દે. કાલે ભીખ માગવાનો પ્રસંગ આવ્યો તો—"

" પણ કોણ લાવ્યું એ પ્રસંગ ! "

" અમે જખ મારી, હવે ત્હારે કંઈ કહેવું છે ? નકામી એની એ વાત કાઢીને માથું દુઃખવી નાખે છે એમાં શો ફાયદો છે ? તું હવે ગમે ત્હેવાં મ્હેણાં માર પરંતુ એથી કંઇ લાલચંદ શેઠને આ ઘરબાર અને જમીન જાગીરનું લીલામ કરતાં અટકાવી શકાશે નહિં. આજ ત્હને આટલું અભિમાન છે, પણ કાલે બધું વેચાઇ જશે પછી તું એ બધું કયા ઘરમાં ભોગવી શકીશ ? ઝેર ખાઇને પ્રાણ આપવાની વેળા આવી પહોંચી છે, એની ત્હને કલ્પના પણ છે કે ? " પ્રતાપરાય દેસાઇએ પત્ની સમક્ષ ભાવી પ્રસંગનું શીઘ્ર ચિત્ર દોરી બતાવ્યું.

એ સાંભળ્યા પછી મંજુલાને ઝઝૂમી રહેલા સંકટની કંઇક કલ્પના થઇ ! એક વખત ત્હેણે દિવાનખાનામાં દૃષ્ટિ ફેરવી, તે વખતે 'આ એશઆરામથી ભરેલું ઘર કાલે વેચાઇ જશે તો મ્હારે ક્યહાં રહેવા જવાનો પ્રસંગ આવશે,' એ વિચાર ત્હેને થયો, અને ક્ષણભર તેમાંજ તે ડૂબી ગઇ.

પત્નીની એવી સ્થિતિ જોઈ ત્હેના મન ઉપર વધારે છાપ પાડવાના ઉદ્દેશથી પ્રતાપરાયે કહ્યું: " કાલે આ બધું વેચાઇ જશે પછી આપણી શી દશા થશે એ વિચારથી હું ભ્રમિષ્ટ થવાના માર્ગે ચડ્યો છું. જમીન જાગીર ગઇ કે ઉત્પન્ન પણ ગયું પછી આ મિજાજી વર્ત્તણુક શાના ઉપર ચાલશે ? આજ સુધી તું જહાગિરદારણ કહેવાય છે, પણ પછી ત્હને લોકો ભિખારણ કહીને બોલાવશે એનો કંઈપણ વિચાર કર્યો ? "

" એવી સ્થિતિ છે તો પછી...પછી–ત્હમે વીણાનાં લગ્ન શી રીતે કરી શકશો ? " મંજુલાની વાણીમાં હવે સ્હેજ મૃદુતા આવી.

" એજ વાત હું ત્હને કહેવાનો હતો. પણ ત્હારો મિજાજ જોર છે ને ! તું કોઇને બોલવા દે ત્હારે ને ? તું તો ગુણવંતલાલનું નામ દેતાંજ ફફડી ઉઠીને ! "

પ્રતાપરાયના આ ઉપાલંભનો મંજુલાએ કંઇપણ ઉત્તર ન આપ્યો, એટલે ધીમે ધીમે ત્હેમણે ગુણવંતલાલ સાથે થયેલી વાત કરવાનો આરંભ કર્યો. અને છેવટને કયારે ગયેલો લાલચંદ ગુણવંતલાલના વચન માટે કેવી રીતે થોભ્યો, ગુણવંતલાલ પોતાનુ સઘળું ઋણુ ફેડવા શા માટે તૈયાર થયો છે, ત્હેની વિનતી શી છે વગેરે સઘળી હકીકત ક્રમે ક્રમે કહી સંભળાવી ત્હેમણે કહ્યું: " ખર્ચની રકમ ક્યાંથી લાવવી એનું ઠેકાણું નહિં હોવાથી જ મ્હેં વીણાનું હજુ સૂધી લગ્ન કર્યું નહોતું ! પણ હવે જો આ યોગાયોગ કેવો મળી આવ્યો છે તે ! છોકરો પણ કોઇ રીતે ખરાબ નથી. ચાલુ વર્ષે તે છેવટની ડૉકટરની પરીક્ષામાં બેઠો છે, અને ત્હેને બીજો ભાઇ નહિં હોવાથી લગ્ન થવાથી વીણાજ ત્હેની સઘળી મિલ્કતની માલકણુ થશે. માટે જો કાલે આપણે હકાર સૂચક સદેશો મોકલીએ તોજ પરમ દિવસે આપણા ગળામાંથી ઋણનો ફાંસો છૂટી જાય.

" પણ વીણા તો કહે છે કે હું લગ્ન જ કરવાની નથી ને ? "

" એ તો ગમે તેમ કહે ! એનું કહેવું સાંભળે કોણુ ! અને ત્હેને સ્હમજણુ પણ શું હોય ? હું કેવળ ત્હારો મત લેવા માટેજ થોભ્યો છું. નહિં તો ગુણવંતલાલને ક્યારનીએ હા પાડી દીધી હોત. અને અત્યારે તું કે વીણા ના કહો તો પણ હું થોડો જ સાંભળું તેમ છું ? કારણુ લ્હેણદાર મ્હારા ગળે ફાંસો નાખશે ! એમાં ત્હમારૂં શું ગયું ? "

" ત્યારે એમ કરીએ. રાતે વીણાનો મત લઇએ અને કાલે વ્રજરાયની સાથે ગુણવંતલાલને સંદેશો મોકલાવીએ." તે દિવસે જ પ્રતાપરાય દેસાઇ પેટ ભરીને જમી શકયા. ત્હેમને ત્યારે જ ઉત્સાહનો ફરીથી અનુભવ થયો. વ્રજરાય પાસે ત્હેણે સઘળા લેણદારોના હિસાબનો આંકડો તૈયાર કરાવ્યો, તો સઘળું ન્હાનું–મ્હોટું દેવું મળીને સાઠ હજાર રૂપીઆનો આંકડો થયો. આટલી મોટી રકમ ફક્ત વીણાનાં લગ્ન માટેજ મળશે, એટલે વરને બદલે વધૂને સાઠહજાર રૂપીયાની પહેરામણી મળશે એવું ત્હેમને લાગ્યું. એક વખત જો પોતે કર્જ–મુક્ત થાય તો પછી જે વાર્ષિક ઉત્પન્ન નિયમસર આવે, તેનો ત્રેવડથી વિનિયોગ કરવામાં આવે તો પોતે સારી રીતે સુખમાં રહી શકે, એવી ત્હેમને ખાત્રી હતી. એ કાર્યમાં મંજુલાએ આટલી સરલતાથી હા પાડી તેથી પ્રતાપરાયને વધારે આનંદ થયો હતો. ખરી રીતે ગુણવંતલાલના વિષયમાં પહેલેથી મંજુલાનું જ મન કલુષિત થયું હતું, અને મંજુલાની ખટપટથી જ તે કુંજ–ભવન છોડી ગયા હતા. તેથી મંજુલાનું મન શી રીતે વળશે એજ પ્રતાપરાયના મનમાં

મ્હોટા પ્રશ્ન હતા. પરંતુ સુદૈવે ત્હેની જલદી સમ્મતિ મળી તે એક સુચિહ્ન છે એવું ત્હેને લાગ્યું. વીણાની સમ્મતિ માટે પ્રતાપરાયને લગારે ચિંતા નહોતી. કારણ કે ત્હેમને ખાત્રી હતી કે વીણા સારી સુશિક્ષિત અને સમજદાર બાળા હોવાથી પોતાની ખરી સ્થિતિ ત્હેને જણાવવામાં આવશે તો આનંદથી તે એ વાત માન્ય કરશે જ.

દેસાઇજી તથા મંજુલા વાળુ પાણી કરી દિવાનખાનામાં બેઠાં હતાં. ત્હેમની પાસેજ એક બાજુએ વીણા લખતી બેઠી હતી. પતિપત્ની વચ્ચે થોડી આડી અવળી વાતો થયા પછી પ્રતાપરાયે વીણાને પોતાની પાસે બોલાવી. વીણા ત્હેમની પાસે આવીને બેઠી એટલે સ્નેહપૂર્ણ સ્વરે ત્હેમણે કહ્યું: “ જો બ્હેન, હવે તું કંઈ ન્હાની નથી. તેથી હવે અમારે ત્હારા સુખદુઃખનો જે કંઇપણ વિચાર કરવો હોય તે ત્હારી અનુમતિથી જ કરવો જોઇએ એવી મ્હારી માન્યતા છે. ત્હને અત્યહાર સુધી અમે અવિવાહિત રાખી ત્હેનું એક સબળ કારણ હતું; પરંતુ હવે ત્હારૂં લગ્ન કરી ત્હારા ઋણમાંથી મુક્ત થવું એવું અમે નક્કી કર્યું છે. ”

“ પણ મ્હારે તો લગ્ન જ કરવું નથી તે ! ” વીણાએ વગર સંકોચે રોકડો જવાબ આપ્યો.

“ કેમ વારૂ ? ”

“ કારણ કે લગ્ન કરીને સ્વાતંત્ર્ય ગુમાવવાની મ્હારી ઇચ્છા નથી. ”

“ પણ અમારી ઇચ્છા છે તે ? ”

“ ત્હમારી ઇચ્છા હોય એથી શું ? સ્વાતંત્ર્યનો પ્રશ્ન ત્હમારો નથી, તેથી ત્હમને એનું મહત્ત્વ સમજાશે નહિં, અને તેથીજ ત્હમારી ઇચ્છાનો કંઈ ઉપયોગ નથી. માટે ત્હમે એ સંબંધમાં મ્હને કંઇપણ નહિં કહો તેજ ઠીક છે.”

“ કહું કેમ નહિં ? અને ત્હેમાં ત્હને સમજણ પણ શી પડે છે ? ” દેસાઇજીએ વીણાના વિચારની અવગણના કરી.

“ મ્હને તો એમાં ઘણી સ્હમજણ પડે છે ! ” વીણાએ પોતાનું જ્ઞાન પ્રદર્શિત કર્યું: “ સ્વાતંત્ર્ય એ શું એ જો હું સ્હમજતી ન હોત તો અત્યહારે જ મ્હેં ત્હમારૂં કહેવું માન્ય કર્યું હોત. પણ નહિં ! સ્વાતંત્ર્યની મ્હને હવે સારી રીતે કલ્પના થઇ શકે છે. પુરૂષવર્ગે સ્ત્રી વર્ગને દાસી તુલ્ય લેખી ત્હેમના સર્વ હક્કોને પગ નીચે છૂંદી નાખ્યા છે. અને તેથીજ આપણો સમાજ દિવસે દિવસ અધોગતિને પ્રાપ્ત થતો જાય છે. ”

**વીણા**નું આ ટૂંકું પરંતુ સ્પષ્ટ ભાષણ સાંભળીને પ્રતાપરાય ગભરાઇ ગયા ! અને **વીણા**ને સ્હમજાવવી એ પોતાને માટે ઘણું કઠિન કામ થઇ પડશે એવું ત્હેમને લાગવા માંડયું. ત્હેમણે **વીણા** માટે પહેલાં કરી રાખેલી કલ્પના ખોટી ઠરી ! **મંજુલા**ને મનાવવી ઘણું કઠિન છે, એમ ત્હેઓ ધારતા હતા તે જલદી સ્હમજી ગઇ; પરંતુ **વીણા**ને સ્હમજાવવી ઘણી સહેલી છે એવી ત્હેમણે કરી રાખેલ કલ્પના ખોટી ઠરી, અને ત્હેને સ્હમજાવવામાં પોતાને કેટલો શ્રમ પડશે ત્હેની હવે ત્હેમને કલ્પના પણ થઇ શકતી નહોતી. **મંજુલા** તો તે વખતે મૌન ધારણ કરીને બેશી રહી હતી, કારણ કે ત્હેમને **વીણા**નાં વાક્યો સાંભળી ખાત્રી થઇ હતી કે, પોતે પુત્રીના પ્રશ્નના કંઇપણ રદીઆ આપી શકે તેમ નથી. શિવાય **વીણા**નો સ્વભાવ હઠીલો અને મનનું ધાર્યું કરનાર છે તે પણ મંજુલા સારી રીતે સ્હમજતી હતી.

"સમાજ અધોગતિએ જશે ત્હારે જશે, પણ હમણાં હું અધોગતિએ જઇશ ત્હેનો કંઇ વિચાર કર્યો ?" પિતાએ પુત્રીને કહ્યું.

"આપણા લોકો ભૂલ કરે છે તે અહિંજ ! ત્હમને ત્હમારો સ્વાર્થ તપાસવાની દુષ્ટ ટેવ પડી છે અને તેથીજ આપણા લોકોની આવી સ્થિતિ થઈ છે." **વીણા**એ હિંદુ માબાપોના એક દુર્ગુણનું પિતાને દિગ્દર્શન કરાવ્યું.

"**વીણા**, એ વાતનો આપણે પછીથી વિચાર કરીશું; પણ હમણાં હું શું કહેવા ઇચ્છું છું તે તો સાંભળ." દેસાઇજીએ વિનિત ભાવે બોલવા માંડયું: "ત્હારા માટે મ્હેં એક વિદ્વાન્ અને વળી આપણો એક અતલગાને જ સગો તથા ત્હારા ગાઢ પરિચયનો છોકરો શોધી કાઢયો છે."

**વીણા** એ વખતે નિરુત્તર રહી, એટલે **મંજુલા**એ કહ્યું: "એ કયો છોકરો હશે એ તું સ્હમજી કે **વીણા** ? આપણા ગુણવંતલાલનો **વિહારી**. ઠીક કે નહિં !"

"કોણ ! પેલો **વિહારી** ? છટ્ !" ક્રોધથી ભાલ પ્રદેશ ઉપર કરચલીઓ પાડતી **વીણા**એ તુચ્છતાથી કહ્યું: "મ્હારે લગ્ન કરવું જ નથી, એ જ મ્હારો નિશ્ચય છે. પરંતુ ધારો કે કદાચ મ્હારો નિશ્ચય ફેરવું તોપણ હું એ ભિખારડા **વિહારી** સાથે તો કદી પણ લગ્ન કરવાની નથી. અને વળી લગ્ન નહિં કરવાની મ્હેં મ્હારી બ્હેનપણીઓ પાસે પ્રતિજ્ઞા કરી છે."

"**વીણા**, ત્હારે લગ્ન કરવું જ પડશે. તે શિવાય છૂટકો જ નથી." દેસાઇજીએ દઢતાભર્યા સ્વરે કહ્યું.

" મ્હેં પ્રતિજ્ઞા કરી છે કે હું લગ્ન કરનાર જ નથી. " યુરોપીય ભાવનાથી રંગાયલા હૃદયવાળી **વીણા**એ પિતાને એટલીજ દૃઢતાથી જવાબ આપ્યો.

" ત્હારે લગ્ન કરવુંજ પડશે. **વીણા** ! હું ફરીથી ત્હને ગાઇ વગાડીને કહું છું. " **પ્રતાપરા**યે સહજ ગુસ્સે થઇને કહ્યું: " ત્હેં પ્રતિજ્ઞા કરી તે વખતે અમ્હારી સલાહ લીધી હતી કે ? " પિતાએ નવો મુદ્દો ઉઠાવ્યો.

" એમાં તમારી સલાહ લેવાની શાની ? મ્હારા વિચારસ્વાતંત્ર્ય ઉપર ત્હમારો હક્ક નથી. " **વીણા**એ પોતાના હક્કનું પ્રતિપાદન કર્યું.

" જાણું છું ત્હારા વિચારસ્વાતંત્ર્યને ! પણ પૂછે છે કોણ ત્હારા એ વિચારસ્વાતંત્ર્યને ! " એમ કહીને દેસાઇજીએ ક્રોધથી મ્હોં ફેરવ્યું. તે વખતે **મંજુલા**એ કહ્યું, " **વીણા**, આ સારૂં કહેવાય બેટા ! વડીલજનો કહે તે સાંભળવું નહિં એજ તું શાળામાં જઇને શિખી છે કે ? છોકરીઓએ લગ્ન નહિં કરવું એવું કહેવાથી કેમ ચાલે વારૂ ! શું અમે ત્હારાં લગ્ન કરીએ છીએ તે ત્હારા ગેરલાભ માટે કરીએ છીએ કે ? છોકરો કેવો સારો છે. ડૉકટર થયો છે.— "

" હવે હું સ્હમજી શકી ! હમણાં હમણાંનો **વિહારી** આપણા મકાન પાસે, કદી કદી મ્હારી નિશાળ પાસે, તો કોઇ વખત હું મ્હારી સખીઓ સાથે ફરવા જતી હોઉં ત્યહાં આંટા મારે છે, તે શા માટે ! એ હવે હું સ્હમજી. " માતાની વાત સાંભળવાની પરવા નહિં કરતાં **વીણા** બોલી ઉઠી: " **વિહારી**નું એ વર્ત્તન ખરાબ ગણાય ! બા, હું હવે ત્હને સ્પષ્ટ કહું છું કે, આ લગ્નની વાત ત્હમે હવે ફરીથી કોઇ દિવસ મ્હારી આગળ છેડશો ના. અને તેમ કરશો તો પણ હું તે કદી સાંભળનાર નથી. " એમ કહીને **વીણા** ક્રોધાવેશમાં પોતાના શયનખંડ તરફ ચાલી ગઇ.

" કેટલી હઠીલી છોકરી છે ! " ત્હેના ગયા પછી **પ્રતાપરા**યે કહ્યું, " મ્હને તો લાગતું હતું કે **વીણા** મ્હારી વાત સાંભળશે અને તુરતજ સમ્મતિ આપશે. પણ અહિં તો તદ્દન જુદોજ પ્રકાર દેખાયો ! કેમ હવે શું કરીશું ! **ગુણવંતલાલ**ને કાલે સદેશો તો મોકલવો જ જોઇએ. આ છોકરી આવી માથાની ફરેલ છે, એવું જો તે જાણી જશે તો કદાચ ના જ પાડશે, અને એમ થયું તો પછી પતી રહ્યું બધુંએ ! શા આ નશીબના રંગ છે ! નશીબે એક બાજુ લાવી મેળવી તો બીજી છૂટી ગઈ ! " પત્ની આગળ પતિએ પેટનો ઉભરો કાઢ્યો.

" હવે એમ કરો. બે દિવસ જવાદો અને પછી વીણાને સ્હમજાવી લઇશું." મંજુલાએ પતિને નવા માર્ગનું સૂચન કર્યું.

" બે દિવસ જવા દેવાનું કહે છે પણ એટલો વખત છે ક્યાં ? બબ્બે દિવસ કરતાં તો આઠ દિવસ ઝપાટાબંધ ચાલ્યા જશે તેનું શું ? " પ્રતાપરાયે નવા માર્ગની મુશ્કેલીનું પત્નીને દિગ્દર્શન કરાવ્યું.

" છોકરીને કેવી રીતે સ્હમજાવવી ! " એ વિચારમાં આ રીતે પતિ-પત્નીએ કેટલોએ વખત ગુમાવ્યો. પ્રતાપરાયને તો એ વખતે કંઇ સૂઝ્યું જ નહોતું. જો વીણા ઉપર લગ્ન કરવાનું દબાણ કરીશું તો તે પોતાના જીવ ઉપર આવ્યા વિના નહિં રહે, એવું ત્હેના એકંદર વર્તન ઉપરથી ત્હેમને લાગ્યું એટલે હવે શું કરવું ? છોકરીને સ્હમજાવવી કઇ રીતે ? એનો ત્હેમને મોટો વિચાર થઇ પડયો. છેવટે ત્હેમણે ધાર્યું કે કનકરાય પાસે વીણાને સ્હમજાવવાનો પ્રયોગ કરી જોવો. તેથી કનકરાયને સઘળી વસ્તુસ્થિતિ સ્હમજાવી વીણાને ત્હેની માર્ફત સ્હમજાવવાનો ત્હેમણે છેલ્લો વિચાર કર્યો.

---

## • પ્રકરણ ૨૨ મું.

### નિરાશામાં આશાનું કિરણ.

" કંઈ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે. "

( સ્વ. મણિલાલ. )

પોતાની સાંપત્તિક સ્થિતિ આટલી ભયંકર નિકૃષ્ટાવસ્થામાં છે, તેની કનકરાયને કલ્પના સુદ્ધાંએ નહોતી. તેથી જ્યારે પ્રતાપરાય દેસાઇ હિસાબનો કાગળ હાથમાં લઇને ત્હેને કર્જના આંકડા એક પછી એક બતાવવા લાગ્યા, ત્યારે ત્હેના હોશ ગગડી ગયા. અને ત્હેને લાગ્યું કે એ બધું દેવું પતાવવા માટે તમામ ઇસ્ટેટ વચાય તોપણ સઘળા ઋણમાંથી મુક્ત થવાય તેમ નથી. પણ કર્જ પેટે તમામ માલમિલ્કત ચાલી ગયા પછી પોતાની શી સ્થિતિ થાય એ વિચાર થતાંજ ત્હેનાં મોતીયા મરી ગયા. પોતાનું આ મિજાજી વર્તન, સુખ ચેન અને મનોરાજ્ય તથા અભિમાન બધું ધૂળમાં મળી જશે, એવો ત્હેને અત્યારથીજ ભય લાગવા માંડયો; અને વિકલ ચિત્તે બ્હાવરાની માફક તે પિતાના મુખ સ્હામે જોઇ જ રહ્યો. છેવટે પોતાના ચરાકમથી થયેલ કર્જના આંકડા વાંચી રહ્યા પછી પ્રતાપરાયે કહ્યું:—

"“ આટલા મ્હોટા ઋણભાર નીચે દબાઈ જવાથી આપણી આવી ભયંકર સ્થિતિ થઈ છે. થોડા દિવસ પહેલાં જો ત્હારી સહી મળી હોત તો લાલચંદ શેઠ બીજા વધારે દિવસ થોભ્યો હોત, પણ હવે તો છેક છેલ્લે ક્યારે પાણી આવી ગયું છે. કાલે જ આપણા ઘેર લાલચંદ શેઠ આવ્યા હતા.” એમ કહી બનેલી સર્વ હકીકત કહી સંભળાવી, વીણાએ પકડેલી હઠની વાત પણ ત્હેમણે ક્રમશઃ કહી સંભળાવી.

ગુણવંતલાલે આપેલી આશાની વાત સાંભળી, પોતાને માથેથી કોઈ પ્રકારનો મ્હોટો બોજો ઉતરી ગયો હોય ત્હેવું કનકરાયને થયું અને સઘળા પ્રકારના એશઆરામને રામરામ કરીને બીજેજ દિવસે પોતાને કોઇ કંગાળ ઝુંપડીમાં જઇને રહેવાનો પ્રસંગ પ્રાપ્ત નહિં થાય, એમ લાગવાથી સંતોષ થયો. પણ પોતાને સંકટમાંથી મુક્ત કરવાની કુંચી વીણાના જ હાથમાં છે, માટે ત્હેને કોઇ પણ રીતે સ્હમજાવવી જોઇએ એમ વિચારી ત્હેણે કહ્યું: “ પિતાજી, જો એવી સ્થિતિ છે તો વીણાને સ્હમજાવવીજ જોઈએ. એને જો એક બે શિખામણની વાતો કહીશું તો તે જરૂર સ્હમજશે એવી મ્હને ખાત્રી છે. ”

“ નહિં રે બાપુ ! અમે ગઈ કાલે જ અમારાથી થાય તેટલું કરી ચૂક્યાં, પણ એ તો લગારે સાંભળતી જ નથી ને ! ” પિતાએ પુત્ર સમીપ પોતાની નિરાશા વ્યક્ત કરી.

“ વારૂ ત્યારે હવે હું પ્રયત્ન કરી જોઉં છું. ” એમ કહીને કનકરાય પિતા પાસેથી ઉઠી વીણાના ખંડ તરફ જવા નીકળ્યો.

વીણા પોતાના અભ્યાસ ખંડમાં બેઠી બેઠી વાંચતી હતી. ત્હેણે પોતાના ભાઇને અંદર આવતો જોઈ, તે લગ્નના સંબંધમાં જ કંઈ કહેવા આવ્યો હશે એમ ધારીને ત્હેણે કનકરાયને પ્રવેશતાં પહેલાંજ કહ્યું:

“ કનકરાય, તું મ્હારી પાસે શા માટે આવ્યો છે તે હું સારી રીતે સ્હમજું છું. પણ હું ત્હને પહેલેથી જ કહી દઉં છું કે, તું જે વાત કરવા માગે છે ત્હેનું કંઈ પણ ફળ આવવાનુ નથી. તેમ છતાં ઘરનાં બધાં માણસો મ્હને જો આ પ્રમાણે ત્રાસ આપશો તો હું સાફ સાફ કહી દઉં છું કે હું અહીંથી ચાલી જઇશ અને આર્ય મહિલા સમાજમાં જઇને રહીશ. ”

“વીણા, ત્હારી એ માન્યતા ભૂલભરી છે. હું ત્હારી પાસે બીજાજ હેતુથી આવ્યો છું. ત્હારે લગ્ન કરવું નથી, અને આ જન્મ અવિવાહિત રહીને દેશસેવા કરવી છે એ ત્હારા વિચારો મ્હને પણ ઘણાજ પસંદ છે.”

કનકરાયે વીણાને સ્હમજાવતાં કહ્યું: "પણ મ્હારે માત્ર ત્હને એટલુંજ કહેવું છે કે તું મ્હારી સાથે શાન્ત ચિત્તે વાત કર, એટલે આપણે બન્ને ભાઈ બ્હેન સારી રીતે વિચાર કરી છેવટના નિર્ણય ઉપર આવીએ. હાલમાં દેવાને લીધે આપણી કેવી સ્થિતિ થઈ છે, તે ત્હને ખબર છે કે?"

"હા. કાલે કુંજ–ભવનનુ લીલાંઉ થશે. પણ એમ થાય તો પણ મ્હને ત્હેમાં શી રીતે ખરાબ લાગવાનું હતું? મ્હેં થોડુંજ કર્જ કર્યું છે, અથવા તો મ્હારે માટે પિતાજીએ ઓછુંજ કર્જ કર્યું છે?" વીણાએ રોકડું પરખાવ્યું.

"તે ખરૂં! પણ આપણાં ઘરબાર અને માલમિલ્કતનું લીલાઉં થવા પછી આપણે એકાદ કંગાલ ઝૂંપડીમાં રહેવા જવું પડશે ત્હેનો ત્હેં વિચાર કર્યો કે?" કનકરાયે વીણાને ભયંકર ભાવિનું દર્શન કરાવ્યું.

"હા. પણ જ્હેણે કરજ કર્યું હશે તે જશે. હું તો કદી પણ નહિં જાઉં!"

"તો પછી તુ ક્યહાં જઈશ?"

"મ્હારે તો ઘણાંએ ઠેકાણાં છે. અહિં સુરત અને મુંબઈમાં 'વનિતા વિશ્રામ' છે, પૂણામાં 'સેવાસદન' છે, બંગાળામાં 'ઇંડિઅન રિફોર્મ એસોસિએસન' છે, ઉમરાવતીમાં 'વનિતા સમાજ' છે, હૈદ્રાબાદમાં 'અબલોન્નતિ મહિલા સમાજ' છે. તે દરેક સ્થળે પત્ર લખી હું ત્હેમને મ્હારી ખરેખરી સ્થિતિ જણાવીશ, અને અવિવાહિત રહી દેશસેવા કરવાનો મ્હારો ઉદ્દેશ પણ ત્હેમને જણાવીશ.—"

"પણ વીણા, આપણાં ગૃહછિદ્રો લોકોને જણાવી મદદ માગવી આપણાં કુલશીલને યોગ્ય નથી." કનકરાયે મોટાઇની મહત્તા સ્હમજાવી.

"અને કાલે સ્હવારે લિલાંઉ થશે અને આખી દુનિયાં થૂ: થૂ: કરશે તે યોગ્ય છે કે?" વીણાએ તડને ફડ જવાબ આપ્યો.

વીણા કાઇનાથી સહજમાં હારી જાય ત્હેવી ન્હોતી. ત્હેના પ્રત્યેક ઉત્તર પ્રશ્ન કરનારનાં મ્હોઢાં બંધ કરી નાખતા હતા. કનકરાય પણ બ્હેનના જડબાતોડ જવાબ સાંભળીને ગભરાઇ ગયો. હવે ત્હેને સ્હમજાવવા માટે કઇ યુકિત કામે લગાડવી એજ ત્હેને સ્હમજાતું નહોતું. તો પણ દેસાઇ કુટુમ્બના શીરે ઝઝૂમી રહેલ સંકટ રૂપી વાદળ નિવારવાનો સઘળો આધાર વીણા ઉપર અવલંબિત હતો. જો વિહારી સાથે લગ્ન કરવાની તે હા પાડે તોજ ગુણવંતલાલ તરફથી મદદ થાય તેમ હતી, નહિં તો ઘરબાર અને જમીન–જાગીરતું લિલાઉં થાય તેમ હતું તેથી **યેન કેન પ્રકારેણ** ત્હેને

સ્હમજાવવીજ જોઇએ, એ ખરૂં, પણ શી રીતે સ્હમજાવવી એજ ઉપાય ન્હેને જડતો નહોતો. કેટલીક ક્ષણો સુધી સ્તબ્ધ બની ગયા પછી કનકરાયને એક નવી દિશા સુઝી. તે અજમાવી જોવાની ઇચ્છાથી ત્હેણે કહ્યું: " વીણા, હું એમ કહુંછું કે ત્હારી દેશસેવા કરવાની ઇચ્છા છે. તે પ્રમાણે લગ્ન થવા પછી ત્હારી ઇચ્છા પ્રમાણે દેશસેવા કરવાની પરવાનગી આપે એવો પતિ ત્હને પ્રાપ્ત થાય, તો પછી લગ્ન કરવામાં ત્હને શું હરકત છે ? "

" હરકત તો મ્હોટીજ છે. મ્હારી સ્વતંત્રતા જાય એ પહેલી વાત ! અને પોતાની પત્નીને ત્હેની ઇચ્છા પ્રમાણે ચાલવા દેવાની પરવાનગી આપે એટલું મનોબલ બતાવનાર પુરૂષ આપણા આખા સમાજમાં એક પણ નહિં મળે, એ બીજી વાત ! ત્હમે પુરૂષ વર્ગ ગમે તેટલા સુશિક્ષિત બનો. સ્ત્રીઓના હક્કની ચળવળને સહાયક છો એમ બતાવવા ગમે તેટલાં ભાષણો આપો અને લેખો લખો, પરંતુ છેવટે ત્હમારૂંજ ત્હમે ખરૂં કરી બતાવશો ! ત્હમારા ગમે તેટલા ઉચ્ચ આશય હશે તો પણ એક વખત લગ્ન થયાં અને સ્ત્રી ઘરમાં આવી એટલે ત્હેની સાથે ત્હમે દાસી તરીકે જ વર્તશો ! અને જુલ્મને લીધે ત્હેને બિચારીને પણ પતિની તાબેદારી સ્વીકાર્યા વિના છૂટકો નહિં જ થાય. તે કરતાં લગ્ન જ નહિં કરવું એના જેવું બીજું સુખ જ નથી ! " વીણાએ વીસમી સદીના પુરૂષવર્ગના વર્ત્તનનું આબેહુબ ચિત્ર દોરી બતાવ્યું.

" હવે કનકરાય વીણા આગળ તદ્દન નિરૂત્તર બન્યો. છેવટે કેટલીક પળો પછી તદ્દન હતાશ થઇને ત્હેણે કહ્યું: " બ્હેન, ત્હારૂં કહેવું અક્ષરશઃ મ્હને માન્ય છે, પણ સંતાનોએ માતપિતા પ્રત્યેનું પોતાનું કર્ત્તવ્ય પાર પાડવું જ જોઇએ; એવા આર્યશાસ્ત્રની આજ્ઞા છે, અને શિક્ષિત સંતાનોએ તો પોતાનો ધર્મ સમ્પૂર્ણ રીતે સદા કરવો જ જોઇએ. "

" પણ માબાપ જ જો પોતાના કર્ત્તવ્યને અને ધર્મને ઉંચાં મૂકે છે તો પછી સંતાનોએ પોતાનાં કર્ત્તવ્ય ન બજાવ્યાં એમ કહીને ત્હેમના ઉપર કોઈ પણ પ્રકારની જવાબદારી મૂકી શકાય જ શી રીતે ? "

પોતાના સઘળા ઉપાયો નિષ્ફળ જતા જોઇ, " વીણા, તું તો મ્હને લગારે બોલવા જ દેતી નથી " એમ કહીને કનકરાય ચૂપ થઈ ગયો. પણ એવી રીતે નિરાશ થઇને બેશી રહેવાથી કંઇ આવતુ સંકટ ટળી શકે તેમ નહોતું. તેથી વીણાને શી રીતે સ્હમજાવવી એની તે મન સાથે ગડમથલ કરી રહ્યો હતો. એટલામાં એકાએક ત્હેના મનમાં એક વિચાર આવ્યો.

એનું કંઇક સાર્થક થશે એવી આશાથી તે એકદમ બોલ્યો: " વીણા, બસ એ રહ્યું. હું હવે એક વાત કહું તે પ્રમાણે તું કરીશ ? જો કરે તો ત્હારી ઇચ્છા પાર પડશે અને પિતાજી સંકટમાંથી મુક્ત પણ થઇ શકશે. "

" કરવા જેવું હશે તો કરીશ, નહિં તો ના પાડીશ." વીણાએ સંદિગ્ધ ઉત્તર આપ્યો.

" વીણા, જો ચાર છ દિવસમાં પૈસાની સગવડ થઇ નહિં શકે તો આપણી તમામ માલમિલ્કતનું લિલાંમ થશે. પણ જો તું લગ્નની હા પાડે તો પિતાજીનું પચાસ–સાઠ હજાર રૂપીઆનું તમામ દેવું વાળી આપવા ગુણવંતલાલ અત્હારેજ તૈયાર છે. તેથી મ્હેં એવો તોડ કાઢ્યો છે કે, તું વિહારી સાથે લગ્ન કરવાની હા પાડ. એટલે ગુણવંતલાલ પાસેથી નાણાં મળે અને પિતાજી કર્જમુક્ત થાય. "

" પણ કબૂલ કરવા પ્રમાણે જો હું લગ્ન ન કરૂં તો આપણે પૈસા લેવામાં વિશ્વાસઘાત કરેલો નહિં કહેવાય કે ? " વીણાએ વાંધો બતાવ્યો.

" પણ હું ક્યાં કહું છું કે તું વિશ્વાસઘાત કર ! તું લગ્ન કર અને થોડા દિવસમાં ધટસ્ફોટ–છૂટાછેડા–કરી લે. તે માટે ત્હારે કારણો બતાવવાં પડશે ત્હેનો આપણે પછીથી વિચાર કરીશું; પણ હાલ તો પિતાજી એથી સંકટમાંથી મુક્ત થશે ! ત્હને વિહારી પસંદ નથી અને તાબેદારી ત્હારે કરવી નથી, એ કારણો તુ કોર્ટ સમક્ષ રજુ કરી શકીશ ! " કનકરાયે વિચિત્ર યોજના બતાવી.

હવે વીણા માટે વિચારનો પ્રશ્ન ઉપસ્થિત થયો ! આટલા વખત સુધી પોતાના મુદ્દાઓથી બીજાઓને વિચારમાં નાખનારી વીણા હવે કનકરાયે રજુ કરેલા મુદ્દા ઉપર વિચાર કરવા લાગી. પોતે હસ્ર ભણે તો પણ પોતાને ભવિષ્યમાં છૂટવાનો માર્ગ હોઈ પિતાનું પણ કામ થાય છે. તો સમ્મતિ આપવામાં કંઈ હરકત નથી એવું ત્હેને લાગ્યું. તો પણ ત્હેણે એકદમ હા નહિં પાડતાં કહ્યું: " તું કહે છે તે માર્ગ છે તો ખરો !

પરંતુ મ્હારે તે વિષે પણ યોગ્ય વિચાર કરવો જોઇએ. "

" હા હા, અવશ્ય વિચાર કર ! " પોતાની નૂતન યુક્તિનું વીણા ઉપર પરિણામ થયેલું જોઇ કનકરાયને આનંદ થયો. પરંતુ ચહેરા ઉપર ત્હેથી કંઇ પણ ફેરફાર થવા ન દેતાં કૃત્રિમ ગંભીરપણું ધારણ કરી ત્હેણે કહ્યું: " મ્હેં ત્હને એક સરળ માર્ગ સૂચવ્યો છે. જો, હવે તું હા પાડીશ તો પિતાજીને પણ આનંદ થશે. કેમ મ્હારે પિતાજીને ત્હારી હા છે એમ કહું ને ? "

. . . . . . . . . . . .

' નહિં, એટલી ઉતાવળથી નહિં. હું એ વાતનો પણ રાત્રે બરાબર વિચાર કરીશ અને જે નિર્ણય હશે તે સ્હવારે કહીશ. "

એ વખતે કનકરાયને નિરાશામાં આશાનું કિરણ દેખાયું. તેથી કંઈ પણ વધારે નહિં બોલતાં તે ઉઠ્યો. પોતાના કાર્યમાં પંદર આના યશ મળ્યો હતો એવું ત્હેને લાગ્યું.

કનકરાયની વીણા સાથેની મુલાકાતનું શું પરિણામ આવે છે તે જાણવાની અત્યંત ઉત્કંઠાથી વાટ જોતાં પ્રતાપરાય અને મંજુલા બેઠાં હતાં. વીણા પાસેથી ઉઠીને કનકરાય દિવાનખાના તરફજ જવા નીકળ્યો હતો. ત્હેને ખંડમાં પ્રવેશતો જોઇનેજ પ્રતાપરાયે આશાભર્યા સ્વરે એકદમ પૂછ્યું: " કેમ ભાઈ, છે કે કંઈ આશા ?"

" આટલા વખત સુધી માથાકૂટ કર્યા પછી કબુલ તો થઈ છે ! પણ હજી રૂપિએ એક આનાની કસર રહી છે. " એમ કહીને કનકરાયે વીણા સાથે થયેલી વાતચિતનો સાર ત્હેમને કહી સંભળાવ્યો. તેથી સંતોષ પામી પ્રતાપરાયે પત્નીને ઉદ્દેશીને કહ્યું: " હવે જરૂર તે હા પાડશે. એવી મ્હારી તો ખાત્રી છે. તો પછી કેમ, કાલે વ્રજરાયને ગુણવંતલાલના ઘેર મોકલીશું ને ?"

" હા—મોકલો ! "

## પ્રકરણ ૨૩ મું.

### પ્રૌઢવિવાહ અને પુનર્વિવાહ.

" પ્રૌઢ વિવાહ—પ્રીતિવિવાહ ખરાબ છે એવું મ્હારૂં કહેવું નથી. પરંતુ સ્વામિન્, મ્હારૂં તો એટલુંજ કહેવું છે કે એવું કશુંએ અમારા વખતમાં નહોતું. તેથી પ્રજા નિરોગી, સુદૃઢ અને દિર્ઘાયુષી થાય તે માટે પ્રૌઢ વિવાહજ થવા જોઇએ, એવો આજકાલ જે મત પ્રચલિત છે તે મ્હને તો લગાર ચમત્કારિક લાગે છે. અમારા બાપ—દાદાઓ સારી રીતે સુદૃઢ અને નિરોગી હતા, તથા દિર્ઘાયુષી થઇને મરણને શરણ થયા હતા. ત્હેમના વડિલ જનોનાં લગ્ન એકદમ બાલ્યાવસ્થામાંજ થયાં હોવાં જોઇએ એવું મ્હને તો લાગે છે. " ગુણવંતલાલે સ્વામીજી આગળ બાળલગ્નનાં ગુણગાન શરૂ કર્યાં.

તે સાંભળી સ્વામીએ કહ્યું: " ગુણવંતલાલ, ત્હમારૂં કહેવું હું માન્ય કરૂંછું. જે દંપતિમાં ખરેખર શુદ્ધ પ્રેમ છે. ત્હેમને ઘેર ત્હમે કહોછો ત્હેવી પ્રજાજ થાય એમાં નવાઇ નથી. કારણ પ્રેમળ દંપતિયુગલોના અંતઃકરણતત્વોની બંધાયલી આનંદમય ગાંઠ, એજ પ્રજા એટલે સંતતિ કહેવાય છે. આપણા સુપ્રસિદ્ધ કવિવર ભવભૂતિએજ ગાયું છે કે:—

**अंतःकरण तत्त्वस्य दंपत्योः स्नेहसंश्रयात ।**
**आनंदग्रंथिरेकोऽयमपत्यमिति बध्यते ॥ "**

સત્યધર્માશ્રમમાં સ્વામીજી અને ગુણવંતલાલ વચ્ચે ઉપર્યુક્ત વાર્તાલાપ થઇ રહ્યો હતો તે વખતે સ્હવારના આઠ વાગી ગયા હતા. પ્રતાપરાય દેસાઇના કહેવા પ્રમાણે વીણાના લગ્ન સંબંધે હા નાનો સંદેશો આગલા દિવસે ત્હેમની તરફથી આવવો જોઇતો હતો; પરંતુ તે નહિં આવવાથી સ્વામીજીને તે વાત કહેવા માટેજ સ્હવારના પ્હોરમાં ગુણવંતલાલ આશ્રમમાં આવ્યા હતા. સ્વામીજી પણ તે વખતે આહ્નિક કર્મો આટોપીનેજ બેઠા હતા. તેથી ગુણવંતલાલની વાત સાંભળી રહ્યા પછી વાતમાં ને વાતમાંજ પ્રૌઢ વિવાહનો પ્રશ્ન આપણે જોયુ તેમ સાહજિકજ નિકળ્યો હતો.

પોતાના મતને સ્વામીજી તરફથી એક પ્રકારનું સમર્થન મળેલું જોઇ ગુણવંતલાલને કંઇક સંતોષ થયો. પણ સ્વામીજીએ થોડીવાર રહીને કહ્યું:

" હાલના બદલાયલા દિનમાન ઉપરથી જોતાં કન્યાઓને અલ્પવયમાંજ રજોદર્શન થાય છે. અને જો બાળપણેજ વિવાહ થયેલા હોય તો સૃષ્ટિનિયમાનુસાર તે અલ્પ સમયમાંજ પુત્રવતી થાય છે. તેથી પતિ-પત્ની વચ્ચે ગાઢ પ્રેમ હોય તો પણ એવી કન્યાઓથી ઉત્પન્ન થયેલી પ્રજા નિઃસત્વ જ થાય છે. કારણ કન્યાને રજોદર્શન પ્રાપ્ત થયેલું હોય તો પણ ત્હેના વિવક્ષિત અવયવો સર્વાંશે ખિલેલા હોતા નથી. એટલાજ માટે પ્રૌઢ વિવાહ આચારમાં ઉતારવા જોઇએ. પરંતુ સુદઢ સંતતિ માટે હાલમાં જે પ્રૌઢ વિવાહ થાય છે, તેથી ઇચ્છિત કાર્ય કેટલું ફલપ્રદ થાય છે તે પણ એક પ્રશ્ન છે. પ્રૌઢ વિવાહથી સશક્ત પ્રજા ઉત્પન્ન થઇ શકે છે; પરંતુ સશક્ત, દીર્ઘાયુષી, બુદ્ધિમાન્ અને પોતાના કર્તૃત્વથી દેશને ભૂષણ રૂપ પ્રજા ઉત્પન્ન થાય, એવી ઇચ્છા હોય તો તે પ્રૌઢ લગ્ન પણ કેવળ સ્નેહ લગ્નજ હોવાં જોઇએ. કારણ શુદ્ધ સ્નેહનું રહસ્યજ એવું છે કે:—

**व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु-**
**र्न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ।**

**विकसति हि पतङ्गस्योदये पुण्डरीकम्**
**द्रवति च हिमरश्मावुद्गते चंद्रकान्तः ॥**

અને તેથીજ વર-વધૂનાં એક બીજા માટે સંપૂર્ણ પ્રેમ અને ઐક્યભાવ હોવાજ જોઇએ. એક બીજાનાં શારીરિક. નૈતિક અને બૌધિક વગેરે હર-એક પ્રકારનાં સમ્પૂર્ણ જીવન સઘટિત થવાં જોઇએ. અને તેમ થવા માટે ત્હેમનાં પ્રૌઢ લગ્ન થવા પૂર્વે ચાર છ વર્ષ અગાઉથી ત્હેમનો વાગ્નિશ્ચય થવો જોઇએ. એટલે પરસ્પરને એકમેકનાં મન ઓળખવા તથા ત્હેમનો પ્રેમ વૃદ્ધિંગત થવા માટે અવસર પ્રાપ્ત થાય. એવી રીતે પ્રૌઢ લગ્ન થાય તો ત્હેવી જાતના યુગલમાં ભવિષ્યમાં અણબનાવ થવાના સંભવજ લગભગ ન રહે, અથવા તો ઘણાજ ઓછા રહે ! પાશ્ચાત્ય દેશમાં સર્વ સ્થળે પ્રૌઢ લગ્નજ રૂઢ છે, તદપિ ત્હેમાં સેંકડે પાંચ-દશ કરતાં વધારે સ્નેહલગ્ન નથી થતાં તેથીજ પ્રૌઢ વિવાહ થવા છતાં પણ ત્હાં બહુથી વધારે છૂટાછેડા થાય છે."

સ્વામીજી આવી રીતે સ્નેહલગ્નની મહત્તા પ્રતિપાદિત કરી રહ્યા હતા; એટલામાં ચાસલયાં શંકરે આશ્રમમાં આવી ગુણવંતલાલ તરફ જોઇને કહ્યું " પ્રતાપરાય દેસાઈ તરફથી વ્રજરાય નામના એક ગૃહસ્થ ત્હમને મળવા અત્રે આવ્યા છે. "

ગુણવંતલાલે ત્હેને અંદર બોલાવ્યો અને યોગ્ય સ્વાગત કરી આસન આપ્યા પછી કહ્યું: " મ્હેં ગઇ કાલે ત્હમારી વાટય જોઇ હતી. "

વ્રજરાયે આશ્રમમાં આવી સ્વામીજીને વન્દન કરી આસન લીધું તે વખતે સત્યાનંદજીની નજર ત્હેના ચહેરા ઉપર પડી તે સાથેજ ત્હેમના મનમાં કંઇક સંશય ઉત્પન્ન થયો. પરંતુ એક ક્ષણમાંજ તે સંશય આપો-આપ દૂર થઇ ગયો. તે પછી વ્રજરાય ગુણવંતલાલની પાસે બેઠો એટલામાં બહાર કોણ આવ્યું છે તે જોવા ભારતીમૈયા બારણા પાસે આવ્યાં; પણ વ્રજરાય ઉપર દૃષ્ટિ પડતાંજ તે એકદમ ચમકીને બે ડગલાં પાછાં હટી ગયાં. તે સમયે વ્રજરાયની પણ તેવીજ સ્થિતિ થઇ હતી; પરંતુ સમય-સૂચકતા વાપરીને ત્હેણે કોઇને પણ તે જણાવા નહિં દેતાં ગુણવંતલાલ તરફ જોઇને કહ્યું: " હા. હું કાલેજ આવનાર હતો; પરંતુ એક ખેતર ઉપર ઘણુંજ અગત્યનું કામ નીકળવાથી ત્હાં જવું પડ્યું તેથી આવી ન શકાયું, પરંતુ આજ હું આપને બોલાવવા માટેજ આવ્યો છું."

" એમ કે ? ઠીક છે. " કહી સંતોષ દર્શાવી ગુણવંતલાલે શંકરને કહ્યું: " શંકર, જા રામસીંગને ગાડી લાવવાનું કહે ! "

શંકર તુર્તજ આજ્ઞા પ્રમાણે અમલ કરવા ગયો; પરંતુ જતાં જતાં ફરીથી એક વખત ત્હેણે વ્રજરાયના ચહેરા તરફ દૃષ્ટિ નાખી. તે ઘણોજ ચાણક્ષ છોકરો હતો. વ્રજરાયને આશ્રમમાં લાવ્યા પછી તે દરવાજા પાસેજ ઉભો હતો; અને સ્વામીજીને વંદન કરતાં વ્રજરાયની દૃષ્ટિ ત્હેમના ચહેરા ઉપર પડતાંજ, ત્હેના મુખ ઉપર કિંચિત્ ફરક પડી ગયાની છાપ પડી ગએલી તે શંકરના લક્ષ્ય બહાર નહોતી. એટલામાં આરતીબૈયા બહાર આવ્યાં ત્હેમને જોઈને ફરીથી વ્રજરાયની મુખચર્યામાં જે ફેરફાર થઈ ગયો તે પણ શંકરની તીક્ષ્ણ દૃષ્ટિથી છૂપું રહી શક્યું નહોતું. તે પછી ત્હેણે ફરીથી સ્વામી તરફ જોયું તો તે પણ વ્રજરાય તરફ નિહાળી નિહાળીને જોતા હતા એવું તે સ્હમજી ગયો. એટલા પ્રકારથી તે બાળકના ન્હાનકડા મનમા વ્રજરાયના સંબંધમાં સંશય ઉત્પન્ન થયો હતો. તેથી તે ઘેર ગયો તે વખતે પણ આખે રસ્તે એના એ વિચાર ત્હેને થયા કરતા હતા. રામસીંગને ગાડી જોડીને આશ્રમમાં જવાનું કહી શંકર ઉપર ગયો તો દિવાનખાનામાં વિહારી અને નરેન્દ્ર બેઠા હતા. હમણાં બેલા ચાર દિવસથી નરેન્દ્ર દરરોજ વિહારીને મળવા આવતો હતો.

શંકરને દિવાનખાનામાં પ્રવેશતો જોઈનેજ એકદમ વિહારીએ ત્હેને પૂછ્યું: “ કેમ શંકર, પિતાજી જાય છે કે દેસાઈજીના ઘેર ? ”

“ અરે બાપુ, જાય છે—જાય છે ! ” શંકર જવાબ આપે તે પહેલાં નરેન્દ્રે વિહારીની મશ્કરી કરતાં કહ્યું: “ વીણા માટે તું આટલો બધો દિવાનો કેમ બન્યો છે ભાઈ ! ”

“ કર—કર—ફાવે તેટલી મશ્કરીઓ કર ! તુ મશ્કરી નહિં કરે ત્હારે બીજું કરશે પણ કોણ ? પણ નરેન્દ્ર, ગમે તો તું મ્હને દિવાનો કહે, પરંતુ પ્રેમ એ ચીજ કઈ અજબ છે એમાં શંકા નથી. મ્હને એ પ્રેમની ઓળખાણ થતાંજ કેટલીએ વાતો આરસાની માફક સ્પષ્ટ દેખાવા લાગી છે. વ્યક્તિના શારીરિક હ્રાસનો અવરોધ કરી, ત્હેની ઉન્નતિના દ્વારે સમાજના આયુષ્યનું નિગમન કરવાની પ્રચણ્ડ શક્તિ કેવળ એકલા પ્રેમમાં જ છે. ” વિહારીએ પ્રેમની પ્રબળ શક્તિની રૂપરેખા દોરી બતાવી.

“ તું કહે છે તે મ્હને પણ કબૂલ છે. પ્રેમમાં પુષ્કળ અલૌકિક શક્તિ છે; પણ પ્રેમને માત્ર કિમ્મત નથી તે વાત તું પણ કબૂલ કરીશ. પણ ત્હારા વિષયમાં વિચાર કરતાં, ત્હારા પ્રેમની સાઠ હજાર રૂપીઆ કિમ્મત પડી છે—”

નરેન્દ્રની વાત પૂરી થાય ત્હાં સુધી મુંગા રહેવાની ધીરજ નહિં રહેવાથી વિહારી પોતાના પ્રેમનો બચાવ કરવા વચ્ચે બોલી ઉઠયોઃ

" નરેન્દ્ર, ત્હને એવું લાગતું હોય તો લાગવા દે. પરંતુ હું તો મ્હારા પ્રેમની એ કિમ્મત પડી છે એવું કદીએ સ્હમજવાનો નથી. વિશિષ્ટ વસ્તુની પ્રાપ્તિ થવાથી તે દ્વારા આપણને સુખ થશે એ ભાવના આપણા અંતઃકરણમાં ઉત્પન્ન થવા માટે તે વસ્તુ માટે મૂળમાં પ્રેમ ઉત્પન્ન થાય છે, અને પછી તે વસ્તુની પ્રાપ્તી માટે કેટલેક પ્રસંગે આપણને પુષ્કળ શ્રમ અને દ્રવ્યનો બદલો આપવા પડે છે. તે સ્થળે એ શ્રમ અને દ્રવ્યને કદાચ તે વસ્તુની કિમ્મત કહી શકાય, પરંતુ તે વસ્તુ વિષયે આપણા અંતઃકરણમાં જે પ્રેમ હોય તેની તે કિમ્મત છે એવું આપણે કદી પણ કહી શકીશું નહિં. "

આમ વાત ચાલતી હતી એટલામાં વિશ્રામ ગાડીવાને અંદર આવીને કહ્યું: " શેઠજીએ કહ્યું છે કે, ગાડી પાછી આવતાં વાર લાગશે તેથી વિલસુ બ્હેનને જો નિશાળમાં જવું હોય તો ભાડાની ગાડીમાં મોકલજો. નહિં તો આજ એમને નિશાળમાં ના મોકલશો. "

" તો વિલસુને તું જતી વખતે અહિં મોકલતો જા. " વિહારીએ કહ્યું.

વિલસુ બે એક ક્ષણ પછી દિવાનખાનામાં આવી. તે વખતે તે સ્નાન કરવાની તૈયારીમાં હતી. ત્હેને આવતી જોઇને નરેન્દ્રે હસતાં હસતાં કહ્યું: " વિલસુ, આજ ત્હારે નિશાળમાં જવાનું બંધ રહ્યું છે; કારણ ગાડી ગઇ છે વિહારીના શ્વાસરે—"

" એમ કે ? શું ત્હારે ભાઇના વિવાહ નક્કી થયા કે ? " વિલસુએ હર્ષાવેશથી કહ્યું.

" નક્કી થયા હોય એવું લાગે તો છે, અને તેથીજ દેસાઇજીએ આજે ગુણવંતલાલને માણસ મોકલીને તેડાવ્યા છે ! " નરેન્દ્રે ખુલાસો કર્યો.

" ઘણુંજ સારૂં થયું ! હવે તો થોડાજ વખતમાં ભાભીશ્રી પધારશે ! પણ વિહારી ભાઇ, ખરેખર આજે મ્હારે નિશાળમાં જવાનું નથી ? "

" હા. " વિહારીએ કહ્યું.

" પણ મ્હારો આજનો અભ્યાસ જશે તે ? " વિલસુએ ચિંતા બતાવી.

" એમાં તે શું થઇ જશે ! નરેન્દ્ર આજ અહિંજ જમનાર છે, તે બપોરે ત્હને નવો પાઠ શીખવશે." વિહારીએ તેની ચિંતાનું સમાધાન કર્યું.

" મ્હને નવો પાઠ સમજાવશો ને ? " આશાભરી દ્દષ્ટીએ વિલસુએ નરેન્દ્ર તરફ જોઇને પૂછ્યું; અને નરેન્દ્રે હકારસૂચક માથું હલાવ્યા પછી તે ત્હાંથી ચાલી ગઇ.

તે પછી વિહારીએ કહ્યું: "નરેન્દ્ર, છ મહિના પહેલાં વિલસુ ભારતી-મૈયા સાથે આશ્રમમાં આવી, તે વખતે આપણે ત્હેને જોઇ હતી અને જે સંવાદ આપણી વચ્ચે થયો હતો તે ત્હને સાંભરે છે કે ? તે સમયે ત્હેં કહેલું એક વાક્ય હજી સુધી મ્હને સારી રીતે યાદ છે."

તે વખતે પોતે કહેલાં એક બે વાક્યો નરેન્દ્રના સ્મરણપટ ઉપર પણ હજી તાજાંજ હતાં. ત્હેણે કહ્યું હતું કે: "જો હું અવિવાહિત હોત તો આ દુઃખી બાળા સાથે પુનર્લગ્ન કરી ત્હેને અવશ્ય સુખી કરત. સઘળીએ બાલવિધવાઓ વિવેકીજનોની સહાનુભૂતિને પાત્ર હોય છે, પણ આ બાળાને જોઇને તો મ્હારૂં મન અતિશય દાઝે છે."

વિલસુને જોતાંજ ત્હેને માટે ત્હેને મનમાં દયા ઉત્પન્ન થઈ હતી અને ખરી સહાનુભૂતિથી "આ દુઃખી બાળા સાથે પુનર્લગ્ન કરી મ્હેં ત્હેને સુખી કરી હોત" એવું તે બોલી ગયો હતો. પરંતુ તે વખતે તેની મણી જીવતી હતી; પણ અત્યારે મણી આ દુનિયામાં નહોતી. તેવે સમયે વિહારીએ તેજ વાક્યોનું સ્મરણ કરાવ્યું, તે ઉપરથી ત્હેનો કંઇ પણ ઉદ્દેશ હશે એમ ધારીને નરેન્દ્ર ચોકસ દૃષ્ટિએ ક્ષણભર ત્હેના તરફ જોઇ જ રહ્યો. થોડીક ક્ષણો સુધી વિચાર કરી છેવટે ત્હેણે નિશ્ચયાત્મક સ્વરે કહ્યું:

"વિહારી, મ્હેં તે વખતે કહેલાં કેટલાંક ખાસ વાક્યોની તું અત્યારે મ્હને સ્મૃતિ કરાવે છે, પરંતુ એમ કરવામાં ત્હારો શો ઉદ્દેશ છે તે વાતની જો કે મ્હને ખબર નથી તોપણ હું ત્હને એટલુંજ કહું છું કે, મ્હેં તે વખતે વિલસુના સંબંધમાં જે જે શબ્દો કહ્યા હતા તે સઘળા હૃદયપૂર્વક અને સહાનુભૂતિનાજ હતા, એ તું બરાબર ધ્યાનમાં રાખજે."

"જો એમ હશે તો એથી મ્હને વધારે આનંદ થશે. હું ત્હને ત્હારા એ શબ્દોનું સ્મરણ કરાવું છું ત્હેનું કારણ એટલુંજ છે કે, એકાદી બાલવિધવા નજરે પડતાં, પ્રત્યેક મનુષ્યના મુખમાંથી ત્હેં કહ્યા હતા ત્હેવી જાતના સહાનુભૂતિદર્શક શબ્દો નીકળે છે, પરંતુ ત્હેમની એ સહાનુભૂતિ કેવળ લુખ્ખીજ હોય છે. તેજ પ્રમાણે ત્હેં તે વખતે કહેલા શબ્દો પણ મણી બ્હેન જીવતાં હોવાથી કેવળ લુખ્ખી સહાનુભૂતિના હતા, કે સાચી સહાનુભૂતિના હતા તે સ્હમજવાનો માર્ગ નહોતો. પરંતુ હવે ત્હને કસોટીએ ચડાવી કસી જોવામાં કોઇ પણ પ્રકારની હરકત નથી. આજ છ મહિના થયા, વિલસુને તું ઘણું ખરૂં દરરોજ જુએ છે. ત્હેનો સ્વભાવ, ત્હેનું વર્ત્તન અને ત્હેના ગુણ ત્હારા લક્ષ્યમાં સમ્પૂર્ણ રીતે આવ્યાજ હશે !

તો મ્હેં ઉચ્ચારેલા શબ્દો પ્રમાણેજ જો તું કાર્ય કરી બતાવે તો તેથી વિલસુ સુખી થશે." વિહારીએ મૂળ વિષય તરફ નરેન્દ્રને સીધો દોરી જવા માંડયો.

પુષ્કળ વખત થઇ ગયો. નરેન્દ્ર કંઇ પણ ઉત્તર નથી આપતો એ જોઇ છેવટે વિહારીએ ફરીથી કહ્યું: " નરેન્દ્ર, જવાદે એ વાત ! તું પહેલાં બોલી ગયો એટલે હવે ત્હારૂં એ બોલવું અત્યારે ખરૂં કરી બતાવ એવું મ્હારૂં ત્હારા ઉપર લગારે 'ફોર્સ' (દબાણ) નથી. પરંતુ કેટલેક પ્રસંગે મનુષ્ય એવું કંઇક બોલી જાય છે અને પછી તે ત્હેનેજ ભારે પડે છે, એની શિખામણ આ ઉપરથી લેવાની છે. એવી રીતે એક સારા ગણાતા મનુષ્યનું ઉદાહરણ આપણી સમક્ષ છે, તે ઉપરથી એમ સમજાય છે કે કોઇ કોઇ પ્રસંગે મહાનપુરૂષો પણ એવો ભાંગડો વાટી જાય છે, તો પછી ત્હારા મ્હારા જેવાની તો વાતજ શી ? વારૂ, ચાલ ઉઠ–સ્નાન કરવા આવે છે ને ? "

એમ કહીને તે ઉઠયો, પણ નરેન્દ્રે તુર્તજ ત્હેનો હાથ પકડયો. તે વખતે વિહારીએ ત્હેની તરફ જોયું તો નરેન્દ્રનો ચહેરો ત્હેને અતિશય ગંભીર લાગ્યો.

નરેન્દ્રે ગંભીર સ્વરે વિહારીને કહ્યું: " વિહારી, જ્યારે આ પ્રશ્ન ત્હેં ઉપસ્થિત કર્યો છે, ત્યારે તો આજ એકંદ આપણે ત્હેનો નિર્ણય પણ કરી નાખવો જોઇએ. તું કહે છે તે પ્રમાણે ઉચ્ચારેલા ખરી સહાનુભૂતિના શબ્દ કદાચિત્ પરિસ્થિતિને લીધે મ્હોટા માણસોની માફક અત્યારે ખાલી મ્હોંડાની સહાનુભૂતિનાજ કર્યા હોત. પરંતુ વિલસુના સંબન્ધમાં કેટલાક વખતથી મ્હારા મનમાં એક સરખા વિચારો ઘોળાયાં કરે છે. મ્હારા વિચાર, મ્હારા આચાર અને મ્હારા મતને પ્રત્યેક રીતે વિલસુ અનુકૂળ થાય તેમ છે. તેથી ત્હેનાથી મ્હને સર્વ પ્રકારની સુખપ્રાપ્તી થશે એવું મ્હને લાગે છે. પરંતુ મ્હારા વિષે વિલસુના વિચાર કેવા છે, તે હજી સુધી મ્હને સારી રીતે સ્હમજાયુ નથી. "

" નરેન્દ્ર ! " વિહારી બોલ્યો: "જે પ્રમાણે અત્યારે મ્હારી આગળ ત્હેં ત્હારૂં મન ઉઘાડું કર્યું છે, તે પ્રમાણે હું પણ, ગયા એક બે મહિનામાં મ્હેં જે પ્રત્યક્ષ જોયું છે અને સાંભળ્યું છે તે ત્હને કહું છું. મણી બ્હેન માંદાં હતાં ત્યારથીજ વિલસુને ત્હારે માટે અત્યંત ચિંતા થયાં કરે છે, ત્હેને ત્હારે માટે ઘણું લાગી આવે છે. અને તે વિષયમાં કેટલીએ વખત મ્હેં ત્હેના ઉદ્ગાર પણ સાંભળ્યા છે. એ તો એક વાત થઇ. પણ હમણાં બે ત્રણ દિવસ ઉપર તું અહિં આવ્યો હતો, તે સમયે ત્હેનું ચમત્કારિક ગભરાયલું વર્તન જોઇ મ્હને સંશય આવ્યો—"

નરેન્દ્ર વચ્ચેજ બોલી ઉઠ્યો: "હા. મ્હને પણ એ દિવસથી એવુંજ લાગવા માંડ્યું છે. પરંતુ આપણને એમ લાગે છે તે ઉપરથી ખરો પ્રકાર એમ હશે કે નહિં તે કંઇ નિશ્ચયાત્મક રીતે કહી શકાય નહિં. કારણ આ વાતના સંબંધમાં ભારતીમૈયાએ ત્હેનું મન જૂદીજ દિશામાં વાળ્યું છે. એક દિવસ તે બધાં અમારા ઘેર હતાં ત્હારે વનલતા બ્હેને ભારતીમૈયા આગળ વિલસુ માટે વાત કાઢી હતી. તે વખતે ત્હેમની વચ્ચે જે વાર્તાલાપ થયો તે ઉપરથી મ્હને એવું લાગે છે કે, ભારતીમૈયા એ બાબદમાં પહેલાં ફસાઈ પડેલાં હોવાથી વિલસુના હૃદયમાં પુનર્વિવાહના સંબંધમાં ભય ઉત્પન્ન કરે છે."

"પણ આપણે ઓછીજ ત્હેને ફસાવવી છે? આપણો તો ખાસ અંતઃકરણ પૂર્વકજ આ વિચાર છે ને?" વિહારીએ કહ્યું: "હમે મહાબળેશ્વર હતા તે વખતે આ પ્રશ્ન નીકળ્યો હતો, ત્યાં વિલસુ જે બોલી હતી તે ત્હેને સંસારસુખની કલ્પના નહોતી તેથીજ. પરંતુ અત્યારે તો સંસારસુખ શું છે, તે વાત એ સમજવા લાગી છે, એવું મ્હને હમણાં હમણાંના ત્હેના એકંદર વર્તન ઉપરથી લાગે છે. તેથીજ કહું છું કે, ત્હેનો ખરો મત શો છે તે એક વખત સમજાય, અને પુનર્લગ્ન માટે ત્હારી પણ તૈયારી ખરેખરી છે એવું ભારતીમૈયાને લાગે તો પછી પહેલાંની માફક શંકા કરવાનું ત્હેમને કારણ કે અવકાશ રહેશે જ નહિં."

"પણ પહેલાં તો આ વાતમાં વિલસુનો અભિપ્રાય જાણવો જોઇએ."

"તો પછી હુંજ એનો મત પૂછી જોઉં. આજ એ નિશાળે જવાની નથી."

"નહિં. તું પૂછે ત્હેના કરતાં હું પૂછું તેજ વધારે સારૂં!"

"ઠીક તો પછી! બપોરે અભ્યાસના મિષે હું વિલસુને ત્હારી પાસે મોકલીશ. પરંતુ નરેન્દ્ર, મ્હને લાગે છે કે આ પ્રશ્ન ઘણો નાજુક હોવાથી પહેલાં પિતાજીના કાને નાખ્યો હોય તો સારૂં. બાકી મ્હારી તો સોએ સો ટકા ખાત્રી છે કે, આ બાબદમાં ત્હેઓ જરૂર સમ્મત થશે જ." વિહારીએ નવીન મુદ્દો ઉભો કર્યો.

છેવટે વિહારીની સૂચના પ્રમાણે પહેલાં ગુણવંતલાલને કાને આ વાત નાખવાનું ઠરાવી બન્ને મિત્રો સ્નાન માટે ઉઠ્યા.

---

## પ્રકરણ ૨૪ મું.

### વિલસુ અને નરેન્દ્ર !

" વાતો કંઇક થઇ અને જીગરનાં ખુલ્લાં પડો એ થયાં,
તેમાંથી અતિ દિવ્ય કો રસ તણાં, ફોરાં ઉડી ત્યાં રહ્યાં;
તે આત્મા દ્રય એકમેક થઈને ઉંચે રહ્યા ઊડતા,
ઊડી પૂર્ણ અભેદના ઝળકતા આનન્દ કેન્દ્રે ગયા. "

( સ્વ. કલાપી )

" વિલસુ, બેસ. ત્હારે શું પૂછવું છે ? "

" પૂછવાનું તો કંઇએ નથી. નિશાળમાં આજને માટે આપેલા પાઠ મ્હેં તૈયાર કર્યા છે, ત્હમે તે લઇ લ્યો એટલે થયું. "

" પણ તું આમ ઉભી કાં ? બેસ-વિલસુ, મ્હારે ત્હને કંઈ પૂછવું છે. મ્હને ત્હેનો બરાબર ઉત્તર આપીશ કે ? "

વિલસુએ એક વખત સ્નેહ પૂર્ણ દૃષ્ટિથી નરેન્દ્રના મુખ તરફ જોયું અને પછી માથું નીચું નમાવી દીધું. માથા ઉપરથી સહજ ખસી ગયેલો સાડીનો છેડો વ્યવસ્થિત કરી છેક કપાળ સુધી લાવી ગોઠવ્યો. તે વખતે ત્હેણે જે હાથમાં પુસ્તક પકડયું હતું તે હાથ થરથર કાંપતો હતો.

" વિલસુ, તું એમ ડરીશ નહિં. મ્હને ત્હારી બાળપણાથી અત્યહાર સુધીની સઘળી હકીકત સાંભળવાની ઘણીજ ઇચ્છા છે. ત્હારો જન્મ ક્યહાં થયો, ત્હમે ક્યહાં રહેતાં હતાં, ત્હારા પિતાજી શો ધંધો કરતા હતા, ત્હેમના સંબંધમાં ત્હને જે જે ખબર હોય તે અને ત્હારા પોતાના વિષે સઘળી માહિતી મ્હને કહી સંભળાવીશ એવી મ્હારી ઇચ્છા છે. કહે ત્હારો જન્મ ક્યહાં થયો ? " નરેન્દ્રે વકીલની માફક પ્રશ્ન કર્યો.

" અમદાવાદમાં. " વિલસુએ નરેન્દ્રની ઇચ્છા તૃપ્ત કરવાનો વિચાર કર્યો હોય તેમ તુરતજ બોલી.

" ત્હારે કંઇ બ્હેન-ભાઈ હતાં કે ? "

" મ્હારા જન્મ પહેલાં મ્હારાં માતુશ્રીને પાંચ સંતાનો થયાં હતાં, પરન્તુ ત્હેમાંથી એકે જીવ્યું નહોતું ! "

" ત્હારા પિતાશ્રીના વિષે તું શું જાણે છે ? "

" ત્હેમને કંઇક સરકારી નોકરી હતી. તે વખતે અમ્હેં રત્નપુરમાં રહેતાં હતાં. એક દિવસે કંઇક સરકારી કામ માટે ત્હેઓ એકદમ બ્હાર ગામ ચાલ્યા ગયા. પરંતુ તે વાતની તો મ્હને પાછળથી ખબર પડી હતી—"

નરેન્દ્રે વચ્ચેજ પ્રશ્ન કર્યો: " તો પછી તે વખતે તું ક્યહાં હતી ? "

" મનુ અને ત્હેના ઘરનાં માણસો ડાકોર કે ક્યહાંક ગયાં હતાં ત્હેમની સાથે હું ગઈ હતી. "

" મનુ કોણ ? "

" અમારા પાડોશી હરિદાસનો પુત્ર ! મ્હારાં ત્હેની સાથે લગ્ન—" નિદ્રામાંથી એકદમ જાગ્રત થઇ હોય અથવા તો મૂર્છા આવ્યા પછી સચેત થઈ હોય તેમ થતાં વિલસુ એકદમ અટકી ગઇ. પોતે શી વાત કરી રહી છે ત્હેની ત્હેને એ વખતે કલ્પના થઈ. નરેન્દ્ર ગમે એટલો પણ બૅરિસ્ટર જ ! ત્હેણે ત્હેને એવી ઢબે પ્રશ્નો પૂછવા માંડયા હતા કે જેથી કરીને વિલસુના મુખમાંથી જાણે અજાણે સઘળી સરળતાથી હકીકત નીકળવા માંડી હતી. " મનુ કોણ ? " એ પ્રશ્નનો ઉત્તર મળતાં જ ત્હેણે આગળ પ્રશ્ન પૂછવાનું માંડી વાળ્યું. ત્હેને જે મુખ્ય વાત જાણવાની ઇચ્છા હતી તે તે જાણી શકયો. પતિ એટલે શું એ સ્હમજવા જેટલી અક્કલ નહોતી તેટલી વયે વિલસુનાં લગ્ન થયાં હતાં, એવી ત્હેની ખાત્રી થઇ. કારણ જો પતિ એ શું એ વાત તે સ્હમજતી હોત, તો ત્હેણે મનુના નામનો ઉચ્ચાર કર્યો નહોત અને એક વચનથી ત્હેને સંબોધ્યો પણ નહોત. એ સંબંધનો વિચાર કરી શકાય તેટલી વખત મૌન ધારણ કર્યા પછી વળી નરેન્દ્રે ત્હેને પૂછ્યું: " વિલસુ, હવે ત્હારી સઘળી હકીકત મ્હને સ્હમજાઈ. મ્હેં અત્યહારે કહી ત્હેના આગળની ત્હારા વિષેની સઘળી હકીકત ભારતી-મૈયા પાસેથી મેં સાંભળી છે. વિલસુ, ત્હારી આ સઘળી હકીકત સાંભળીને મ્હને ઘણું જ લાગી આવે છે. વિલસુ, તું ઘણી જ દુઃખી છે—"

" ત્યારે ત્હમે પણ ક્યહાં સુખી છો ! " સ્વાભાવિક રીતે જ નરેન્દ્રનું વાક્ય પુરૂં થાય તે પહેલાં વિલસુના મુખમાંથી એ શબ્દો નીકળી પડ્યા.

" હા. તું કહે છે તે ખરૂં છે ! આપણે બન્ને સમદુઃખી છીએ. વિલસુ, ર૧. કલાપીએ વાજબી જ કહ્યું છે કે: " ન જાણે તે ન જાણે છે

વાતોથી દુ:ખીનાં દુ:ખો."* એટલે જ્હેને અનુભવ નથી તે માત્ર વાતોથી દુ:ખી જનોનાં દુ:ખ સ્હમજી શકતા નથી, ત્હેનું માપ ત્હેમનાથી કાઢી શકાતું નથી; પરંતુ સરખે સરખા દુ:ખી મનુષ્યો જ એ વાત સ્હમજી શકે છે." એટલું કહીને નરેન્દ્ર ત્હેના ચહેરા સ્હામે જોવા લાગ્યો. વિલસુ અત્ચ્હાર સુધી ત્હેની સાથે હમેશની માફક મોકળા મને વાર્તાલાપ કરી રહી હતી. પરંતુ નરેન્દ્રની દૃષ્ટિ ત્હેના ઉપર પડતાં જ તે ફરીથી ગભરાઇ ગઈ, અને પોતાનું ઉત્તમાંગ નીચું નમાવી જમીન તરફ ત્હેણે દૃષ્ટિ ઢાળી દીધી.

એ દશામાં પણ ક્ષણભર ત્હેની તરફ જોઇ રહી નરેન્દ્રે કહ્યું: "વિલસુ, તો શું આપણે બન્ને ફરીથી સુખી ન થઇ શકીએ ?"

તુરત જ ચોકસ નજરે વિલસુએ ત્હેની તરફ જોયું; પણ ઉત્તર આપી શકી નહિં.

આવા પ્રસંગોમાં "મૌન એ અડધી કબૂલાત છે" એવું બ્રિટન-વાસીઓના પરિચયે માનનાર નરેન્દ્રે વિલસુનો હાથ પકડ્યો અને ધીમે રહીને બોલ્યો: "વિલસુ, જો તું કબૂલ કરે, ખરેખર જ ત્હારી ઇચ્છા હોય, તો ત્હારી સાથે પુનર્લગ્ન કરવા માટે હું તૈયાર છું."

વિલસુનું સર્વાંગ એ વખતે કમ્પી ઉઠયું. પુનર્લગ્નનું નામ સાંભળતાં જ ત્હેને ભય લાગવા માંડયો. ભારતીમૈયાએ પુનર્લગ્નના વિષયમાં ત્હેનું મન ઘણું જ કલુષિત કરી મૂક્યું હતું. મૈયાએ પોતાના સ્વાનુભવ ઉપરથી ત્હેના મનમાં એવું ઠસાવી દીધું હતું કે, 'સ્ત્રીઓને પુનર્લગ્ન કરવા તૈયાર થવા માટે હૃદયપૂર્વક સહાનુભૂતિ બતાવવી એ જ મૂળ લબાડી-પણું હોઇ, ત્હેમાં પોતાનો જ સ્વાર્થ સાધવો એ જ પુરૂષોનો મુખ્ય મુદ્દો હોય છે!' આમ પુરૂષજાતિની વિરૂદ્ધ વાતો કરીને પુનર્લગ્ન ખરાબ છે એવું જો કે ભારતીમૈયાએ ત્હેના મનમાં ઠસાવી માર્યું હતું તો પણ, નરેન્દ્ર-નો હસ્તસ્પર્શ ત્હેના મનની કોઇ જૂદી જ ભાવના કહી આપતો હતો.

થોડીક ક્ષણો આ સ્થિતિમાં વહી ગઇ છતાં વિલસુ કંઈ બોલી નહિં તે જોઇને નરેન્દ્રે કહ્યું: "વિલસુ, તું આમ થરથર કમ્પે છે કેમ ? ત્હને આટલો બધો ભય શાનો અને શા માટે લાગે છે ? મ્હારા શબ્દો ઉપર ત્હને વિશ્વાસ નથી આવતો કે વિલસુ ?"

* "વૃદ્ધ ટેલિયો."

" ત્હમારા ઉપર મ્હારો સમ્પૂર્ણ વિશ્વાસ છે." વિલસુએ અવનત શિરે ધીરેથી પણ દૃઢતાથી કહ્યું: " પણ સ્ત્રીઓએ પુનર્લગ્ન કરવું એ ખોટું છે એવું મૈયાએ મ્હને કહેલું છે."

" એમ કે ! મૈયાએ કહ્યુ છે કે ?—પણ ખોટું શામાટે છે તે વિષે ત્હને કંઇ કહ્યું છે કે ?" વિલસુનો હાથ છોડી દેતાં નરેન્દ્રરાયે પૂછ્યું.

" મૈયા કહે છે: વિધવાઓને પુનર્લગ્નના મિષે અને બીજી કેટલીક વાતોની ભૂરકીમાં આંજી છેવટે પુરૂષો ત્હેમને ફસાવે છે, અને પછી બિચારી એ દુ:ખી વિધવાઓને જગત્‌માં મ્હોં બતાવવાનું સ્થાન પણ રહેતું નથી. મૈયાના પોતાના ઉપર પણ એક એવો જ પ્રસંગ આવ્યો હતો." વિલસુએ પોતાના ભાવો વ્યક્ત કર્યા.

" વિલસુ, ત્હારૂં કહેવું હું હવે સ્હમજી શકયો છું. મૈયા કહે છે તે ખરૂં છે. આ જગત્‌માં એવા કેટલાએ દુષ્ટ લોકો છે કે પોતાની કુવાસનાઓ તૃપ્ત કરવાના સાધન તરીકે વિધવાઓનો એ પ્રમાણે છલ કરે છે, અને તેમ કરતાં ત્હેમને કંઇ કંઇ લોભ–લાલચો બતાવે છે; એ વાત હું પણ કબૂલ કરૂં છું. પરંતુ એવા દુષ્ટલોકોના વર્તન ઉપરથી પુનર્લગ્નની પ્રથા ખોટી છે એવું મૈયાએ કહ્યું હોય તો તે ત્હેમની ભૂલ છે–એ કહેવું તદ્દન ખોટું છે. પણ વિલસુ, મૈયા કહે છે ત્હેવા દુષ્ટ અને સ્વાર્થસાધુ લોકો જેવો હું પણ છું કે ?" નરેન્દ્રે પુનર્લગ્નની પ્રથાનું સમર્થન કરી, પોતાના માટે વિલસુનું પ્રમાણપત્ર માગ્યું.

" ના." વિલસુએ હૃદયપૂર્વક કહ્યું.

" અને મ્હારા ઉપર ત્હારો વિશ્વાસ છે કે ?"

" જરૂર છે."

" ત્યારે વિલસુ, મ્હારાથી ત્હને સુખ પ્રાપ્ત થઇ શકશે એવું ત્હને લાગે છે કે ?" વિલસુ એ વખતે મૌન રહી. શરમના ત્હેના મુખમંડળ ઉપર શેરડા પડી ગયા અને કોમળ વેલી સમું ત્હેનું ઉત્તમાંગ લજ્જાના ભારે નીચું નમી ગયું.

નરેન્દ્રે ફરીથી વધારે સ્પષ્ટ રીતે પૂછ્યું; " વિલસુ, મ્હારી સાથે પુનર્લગ્ન કરવાથી ભવિષ્યમાં ત્હને કદી પણ ખરાબ લાગે એવું ત્હને લાગે છે ?–બોલ, આ વાતથી ભય કે લજ્જા પામીશ નહિં. આ વાત અતિ મહત્વની છે, તેથી તે પરસ્પરની સમ્પૂર્ણ સમ્મતિથી જ થવી જોઇએ. મૈયાએ જે જે શંકાઓ કાઢી છે તે સાંભળા માટે હું, વિહારી તથા તે

ઉપરાંત ગુણવંતલાલ પોતે પણ જવાબદાર રહીશું, ને એ વિષે અમે મૈયાની સમ્પૂર્ણ ખાત્રી કરી આપીશું. પણ વિલસુ, તું મ્હને એટલુંજ કહે, ત્હારો મ્હારા ઉપર પ્રેમ છે કે ? ”

આ વખતે વિલસુએ દૃષ્ટિ ઉંચી કરી. પરંતુ નરેન્દ્ર સ્હામે સીધી નજરે નં જોતાં અત્યંત મોહ ઉપજાવે ત્હેવી વક્ર દૃષ્ટિથી જોયું; પણ નરેન્દ્રની નજરે તે પ્રકાર જણાયો નહીં, તેથી ત્હેણે પુનઃ વિલસુનો હાથ અત્યંત સ્નેહથી પકડીને ફરીથી પૂછયું: “ બોલ, બોલ, વિલસુ ! ખુલ્લા હૃદયથી બોલ, તું મ્હને ચ્હાય છે કે ? મ્હારા ઉપર ત્હારો પ્રેમ છે કે ? ત્હારા મનમાં કદી પણ મ્હારા વિષેના વિચારો થાય છે કે ? ”

“ હા. રાત દિવસ થયા કરે છે. ” શરમથી અડધી અડધી થઈ જતાં વિલસુએ મૃદુ સ્વરે કહ્યું.

“ તો મ્હારા ઉપર ત્હારો પ્રેમ છે કે વિલસુ ? ”

“ હા છે. ”

“ મ્હારા ઉપર ત્હને વિશ્વાસ છે ? ”

“ સમ્પૂર્ણ. ”

“ તો પછી હું પૂછું છું તે વિષયમાં ત્હારી સમ્મતિ છે ? ”

વિલસુ શરમાઈ ગઈ. ત્હેના ઓષ્ઠદ્વય ઉપર નરેન્દ્રના પ્રશ્નનો ઉત્તર નાચી રહ્યો હતો, પરંતુ સ્ત્રીજનસુલભ લજ્જા ત્હેને બહાર નીકળવા દેતી નહોતી.

અત્યંત પ્રેમભર્યા સ્વરે નરેન્દ્રે પુનઃ પૂછયું: “ વિલસુ, ત્હારા કરતાં તો લજ્જામણીના છોડમાં પણ ઓછી લજ્જા હોય છે.—બોલ, બોલ, ઓ શરમની પુતળી, હું જે સંબંધમાં વાત કરૂં છું ત્હેને ત્હારી સમ્મતિ છે ?”

“ છે. ” વિલસુએ—અતિશય લજ્જાભારે દબાઇ ગયેલી વિલસુએ છેવટે ટૂંકામાં પોતાની સમ્મતિ દર્શાવી.

ક્ષણભર નરેન્દ્ર વિલસુના મુખમંડળ તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી અનિમિષ નયને જોઈ રહ્યો; અને ત્હેના મુખકમળને સ્નેહાળ સ્પર્શથી ઉન્નત કરી બોલ્યો: “ વિલસુ, આજ ત્હેં મ્હને જે નવજીવન આપ્યું તેથી હું ઘણો જ સુખી થયો છું. વિલસુ, ત્હને આનંદ અને સુખ આપવું એજ આજથી મ્હારૂં કર્તવ્ય છે. આજ સ્હવારે જ જમતી વખતે ગુણવંતલાલને કાને મ્હેં આ વાત નાખી હતી; અને તે સાંભળી ત્હેમને ઘણો જ આનન્દ થયો હતો. કારણ પ્રતાપરાય દેસાઇએ વીણાનાં લગ્ન વિહારીની સાથે કરવા માટે આજ જ સમ્મતિ આપી છે. વિલસુ, આપણી આ વાત

હવે જ્યારે તે સાંભળશે ત્યારે ત્હેમનો એ આનંદ દ્વિગુણીત બનશે." એમ કહીને નરેન્દ્ર ફરીથી વિલસુના હર્ષથી પુલકિત બનેલા વદન તરફ એકી ટશે નિહાળી રહ્યો. વિલસુએ શરમને માર્યે નીચી દૃષ્ટિ કરી રાખી હતી તો પણ ત્હેના મુખમંડળ ઉપર એક પ્રકારના આનંદની ઝલક છવાઇ રહેલી સ્પષ્ટ રીતે જણાઇ આવતી હતી.

વિલસુ મૌન હતી, તેથી ત્હેનું એ વ્રત તોડાવવા માટે નરેન્દ્રે નવીન મિષ કાઢીને પૂછ્યુ: " વિલસુ, હવે કહે જોઉં ત્હારે કયો પાઠ આપવાનો છે ? "

વિલસુએ પ્રત્યુત્તરમાં કિંચિત્ હાસ્ય કરીને તિરછી દૃષ્ટિએ નરેન્દ્ર તરફ કટાક્ષ કર્યું, પરન્તુ કંઇ ઉત્તર આપ્યો નહિં. પણ નરેન્દ્રે જાણે ત્હેને બોલાવવાનું જ વ્રત લીધું હોય તેમ ફરીથી એની એ વાત આગળ કરીને કહ્યું: " બોલ, બોલ, વિલસુ હવે એમ શરમાય છે શું કામ ? હવે તો હું જ ત્હને શિક્ષણ આપીશ. તું મારી પાસે શિખીશને વિલસુ ? "

" હા. " હૃદયમાં જાણે કંઇક અનેરૂં બળ આવ્યું હોય ત્હેમ વિલસુ બોલી: " હવેથી ત્હમે મ્હને જે જે કહેશો તે બધુંએ હું શિખીશ. "

ને એમાંથી એક કંઇક બોલે એટલામાં વિહારી ત્યહાં આવી પહોંચ્યો. અંદર પગ મૂકતાં જ ત્હેણે નરેન્દ્ર–વિલસુના ચહેરાઓ સ્હામે જોયું, અને રમી રહેલ આનંદની ઉર્મીઓથી જ તે વસ્તુસ્થિતિ સ્હમજી ગયો. ત્હેને અંદર આવેલો જોઇને વિલસુ બહાર જવાની ચળવળ કરવા લાગી. તે વખતે વિહારી હસતાં હસતાં બોલ્યો: " મ્હને અત્યહારસુધી એક જાતની ચિંતા થતી હતી—"-તે પછી તે અટકી ગયો. એટલે વિહારી શું કહેવા માગતો હશે તે જાણવા વિલસુની જીજ્ઞાસા વધવા લાગી અને તે ત્હેની તરફ જીજ્ઞાસુ વૃત્તિથી જોઇ રહી. પરંતુ વિહારી પોતાનું વાક્ય પૂરૂં કરતો જ નહોતો ! તેમ તેમ વિલસુની ગભરામણ વધતી હતી. વિહારીને જ્હેની ચિંતા થતી હશે તે વાત તે સ્હમજી શકતી નહોતી. છેવટે વિલસુની જીજ્ઞાસા ઘણી જ વધી ગઇ છે અને હવે વધારે લંબાવવામાં માલ નથી એમ ધારીને વિહારીએ કહ્યું: " વિલસુ, હવે મ્હારાં લગ્ન થશે અને ઘરમાં મ્હારી વહુ આવશે, ત્હેને તું ભાભી કહીને હાંક મારીશ. પરન્તુ તું ભાભી કહીને કોને હાંક મારીશ એ વાતની અત્યહાર સુધી મ્હને ચિંતા થતી હતી. પણ કહે છે ને, પ્રભુને આખા જગતની ચિંતા છે !

એજ પ્રભુની પરમકૃપાથી **નરેન્દ્રભાઈના** લગ્ન વિષે પણ આજે નિશ્ચય થઈ ગયો છે. એટલે હવે હું **નરેન્દ્રરાય** સાથે સ્નેહલગ્નથી જોડાનાર ત્હેમનાં પત્નીને ભાભી કહીને હું હાંક મારી શકીશ. ”

**વિહારીનાં** આ વિનોદપૂર્ણ વાક્યો સાંભળીને **વિલસુએ** હાસ્યમુદ્રાથી, હૃદયના ઉમળકાથી સહજ મ્હોં મરડાવી, **નરેન્દ્ર** તરફ તિરછી નજર ફેંકી, અને અવનત દૃષ્ટિ કરીને ત્હાંથી જવા લાગી. એટલામાં **વિહારી** બોલી ઉઠ્યો: “ **વિલસુ**, અહિં આવ. જાય છે ક્યહાં ? ત્હેં કેટલા પાઠ કર્યા તે મ્હને જોવા દે. ત્હારની તું **નરેન્દ્રભાઇ** પાસે બેઠી હતી તો ત્હેમની પાસેથી તું શું શું શિખી તે મ્હને જોવા દે. ”

“ **વિહારીભાઇ**, હવે તમારે એના અભ્યાસ માટે એટલી બધી કાળજી રાખવાની જરૂર નથી ! ” **નરેન્દ્રે** હસતાં હસતાં જવાબ આપ્યો.

“ અરે બાપરે ! અત્યહારથી જ શું થઇ કે શરૂઆત ? **વિલસુ** સાંભળ–”

પણ **વિહારીની** તે વાત સાંભળવા **વિલસુ** ત્યહાં ઉભીજ રહી નહોતી !

---

## પ્રકરણ ૨૫ મું.

### વીણાના વિચારો.

“ સ્ત્રીશિક્ષણની પ્રચલિત રૂઢી દોષવાળી છે. ”

**પ્રો. દવે.**

“ હાલની સ્ત્રીશિક્ષણપદ્ધતિ આપણા સંસારને અનુકૂળ નથી. ”

**સૌ. શારદા મ્હેતા, બી. એ.**

“ સ્ત્રી જાતિની આધુનિક પાશ્ચાત્ય શિક્ષણ પ્રણાલીના પ્રચારથી સ્ત્રીઓમાં વિસ્મય જનક પરિણામો મેળવીને પહેલાં કોઇપણ જમાનાઓએ ન જોયેલાં એવાં સ્ત્રી જનોનાં રૂપોથી પુરૂષો હર્ષિત થયા, પરંતુ જ્યહારે એ શિક્ષણપ્રણાલીનું પરિણામ જણાયું ત્યહારે હવે પુરૂષ વર્ગ ભયથી જોઇ રહ્યો છે. ”

**શ્રીમતી વિદ્યાવતી શેઠ, બી. એ.**

"એ તો હવે સિદ્ધ થયું છે કે આધુનિક શિક્ષણ કે જે બહુધા આપણી કુમારિકાઓને પાશ્ચાત્ય કુરીતિયો તરફ ઘસડી જાય છે."

**પંડિત પૂર્ણાનંદજી.**

"દેશના શુભેચ્છકોને એવો ભય છે કે યુરોપના રંગીલા શિક્ષણના રંગમાં હિંદી સ્ત્રીઓ પોતાની આવશ્યકતાઓને એટલી બધી વધારી દે છે કે જે એમના ગજા કરતાં વધારે હોય છે, અને સુંદર મન્દિરોનાં સ્વપ્ન જોઇને ત્હેઓ પોતાની ઝૂંપડીને માન આપવું પણ ત્યજી દે છે. ત્હેઓ સાધારણ રીતે ફેશન, અતિશય ઉચ્છૃંખલતા, અપવ્યય, આચારવિહીનતા, કઠિન કાર્ય કરવામાં ભીરૂતા અને વિશ્રાન્તિમય જીવન માટે લોલુપતાવાળી થઇ, શિક્ષિત હોવાના ઘમંડમાં ગુરૂ જનોનો સત્કાર ન કરવો, પોતાનાં ગૃહકાર્યો કરવામાં ગૌરવની હાનિ સમજવી વગેરે દોષો ગૃહણ કરી બેસે છે."

**શ્રીમતી દ્રૌપદી દેવી શાસ્ત્રિણી.**

---

"**સ્વામીજી**, આજનો દિવસ તો ખરેખર અતિશય આનન્દનો છે! **વિહારીનાં વીણા** સાથે લગ્ન કરવાનું આજ જ નક્કી થયું, અને નરેન્દ્રનાં **વિલસુ** સાથે પુનર્લગ્ન કરવાનું પણ આજે જ ઠર્યું. એનાથી વધારે આનન્દ બીજો કયો હોઈ શકે?"

ગુણવંતલાલના મ્હોંઢેથી એ સમાચાર સાંભળતાં જ આશ્ચર્યચકિત થઇને **સ્વામીજી** ત્હેના મ્હોંઢા સ્હામેજ જોઇ રહ્યા. એ એક વાકયથી જ **ત્હેમના** આશ્ચર્યનો પાર ન રહ્યો અને તે ક્ષણભર દિગ્મૂઢ બની ગયા એમ કહીએ તોપણ ખોટું નથી. '**વિલસુનાં** પુનર્લગ્ન' એ વિચાર આજ સૂધી કદી પણ ત્હેમના મનમાં આવ્યો નહોતો. તે બાલવિધવા છે, નિરાશ્રિત છે એટલે ત્હેના માટે કોઇને પણ લાગણી થાય એ સ્વાભાવિક છે. પરન્તુ **સ્વામીજીને** ત્હેના તરફ જે પ્રકારનો પ્રેમ હતો અને ત્હેના માટે ત્હેઓ જે પ્રકારની આસ્થા બતાવતા હતા, તે જોઇને તો દરેક જણને આશ્ચર્ય થતું. જ્યહારથી **વિલસુ** નિશાળે જવા લાગી હતી ત્યહારથી તે ગુણવંતલાલના ઘેર રહેતી હતી; તોપણ દિવસમાં કેટલીએ વખત તે **વિલસુ** માટે પડપૂછ કરતા. આશ્રમમાં આવનારા દરેકને આથી કૌતુક લાગતું. અને જે પોતે ત્યાગની જીવંત મૂર્ત્તિ સમોવડ હતા ત્હેવા **સ્વામી સત્યાનંદજીને વિલસુ** તરફ આટલી બધી મમતા જોવાથી તેમ થાય એ પણ સંભવિત જ

હતું. તોપણ ત્હેઓ બધા 'વિલસુ ઘણીજ વ્હાલસોઈ અને દુઃખિયારી છે તેથી સ્વામીજી ત્હેની તરફ વધારે સહાનુભૂતિ રાખે છે' એમ માની સંતોષ પામતા. પરંતુ સત્ય સ્થિતિ કંઈક વિચિત્ર હતી. સ્વામીજીને વિલસુ માટે એટલી બધી ચિંતા કેમ થતી હતી તે એક ગૂઢ હતું.

ગુણવંતલાલ આશ્રમમાં આવ્યા તે પહેલાં સ્વામી સ્હવારે ત્હેને બોલાવવા આવેલા વ્રજરાયના વિચારોમાં મશગૂલ હતા. એ માણસને પોતે કોઈ પણ સ્થળે જોયો છે, એવું ત્હેમને લાગતું હતું. પરંતુ ત્હેમને નિશ્ચયાત્મક સ્મરણ થતું નહોતું. સંધ્યાકાળ પછીથી ત્હેઓ એજ વિચાર કરતા બેઠા હતા. એટલામાં ગુણવંતલાલ ત્હાં આવ્યા; તેથી સ્વામીજીની વિચારસરણીમાં ભંગ પડ્યો.

"વિલસુનાં નરેન્દ્રકુમાર સાથે પુનર્લગ્ન થશે એવું ત્હમે મ્હને કહ્યું નાહ ગુણવંતલાલ?" વિચાર કરતાં કરતાં સ્વામીજીએ પૂછ્યું.

"હાજી. કેમ વારુ? આપને પુનર્લગ્નની રૂઢી પસંદ નથી?"

"તે પ્રશ્ન નથી ગુણવંતલાલ! પણ ઉભા રહો—વિલસુનાં પુનર્લગ્ન—નરેન્દ્ર સાથે વિલસુનાં પુનર્લગ્ન—" કંઈક મ્હોટેથી તો કંઈક સ્વગત સ્વામી બબડ્યા.

"આપને કંઇ શંકા પડે છે?"

"ગુણવંતલાલ, એ લગ્નને ઉભય જણની સમ્મતિ છે કે?" ગુણવંતલાલના પ્રશ્નનો જવાબ આપવાને બદલે સ્વામીજીએ ઉલટો પ્રશ્ન કર્યો.

"હા જી." ઝવેરીએ કહ્યું.

"આ વાત મૈયા જાણે છે કે?"

"ના જી. મ્હને પોતાને પણ આ વાતની સ્હવાર સુધી ખબર નહોતી—"

"ત્હારે ત્હમે એમને જઇને કહો." એમ કહીને સ્વામીજીએ નેત્રો બંધ કર્યાં અને ગુણવંતલાલ મૈયાને ખબર કહેવા અંદરના ખંડમાં ગયા.

મૈયાને પણ વિલસુનાં પુનર્લગ્નની વાત સાંભળીને આશ્ચર્ય થયું, અને તે એકદમ ઉઠીને બહાર આવ્યાં. ત્હેની પાછળ ગુણવંતલાલ પણ બહાર આવ્યા. પરંતુ તે વખતે સ્વામીજી નેત્રો મિંચીને ધ્યાનસ્થ થયેલા હોય એમ લાગ્યું. પુષ્કળ વખત એ સ્થિતિમાં વીતી ગયા પછી સ્વામીએ નેત્રો ઉઘાડ્યાં. તે વખતે મૈયા અને ગુણવંતલાલ ગુપચુપ ત્હેમની સ્હામે બેસી રહ્યાં હતાં; ત્હેમની તરફ જોઇને સ્વામીએ ગંભીર સ્વરે કહ્યું: "વિલસુ માટે જે થાય છે તે ઠીક છે. હવે એ વાતનો વધારે વિચાર કરશો નહિં. નરેન્દ્ર તરફથી ત્હેને સુખ મળશે એવું મ્હને લાગે છે."

એટલું કહીને સ્વામીએ ફરીથી આંખો મીંચી દીધી. મૈયાને ત્હેમની સાથે આ વિષય ઉપર પુષ્કળ ચર્ચા કરવી હતી અને તેથીજ તે બહાર આવ્યાં હતાં. પરંતુ “ હવે એ વાતનો વધારે વિચાર કરશો નહિં ” એ વાક્યથી ત્હેમને મૌન ધારણ કરવું પડ્યું. તો પણ તે એજ વિચારમાં લીન થઈ ગયાં હતાં.

એટલામાં સ્વામીજીએ ફરીથી નેત્રો ઉઘાડયાં અને ગુણવંતલાલને ઉદ્દેશીને બોલ્યાઃ “ ગુણવંતલાલ, હવે ત્હમારા ઉપર એકજ જવાબદારી આવે છે. પુનર્લગ્નની જે જે ઇષ્ટ વિધિ હોય તે વિધિ પ્રમાણે વિલસુ અને નરેન્દ્રનાં લગ્ન ત્હમારી દેખરેખ નીચે કરાવી આપજો; અને ત્યહાં સુધી તે બન્ને જણ ઉપર ત્હમે સખ્ત નજર રાખજો. વિલસુ હજી બાળક છે એટલે આપણે એની કાળજી રાખવી જોઇએ. નરેન્દ્ર ઉપર જેવો ત્હમારો વિશ્વાસ ત્હેવો મ્હારો પણ છે; તો પણ માત્ર એ વિશ્વાસ ઉપર જ સર્વસ્વ અવલંબન ન રાખતાં ચોકસ રહેવું એ પ્રત્યેક ડાહ્યા મનુષ્યનું કર્ત્તવ્ય છે.”

સ્વામીજીનો આમ કહેવાનો શો ભાવાર્થ હતો તે મૈયા કળી શક્યાં હતાં; પરંતુ ગુણવંતલાલને જોઇએ તેટલો ખુલાસો થયો નહોતો એટલે તે સ્વામીજીની એ વાત સાંભળીને વિચારમાં જ પડી ગયા હતા.

વળી કંઇ સ્મરણ થયું હોય ત્હેમ સ્વામી બોલી ઉઠયાઃ “ પણ ગુણવંતલાલ, આનું કેમ ? નરેન્દ્ર તો ઔદીચ્ય સહસ્ર છે ને ? એટલે આ લગ્ન તો ઔદીચ્ય અને ત્રિવેદી મેવાડા વચ્ચે થશે. કારણ વિલસુ ત્રિવેદી મે–”

સ્વામીજી એટલું કહેતાં કહેતાંમાં અટકી ગયા. ત્હેમને ગુણવંતલાલે કહ્યું: “ એ ક્ષુલ્લક ભેદ ગણે એવા નરેન્દ્ર મૂર્ખ નથી. પણ વિલસુ ત્રિવેદી મેવાડા ન્યાતની છે એ આપને શાથી જણાયું ? ”

ગુણવંતલાલનો એ પ્રશ્ન સાંભળી સ્વામી કંઇક ગભરાઇ ગયા હોય તેમ થઇ ગયા, પણ તુર્તજ સ્વસ્થ થઇને બોલ્યાઃ “ મ્હેં વિલસુને ત્હેની સઘળી હકીકત પૂછેલી તે ઉપરથી તથા ત્હેની અટક ઉપરથી મ્હને એમ લાગ્યું.”

“ વા...આ...આ...રૂ ! ” ગુણવંતલાલે ધીમેથી કહ્યું. પછી થોડી વાર રહીને ત્હેમણે વળી સ્વામીજીને પૂછયું: “ હવે મ્હારે એક જ વાતમાં તમારો મત લેવાનો છે. આજ સ્હવારે હું પ્રતાપરાય દેસાઇના ઘેર ગયો હતો, તે વખતે ત્હેમણે વીણા–વિહારીના લગ્ન માટે સમ્મતિ આપી. પરંતુ ત્હેમનું એવું કહેવું થયું કે, હું ત્હેમને જે સાઠ હજાર રૂપીઆ આપવાનો છું ત્હેનો આ લગ્ન સાથે કંઇ સંબંધ રહેવો ન જોઇએ. ત્હેનું કારણ ત્હેમણે એવું બતાવ્યું કે, જો એમ થાય તો લોકો કહેશે કે

'પ્રતાપરાય દેસાઇએ કન્યાવિક્રય કરીને સાઠ હજાર રૂપીઆ લીધા. એથી ત્હેમણે મ્હને એવું કહેવાનું કહ્યું છે કે, ' કુંજ-ભવન પારકાના હાથમાં ન જાય એવી મ્હારી ઇચ્છા હોવાથી મ્હેં પ્રતાપરાય દેસાઇને સાઠ હજાર રૂપીઆ ધીર્યા છે અને એવો કરાર કર્યો છે કે વીણાનાં સંતાનોનો તે મકાન ઉપર વારસો રહે. "

" એ તો ત્હારે ઠીક છે, એમાં બીજું શું છે ? એનો અર્થ તો એકનો એક ! ત્હમારી ઇચ્છા પ્રમાણે જ કેટલાક સમય પછી પણ કુંજ-ભવન ત્હમારા વંશજોના જ હાથમાં આવશે. તો પછી એમાં વિચાર કરવા જેવું પણ શું છે ? " સ્વામીજીએ સલાહ આપી.

" નહિં-એમાં કંઇ વિચાર કરવા જેવું તો ખાસ નથી, પણ માત્ર આપના કાને વાત નાંખવા માટે જ આવ્યો હતો. હવે અહિંથી ઘેર જઇને પૈસા લઇ હું દેશાઇજીના ઘેર જ જાઉં છું. એમને અત્યારે પૈસાની ઘણી જ જરૂર છે અને આપણે આપવા તૈયાર થયા છીએ, તો પછી કરાર લખી લઇએ તોએ શું અને ન લખી લઇએ તો પણ શું ? મ્હારા મનથી તો બન્ને સરખું જ છે. ગમે તેમ કરીને પણ ' કુંજ-ભવન ' પારકા માણસના હાથમાં ન જતાં આપણા હાથમાં રહ્યું એટલે પત્યું ! " ગુણવંતલાલે મનનો ઉભરો ખાલી કર્યો.

" પણ ગુણવંતલાલ છેક એમ તો કરશો નહિં. કરાર તો લખી જ લેજો. " સહજ વિચાર કરીને સ્વામીજીએ કહ્યું.

તે પછી તુર્તજ ગુણવંતલાલ ઉઠયા. આજ જ તે સાઠહજાર રૂપીઆ લઇને પ્રતાપરાય દેસાઇના ઘેર જવાના હતા. નરેન્દ્રને પણ તે પોતાની સાથે લઇ જનાર હતા. તેથી ઘેર જઇને તે નરેન્દ્રની જ વાટ જોઇને બેઠા હતા.

પ્રિય વાચક ! ગુણવંતલાલ નરેન્દ્રની વાટ જોઇને બેઠા છે એટલામાં ચાલો આપણે દેસાઇજીના ઘેર જઇને ત્હાંનો પ્રકાર તપાસીએ.

દેસાઇજીના દિવાનખાનામાં પ્રતાપરાય, મંજુલા અને કનકરાય ત્રણ જણ બેઠાં છે, અને થોડેક દૂર વ્રજરાય ઉભો છે. ત્હેમના વચ્ચે વાર્તાલાપ ચાલી રહ્યો હતો એવામાં પ્રતાપરાયે વ્રજરાયને કહ્યું: "વ્રજરાય, જરા વીણાને બોલાવો. એ પણ હોય તો પછી શું કરવું તે ઠરાવતાં ફાવે."

" પણ પિતાજી, આ એક આશ્ચર્યની વાત નથી ?—" વ્રજરાયના અંદર ગયા પછી કનકરાયે કહ્યું: " આ કુંજભવન માટે ગુણવંતલાલ આટલી મ્હોટી રકમ આપવા તૈયાર થયા છે તે શું ? કુંજભવનમાં એમને તે એટલું બધું શું જાદુ લાગ્યું હશે ? "

" ત્હેનું કારણ કાન્તા બ્હેન છે. એના ઉપર ગુણવંતલાલનો ઘણો જ સ્નેહ હતો, અને કાન્તા બ્હેન જન્મ્યાં ત્યારથી તે મૂઆં ત્યાં સુધી આ મકાનમાંથી કવચિત્ જ બહાર ગયાં હતાં. ખરી રીતે કહીએ તો પ્રકૃતિ સારી નહિં હોવાને લીધે ત્હેમની બધી જીંદગી આ મકાનમાં જ ગઇ. તેથીજ ત્હેની ખાતર–પોતાની પત્નીના સ્મરણ માટે અથવા તો ત્હેના સ્નેહની ખાતર કહો, કુંજભવન બીજાના હાથમાં ન જતાં આપણાજ માણસોના તાબામાં રહે એવી ત્હેમની ઇચ્છા હશે. બીજું શું ?" દેસાઇજીએ ખુલાસો કર્યો.

" પણ પિતાજી, એ ઇચ્છા ચમત્કારિક નથી લાગતી ?" કનકરાયે બીજો પ્રશ્ન કર્યો.

" ચમત્કારિક તો ખરી જ ! પણ જગત્માં એવાએ ચમત્કારિક અને લહેરી માણસો ઘણા હોય છે ! બે ત્રણ દિવસ ઉપર મ્હેં વાંચ્યું હતું કે, અમેરિકામાં એક સ્ત્રીએ પોતાના મૃત્યુપત્રમાં બિલાડીઓના સંરક્ષણ માટે વીસહજાર પાઉન્ડ* સરકારને સ્વાધીન કરવાનું લખ્યું હતું. એવીજ રીતે એક લક્ષાધિપતિએ, પોતાનો પુત્ર જન્મભર લગ્ન ન કરે તો જ તેને પોતાની સઘળી માલ–મિલ્કત આપવી અને જો તે લગ્ન કરે તો બધી મિલ્કત ધર્માદાકાર્યોમાં વાપરવી એવું મૃત્યુપત્રમાં લખી રાખ્યું હતું. બ્રિટિશ રાજ્યના પોલિસો બિચારાં નિર્દોષ કુતરાંને વિષ આપીને મારે છે તે પણ એક વિચિત્ર અંગ્રેજના ચમત્કારિકપણાનું જ પરિણામ છે. ત્હેણે પોતાની લાખોની મિલ્કતના વ્યાજમાંથી આ પવિત્ર ( ! ) કાર્ય કરવાની ઇચ્છા મૃત્યુપત્રમાં લખી રાખી હતી. એ બધું ચમત્કારિક જ છે ને ? "

" શાં શાં ચમત્કારિક માણસો દુનિયામાંએ છે ?" મંજુલાએ આશ્ચર્યથી કહ્યું.

એટલામાં **વીણા** ત્યાં આવી પહોંચી અને પિતાજીને પૂછવા લાગી: " પિતાજી, મ્હને શા માટે બોલાવી ? "

" બ્હેન બેસ. ત્હને મ્હારે કંઇક પૂછવું છે. "

પિતાજીનું વાકય પૂરૂં થાય તે પહેલાંજ **વીણા** બોલી ઉઠી : ,, મ્હને અત્યારે એટલો વખત નથી ! અને હું ત્હમને ખુલ્લે ખુલ્લું કહી દઉં છું કે હવેથી હું ત્હમારો એક પણ શબ્દ સાંભળનાર નથી. ત્હમારી અડચણને

---

* એક પાઉન્ડની કિમ્મત પંદર રૂપીઆ થાય છે.

લીધે મ્હેં મ્હારી ઇચ્છા વિરૂદ્ધ પણ આ લગ્ન માટે સમ્મતિ આપી; પણ પિતાજી, હું ચોકખે ચોકખું કહું છું કે લગ્ન થયા પછી આઠ દિવસ પણ હું વાટ જોવાની નથી. લગ્ન પછી તુરત જ હું 'ડાયવૉર્સ'–છુટાછેડા–માટે અરજી કરીશ." આમ કહી તડફડાટ કરતી તે પાછી ચાલી ગઇ.

ત્હેના જવા પછી પ્રતાપરાયે કનકરાયને પૂછ્યું કે : "કનક, એનાથી એમ 'ડાયવૉર્સ' લઈ શકાશે કે ? એવું ક્‌ય્હાંઈ થયું હોય એવી મ્હને તો ખબર નથી."

"જો એવો બનાવ બન્યો નહિં હોય તો પણ તેમ કરી શકાય છે ખરૂં ! જો યોગ્ય કારણો બતાવવામાં આવે તો કાયદેસર 'ડાયવૉર્સ' કરી શકાય છે. એટલા જ માટે વીણાના લગ્નની સાથે પૈસાનો સંબંધ બતાવશો નહિં એવું મ્હેં કહ્યું હતું. કારણ જો પૈસાનો સંબંધ જાહેર થશે તો કોર્ટ કહેશે કે, ત્હમે કેવળ ત્હમારી ગરજને લીધે જ આ લગ્ન કરાવ્યાં છે અને હવે ગરજ મટતાં 'ડાયવૉર્સ' માટે અરજ કરો છો." કનકરાયે પિતાને સમજ પાડી.

"પણ આ એક પ્રકારનું સાહસ છે." પ્રતાપરાયે શંકા બતાવી.

"એમાં કંઇ સાહસ નથી. મ્હેં જે વ્યૂહરચના એ વિષે કરી રાખી છે તે ત્હમને કહું છું એટલે ત્હમને પણ મ્હારૂં કહેવું યથાર્થ લાગશે. હમણાં આપણે ગુણવંતલાલને કરાર લખી આપીશું એટલે ગુણવંતલાલને કોઇ પણ પ્રકારનો વહેમ આવશે નહિં. હવે એમ સમજો કે, લગ્ન થયા પછી 'મ્હને વિહારી સાથે સારો મળ રહે ત્હેવું જણાતું નથી માટે મ્હારે સ્વતંત્ર રહેવું છે' એ સબળ કારણ બતાવીને વીણા 'ડાયવૉર્સ' માટે અરજી કરશે તો કોર્ટથી એમ નહિં કહી શકાય કે, આપણે પૈસા ખાતર આ લગ્ન કરાવ્યાં હતાં. કારણ, આપણે લગ્ન અને પૈસાનો સંબંધ બતાવવાના નથી; પરંતુ આપણે તો ઉલટું એવું કહી શકીશું કે, અમે વીણાના વંશજોને 'કુંજ–ભવન' ઇસ્ટેટ આપીએ છીએ, માટે જો અમારા મનમાં કપટ હોત તો અમે એવું લખી આપ્યું હોત જ નહિ. એવી રીતે આપણે કોર્ટને ખાત્રી કરી આપીશું એટલે કોર્ટ વીણાને લગ્ન બંધનમાંથી મુક્ત કરશે. અર્થાત્ વીણાને કંઇ સંતાન નહિં હોવાથી આપણું મકાન પણ આપણા કબજામાં જ રહેશે." સ્વાર્થની ખાતર રચેલી કપટજાળ કનકરાયે પિતાજી આગળ પાથરી બતાવી.

પોતાના પુત્રના વિચાર સાંભળીને પ્રતાપરાય ક્ષણભર ત્હેની તરફ આશ્ચર્યતાથી જોઈ રહ્યા. ત્હેણે ખરેખર મગજ મારી કરીને આ કપટવ્યૂહ

રચ્યો હતો એમાં તો શંકા નથી. પરંતુ તે અશુદ્ધ પાયા ઉપર રચવામાં આવ્યો હતો. તોપણ પોતાની વ્યૂહરચનાથી પિતાજીને સંતોષ થયો છે એ જોઇને કનકરાય ખુશ થયો, અને થોડી વાર રહી ત્હેણે પોતાની પ્રશંસા કરવાના હેતુથી કહ્યું :

"પિતાજી, મ્હેં આ વ્યૂહ શી રીતે ઉભો કર્યો તે ત્હમને કહું. જે દિવસે અમે 'બસુબિલ' ઉપર ચર્ચા કરતા હતા તે વખતે અમારી કૉલેજના એક બે અધ્યાપકો અને નરેન્દ્રરાય બૅરિસ્ટર પણ ત્ય્હાં હાજર હતા. તે વખતે બસુબિલમાં 'છુટાછેડા' કરવાની બારીકી છે કે? એવો એક પ્રશ્ન નીકળ્યો; ત્ય્હારે મિ. નરેન્દ્રરાયે સઘળો ખુલાસો કરીને કહ્યું કે 'બસુબીલમાં છુટાછેડા માટે કંઇ સગવડ નથી; પરંતુ સને ૧૮૭૨ માં સરકારે એક કાયદો પસાર કર્યો છે, તે કાયદા પ્રમાણે છુટાછેડા કરાવી શકાય છે.' તે વાત મ્હારા ધ્યાનમા હતી તેથી જ વીણાને મ્હેં તે વાત સમજાવી હાલના લગ્ન માટે ત્હેને તૈયાર કરી છે."

"પણ એવો કાયદો છે એવી ત્હારી ખાત્રી છે ને? લગ્ન થયા પછી બ્રાહ્મણોમાં એવો પ્રકાર બની શકતો નથી માટેજ ત્હને પૂછું છું."

પ્રતાપરાયે ફરીથી ખાત્રી માગી.

"ત્હેની ચિંતા ત્હમે કરશો નહિં! છતાં જો ત્હમને ખાત્રી પડતી ન હોય તો કાલે હું બૅરિસ્ટર નરેન્દ્રરાયને પુછીને ફરીથી તે વાતની ખાત્રી કરીશ."

બરાબર એજ વખતે વ્રજરાયે આવીને ગુણવંતલાલ અને નરેન્દ્રરાયના આવવાના સમાચાર આપ્યા. એટલે પ્રતાપરાય દેસાઈ ત્ય્હાંથી ઉઠીને ત્હેમની સ્હામે ગયા, અને મંજુલા ઉઠીને ઓરડાના અંદરના ખંડમાં ગઇ.

પ્રતાપરાય ગુણવંતલાલ તથા નરેન્દ્રને લઇને અંદર આવ્યા. ત્ય્હાં બેઠા પછી આડા અવળા વિષય ઉપર કેટલીક વાતચિત થયા પછી છેવટે ખિસ્સામાંથી નોટનું બંડલ બહાર કાઢતાં બોલ્યા: "જુઓ દેસાઇજી, હવે આ બધી ઔપચારિક વાતો કરવી છોડી દ્યો. ત્હમે મ્હને કે હું ત્હમને કંઈ આજે જ ઓળખીએ છીએ ત્હેમ નથી. તોપણ સ્હવારે ત્હમે આગ્રહ કરવાથી હું 'સ્ટાંપ' નો કાગળ લાવ્યો છું અને નરેન્દ્રને પણ સાથે લાવ્યો છું; તેથી ત્હમે કહેશો તે પ્રમાણે તે લખતપત્ર તૈયાર કરશે. સાક્ષીમાં પણ એ એક અને બીજા ત્હમારા વ્રજરાય છે. બાકી આટલી બધી ભાંજગડ કરવાની કંઇ વિશેષ જરૂર મ્હને તો લાગતી નથી. પણ દેશાઇજી, લગ્ન વિશેનું શું કરવું છે? આવતી પાંચમનું શુભ મુહૂર્ત છે!"

" ઠીક છે. ત્હમે જે દિવસ ઠરાવશો તે મ્હને માન્ય છે. પણ જો એકદમ નજીકનો દિવસ હશે તો લગાર ઉતાવળ થશે.—પણ કંઇ હરકત નહિં. **શુભસ્ય શીઘ્રમ્** ! " **પ્ર**તાપરાયે ધીરે રહીને કહ્યું.

પ્રિય વાંચક ! પ્રતાપરાયની ઇચ્છા પ્રમાણે **નરેન્દ્રરાય** ' સ્ટાંપ ' નો કાગળ લખી આપે છે તે દરમ્યાન ચાલો આપણે **વીણા**ની શોધ કરીએ.

કનકરાયે પોતાનો અને પિતાનો સ્વાર્થ સાધવા માટે બની શક્યા તેટલા પ્રયત્ન કરીને સ્હમજાવવાથી **વીણા**એ લગ્નની સંમતિ આપી અને ગુણવંતલાલ પાંચમનું મુહૂર્ત પણ નક્કી કરી આવ્યા એ પણ આપણે જાણી ગયા છીએ. ગુણવંતલાલ આજે પૈસા લઇને આવનાર હતા તે વાત **વીણા** જાણતી હતી, તેથીજ આજે વ્હેલાં ઘેર નહિં આવવું એવો વિચાર કરીને તે ફરવા ગઈ હતી. ભાઇના કહેવાથી પોતે લગ્નને સહમત થઇ પરંતુ તે માટે ત્હેનું મન હવે તેને ડંખતું હતું. કનકરાયે ત્હેને ' છુટાછેડા ' કરવાનો માર્ગ બતાવ્યો હતો, અને થોડા દિવસ પહેલાં ' બસુબિલ ' માટે મળેલી સભામાં તે ગઈ હતી, ત્યહાં બનેલી સઘળી ઘટનાની ત્હેને સ્હમજણ પડી નહોતી તોપણ ' છુટાછેડા ' માટે પરવાનગી આપનાર એક કાયદો અસ્તિત્વમાં છે એટલી વાત તે સમજી શકી હતી. આમ પ્રસંગો અનુકૂળ હોવા છતાં પણ ' હું આ શું કરૂં છું ? ' એવો ત્હેને ઘણોજ વિચાર કરવાનો હતો. ત્હેની વિચારશક્તિ સરસ હતી, પરંતુ પહેલેથી જ ત્હેવા વિચારોને યોગ્ય વલણ મળ્યું નહોતું. તેથી જ પોતાના હઠીલા સ્વભાવને લીધે ત્હેણે કેટલાક ખોટા વિચારોને પોતાના ધ્યેય તરીકે પસંદ કર્યા હતા. **વીણા** વિષે વિચાર કરીએ તો તે ખરેખરી આર્ય કન્યા હતી; પરંતુ ત્હેના ધાર્યું કરવાના સ્વભાવથી અને પરદેશી કેળવણીએ તે વૃત્તિને વધુ દૃઢ કરવાથી ત્હેના બીજા સર્વ સારા ગુણો ઉપર પાણી ફરી વળ્યું હતું. માત્ર આ એક જ જાતના દોષ શિવાય તે રૂપે, ગુણે, અભ્યાસમાં અને વર્તનમાં વખાણવા જેવી બાળા હતી.

લગ્ન નહિં કરવાની અવિચારી કલ્પના ત્હેના મનમાં આટલી દૃઢમૂળ થવામાં છ મહિના પહેલાં એક ક્ષુલ્લક પ્રસંગ કારણભૂત થયો હતો. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ગયા પછી ત્હેને નિશાળની એક શિક્ષિકા વ્યાખ્યાન પ્રસંગે સાથે લઇ જતી હતી. અને **વીણા** સરદાર કુટુમ્બની કન્યા હોવાથી તે જે સભામાં હાજર રહેતી તે સભાને વધુ મહત્વ મળે તે માટે વર્તમાન પત્રોના રિપોર્ટરો ત્હેનું નામ સભાના વૃતાંતમાં પ્રકટ કરતા; એટલે ત્હેને

લીધે પેલી શિક્ષિકાનું નામ પણ આગળ આવતું. શિવાય ત્હેને **વીણા**ની ગાડીમાં મફત સહેલ કરવાની મળતી અને વળી અડી ઓપટીના પ્રસંગે નાણાં સમ્બન્ધી મદદ પણ મળતી. આમ પોતાના ત્રિમૂર્તિ સ્વાર્થને લીધે **વીણા**ને ત્હેણે સભાઓમાં જવાનું ચેટક લગાડયા પછી તો **વીણા** જાતે ચાલાક,હુશિયાર અને ધીટ હોવાને લીધે એકલી પણ લેડીઝક્લબ,પ્રાર્થનાસમાજ, પ્રેમાભાઈ હૉલ કે એવા બીજા સ્થળે સાર્વજનિક વ્યાખ્યાનો સાંભળવા જવા લાગી. એક દિવસે 'પ્રેમાભાઇ હૉલ' માં કોઈ આંગ્લ રમણીનું ' હિંદુ સ્ત્રીઓની શોચનીય સ્થિતિ ' એ વિષય ઉપર વ્યાખ્યાન હતું. મિસ **વીણા** ઇનામદાર તે સાંભળવા ગઈ હતી. વ્યાખ્યાનકર્ત્રિ બાઇએ પોતાના ભાષણમાં " હિંદુ સ્ત્રીઓનાં અજ્ઞાન, ત્હેમની ગાંડી ધર્મઘેલછા, ત્હેમની પરતંત્ર સ્થિતિ, માનસિક અને શારીરિક દુર્બળતા, વગેરે મુદ્દાઓ ઉપર કરેલા વિવેચને **વીણા**ના મન ઉપર ઘણી જ અસર કરી. એ વ્યાખ્યન સમાપ્ત થયા પછી **વીણા**ની સાથે ત્હેનું ઓળખાણ કરાવવામાં આવ્યું, તે વખતે હસ્ત-ધુનનની ઔપચારિક વિધિ થઇ રહ્યા પછી તે આંગ્લ રમણીએ **વીણા**ને કહ્યું : " મ્હેં મ્હારા ભાષણમાં હમણાં હિંદુ સ્ત્રીઓની જે સ્થિતિનું વર્ણન કર્યું તેમાં સુધારા કરાવવા તમ્હારા જેવી ઉછરતી બાળાઓ જ આગળ આવવી જોઇએ. હિંદુ સ્ત્રીઓ રૂઢીથી ડરી જનારી બની ગઇ છે અને તે રૂઢીનો લાભ લઇને પુરૂષ વર્ગ ત્હેમને અધિક અને અધિક દબાવતો જાય છે. મિસ ઇનામદાર, ત્હમે જાણો છો, કે હિંદુસ્થાનમાં સોમાં નવ્વાણું પુરૂષો સર્વસ્વ સ્વાર્થી છે. સ્ત્રીઓની શોચનીય સ્થિતિ તે જોઇ શકે છે તોપણ સ્ત્રીજનો માટે પરિસ્થિતિને અનુરૂપ પણ રૂઢીમાં ફેરફાર કરવા ત્હેઓ તૈયાર નથી. સ્ત્રીઓની શક્તિ વિષે ત્હેમને ભાન, જ્ઞાન કે માન કશુંએ હોતું નથી. જે હાથમાં પારણું હિંદોળવાનું સામર્થ્ય છે તે જગતને હિંદોળવાનું પણ સામર્થ્ય ધરાવી શકે છે તે વાતથી ત્હેઓ સર્વથા અનભિજ્ઞ છે. સ્ત્રીમાં દૈવી શક્તિ છે એવું તે જાણતા જ નથી. તેટલા માટે જ સ્ત્રીઓની ઉન્નતિ માટે સ્ત્રીઓએ જ મહેનત કરવી જોઈએ છે. તે કાર્યમાં ત્હમારા જેવી શ્રીમંતની પુત્રીઓએ સહુથી પહેલાં આગળ આવી, સ્વાર્થત્યાગ કરી, જાતે જીંદગી પર્યંત અવિવાહિત રહી સ્ત્રીવર્ગ સ્વાતંત્ર્યને યોગ્ય છે તે પુરૂષોને બતાવી આપવું જોઇએ."

" હું એ વિષે મ્હારાથી બનતો પ્રયત્ન કરીશ. " **વીણા**એ કહ્યું, અને ત્હેઓ જૂદાં પડયાં.

થયું ! વીણાને આંગ્લરમણીના વિચાર રૂચ્યા, અને તેજ દિવસથી લગ્ન નહિં કરવાના અવિચારી વિચાર ત્હેના મગજમાં ઘુસ્યા.

સ્ત્રીઓએ લગ્ન નહિં કરતાં આજન્મ અવિવાહિત રહી સ્વદેશસેવાનાં કાર્યો કરવાં તે કોઈ પણ રીતે ખોટું કે નિંદાને પાત્ર નથી; પરંતુ નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પાળવું અતિ કઠિન છે, અને કો વિરલાજ કહો કે, હનુમાનજી અને પિતામહ ભીષ્મ કે અંબિકાદેવી જેવાં કો સામર્થ્યવાનો જ તે વ્રત આચરી અને પુરા કરી શકે છે.÷ હિંદુ સંસારથી તદ્દન અજાણ્યાં અને પોતાનું એટલું સારૂં એવા મદથી મદોન્મત્ત બની બીજાને ઉતારી પાડવાની વૃત્તિ વાળાં—અપવાદ રૂપે થોડાંક બાદ કરતાં–સઘળાં પરદેશી સ્ત્રી પુરૂષો હિંદુસ્ત્રીઓ વિષે આંખો મિંચીને જ મત આપે જાય છે; પરંતુ હિંદુ સંસારની અનુપમ ઘટનાથી કેવળ અજાણ હોવાથી ત્હેમના એ રાગડાનું પરિણામ આવતું નથી. હિંદુ સંસારમાં ખામીઓ હશે પણ પરદેશીઓ કહે છે તેવી અને તેટલી નહિં; અને તે સુધારવા માટે કરવા જોઈતા પ્રયત્નો પણ ત્હેવા નહિં, પણ મૂળની વૈદિક પ્રણાલીને કાયમ રાખીને કરવા જોઇએ છે. પુરૂષો સાથે સહકાર કરવામાં જ સ્ત્રીઓની ઉન્નતિ છે, પુરૂષોની સ્હામે થવામાં નહિ.* કારણ સ્ત્રી એ જીભ છે અને પુરૂષ એ દાંત છે. એટલે જીભ જીભનું કાર્ય કરે ને દાંત દાંતનું. દમ્પતિ અનુગુણ એટલે પરસ્પરમાં જે ગુણની ખામી હોય તે પુરનાર હોય ત્હેનેજ કહેવામાં આવે છે, તે વાત પરદેશીઓ કે જેઓ લગ્નને સાટું કે કરાર ગણે તે ક્યહાંથી સમજી શકે ? હિંદુ શાસ્ત્રો લગ્નનો કેટલો મહાન્ અર્થ કરે છે ત્હેની ત્હેમને કલ્પના પણ ક્યહાંથી હોય ? તેથી જ પરદેશી શિક્ષણના પ્રતાપે અને પરદેશીઓના વિચારોથી દોરવાઇ જવાને લીધે આપણે આપણી કથામાં આગળ જોઈ ગયા ત્હેવી જાતના વિચારો વીણાના થયા હતા એ હવે વાંચકોના લક્ષમાં આવ્યું હશે જ.

---

÷ જેમ શંકરને ઉમા, રામને સીતા, નળને દમયંતી હતાં તેમ આપણી સ્ત્રીઓમાં આપણી ગોષ્ટીમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્દગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણા શક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે ત્યારેજ—પણ તે પહેલાં નહિ—આપણો ઉદ્ધાર સંભવે છે. **મહાત્મા ગાંધીજી.**

* " પતિએ પત્નીવ્રત લેવું ને પત્નીએ પતિવ્રત લેવું, એવી પરસ્પરની પુણ્ય પ્રતિજ્ઞા તે લગ્ન."

પોતે આઠ દિવસમાં જ છુટાછેડા કરવાની શરતે લગ્ન માટે હા પાડયા છતાં પણ વીણાનું હૃદય ત્હેને દંશ દેતું હતું તેથી તે સંબંધમાં એકાંતે વિચાર કરવાના ઉદ્દેશથી તે ' રાણીના બાગ ' તરફ જવા નીકળી. વીણા ઘણું ખરૂં ગાડીમાં બેશીને જ ફરવા જતી હતી, પરંતુ આજ તે એકલીજ અને વળી પગે ચાલતી ફરવા નીકળી તે જોઈ મંજુલાએ ત્હેને ગાડીમાં જવા અથવા તો કોઇ નોકરને સાથે લઇ જવા કહ્યું, પણ બહુ સમજાવવા છતાં પણ ત્હેણે માન્યું નહિં અને તે પણ કંઈ વધારે બોલી નહિં. કારણ વીણાના સ્વભાવથી તે માહિતગાર હોવાથી લગ્ન થાય ત્હાં સુધી એક શબ્દ પણ ત્હેને કહેવો નહિં એવો ત્હેણે નિશ્ચય કર્યો હતો.

છેવટે વીણા એકલીજ ફરવા જવાના ઉદ્દેશથી હઠ કરીને નીકળી તો ખરી, પરંતુ છેવટે ત્હેનો ઉદ્દેશ ફળિભૂત થયો નહિં. કારણ કે રસ્તામાંજ ત્હેને ત્હેની નિશાળની બ્હેનપણી સુબા મળી.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### રંગમાં ભંગ.

---

પતિવ્રતા જે પતિને ભજે, અનાયાસે અવરને તજે;
જ્હેનાં વસ્ત્ર સાંધ્યાં જયમસમ, ત્હેની બરાબરી વેશમાં કરશો કયમ ?
—અખો.

કરારપત્ર પૂરો થયો. પ્રતાપરાયે નોટોનો ચોડો હાથમાં લીધો તે વખતે ત્હેમનો આનન્દ તો પેટમાં સમાતોએ નહોતો. તે પછી લગ્ન સંબંધી વાતચિત થઈ અને છેવટે પાંચમનું મુહૂર્ત કાયમ રહ્યું. તે પછી શું શું કરવું, વિવાહ સમારંભ કેવા ઠાઠમાઠથી ઉજવવો એ વિષયની વાતો નીકળતાં જ ગુણવંતલાલે કહ્યું: " દેસાઇજી, એ વાતની ત્હમે લગારે ચિંતા રાખશો નહિં. હમણા ત્હમે નાણાં સંબંધી અડચણમાં છો એટલે એ બધી જાતનો બોજો મ્હને જ ઉપાડી લેવા દ્યો. ત્હમારા જેવા સગા માટે હજાર બેહજાર રૂપીઆ ખર્ચવા મ્હને કંઇ ભારે પડનાર નથી ! અને મ્હારે ઘેર પણ હવે બીજાં આવાં કેટલાં કાર્ય કરવાનાં છે ? મ્હારે તો એકલો વિહારી ને ? પછી એનાં છોકરાંની વાત તો એ જાણે ! "

ગુણવંતલાલની વાત સાંભળી મનમાં ખુશી થવા છતાં સાકર પીર-સતાં દેસાઇજીએ કટાણું મ્હોઢું કરીને કહ્યું: "ગુણવંતલાલ, ખરેખર કહું તો મ્હને હવે શરમ લાગવા માંડી છે. મ્હેં મૂર્ખ માણસની માફક આટલાં બધાં વર્ષ સૂધી ત્હમારી સાથે કેવું......"

"દેસાઇજી, હવે એ જૂની વાતને વીસરી જાઓ." ગુણવંતલાલ વચ્ચે બોલી ઉઠ્યો: "હવે તો આપણે પાછા એકના એક થયા છીએને? હવે તો પરસ્પરની સગવડ જોઇને હાથમાં લીધેલું કાર્ય પાર પાડીએ એટલે ગંગા નાહ્યા!"

આમ વાત ચાલતી હતી એટલામાં વ્રજરાય નાસ્તા માટે દૂધ–પૂરી વગેરેની બે થાળીઓ તૈયાર કરીને લાવ્યો. નરેન્દ્રને લઇને કનકરાય અગાશી ઉપર ગયો હતો એટલે ત્હેમને માટે પણ તે સામગ્રી ગઈ. અગાશીમાં નાસ્તો ઉડાવતી વખતે કનકરાયે પિતાને આપેલા વચન પ્રમાણે પોતાનું કામ કાઢી લેવાની વૃત્તિથી વાતનો આરંભ કર્યો:—

"કેમ બૅરિસ્ટર સાહેબ! આ બસુબિલ માટે આટઆટલી ચળવળ ચાલી રહી છે, એથી કંઈ લાભ છે ખરો કે?"

"જોવા જઇએ તો છે, નહિં તો કંઈ પણ નથી." નરેન્દ્રે પોતાના ધંધાને છાજતી ઢબે ઉત્તર આપ્યો.

"પણ હું એમ કહું છું કે, ગઇ કાલે આપણી ચર્ચા વખતે ત્હમે જેમ 'છુટાછેડા' માટે કહ્યું તે પ્રમાણે એકાદ પુરૂષ અથવા સ્ત્રીને છુટા-છેડા કરવા હોય તો શું ત્હેમને કાયદો સંમતિ આપે છે?"

"હા આપે છે ખરો. પણ આપણાં લગ્ન થાય છે ત્હેવામાં નહિ. માત્ર 'સિવિલ મૅરેજ ઍક્ટ' પ્રમાણે થયેલાં લગ્નવાળાઓને જ."

"નહિંતર?"

"નહિં. આપણા વૈદિક સંસ્કાર પ્રમાણે થયેલાં લગ્નો માટે 'ડાય-વૉર્સ' છે જ નહિં. નીચ ગણાતી જાતિઓમાં થયેલાં લગ્ન તોડવાનો પ્રચાર છે; પરંતુ ઉચ્ચ જાતિમાં એવું કંઈ છે નહિં. આપણા લગ્નના કરાર–સપ્તપદી વખતે ઉચ્ચારાતા મંત્રો પણ એ વાત માટે છૂટ મૂકતા નથી. તેમાં તો પતિ–પત્ની ત્વચા અને માંસથી માંડીને આત્મા સાથે આત્મા જોડે છે. તેથી લગ્ન થઈ ગયા પછી કદાચ સ્ત્રી ખરાબ, દુર્ગુણી અથવા તો ખોડખાંપણવાળી હોય તો પણ પતિથી ત્હેની સાથે 'છુટાછેડા' કરી શકાય નહિં. હા–ત્હેને લજ્જી દે ખરો. તો પણ એવી રીતે લજાયલી

સ્ત્રી પોતાના પતિ પાસેથી ' હિંદુ કાયદા ' પ્રમાણે ભરણપોષણનાં સાધનો મેળવવાનો હક્ક ધરાવી શકે છે. "

" વારૂ. પણ ધારો કે કોઇ સ્ત્રીને ત્હેનો વર પસંદ નથી અથવા તો બીજાં કોઇ પણ કારણોને લીધે ત્હેને સાથે રહેવાની ઇચ્છા નથી તો ત્હેનાથી જૂદા રહી શકાય કે નહિં ? " કનકરાયે મૂળ વિષય ઉપર ઉતરતાં પૂછ્યું.

" હા, રહી શકાય; પરંતુ જો પતિની ઇચ્છા તે સ્ત્રી પોતાની સાથે રહે એવી હોય તો ત્હેને ત્હેની સાથે રહેવું જોઇએ. "

**નરેન્દ્ર**નો છેવટનો આ ખુલાસો સાંભળીને કનકરાયના મુખમંડળ ઉપર ચિંતાની છાયા ફરી વળી. ત્હેણે રચી રાખેલો વ્યૂહ ધસી પડતો જોઇ તે વિચારમાં પડી ગયો. હવે શું કરવું તે વિષે ત્હેના મનમાં મ્હોટી ચિંતા ઉભી થઇ. પોતે જે ' છુટાછેડા ' ના આધાર ઉપર **વીણા**ને સ્હમજાવીને ત્હેની ઇચ્છાવિરૂદ્ધ લગ્ન માટે ત્હેની સંમતિ મેળવી, તે આધાર નિરાધાર છે એવું જાણતાં જ ત્હેની સ્થિતિ વિચિત્ર થઇ પડી. ત્હેને લાગ્યું કે ' જો આ વાતની **વીણા**ને ખબર પડશે, અથવા તો પોતાની કોઇ બ્હેનપણી દ્વારા આ સંબંધમાં તે ક્યાંહાંકથી ખુલાસો મેળવશે તો લગ્ન વખતે તે મહાન્ વિઘ્ન ઉભું કરશે, અને કદાચ લગ્નમંડપમાં પણ આવવાની ઉઘાડી ના પાડશે. જો એમ થશે તો સર્વ સ્થળે અમારી ફજેતી થશે. એટલું જ નહિં પણ પોતે જે એશઆરામ અને મોજશોખ તથા શ્રીમંતાઇના વિચારો રચી રાખ્યા છે તે બધું સ્વપ્નવત્ બની જશે એમ પણ ત્હેને થયું. તે સાથે ત્હેના મનમાં બીજો વિચાર ઉપસ્થિત થયો કે ' જો **વીણા** લગ્ન પ્રસંગે ધમાલ કરે અને તેથી **વિહારી** સાથે એનાં લગ્ન થઇ શકે નહિં તો **ગુણવંતલાલ** એક પાઇ પણ છોડશે નહિં. અને જો એમ થાય તો થોડા દિવસ પહેલાં **લાલચંદે** જે સ્થિતિ લાવી મૂકી હતી તેજ પાછી ઉપસ્થિત થાય. માટે પોતે જે વાત જાણી છે તે ગુપ્ત જ રાખવી અને ઠરાવેલા મુહૂર્ત ઉપર જ **વીણા**નાં લગ્ન કરી નાખવા ' પિતાજીને સ્હમજાવવાનો ત્હેણે પોતાના મન સાથે સંકલ્પ કર્યો.

થોડાક વખત પછી ગુણવંતલાલ અને **નરેન્દ્ર** જવા માટે ઉઠ્યા તે વખતે **પ્રતાપરાયે વ્રજરાયને** એક બાજુએ લઇ જઇને કહ્યું: " કાલે સઘળા લેણદારોને હિસાબ લઇને આવવાનું કહી દેજો. " હું ક્યારે ઋણમુક્ત થાઉં, એમ પ્રતાપરાયને થયું હતું, તેથી આજે ત્હેના આનંદની સીમા નહોતી. ગુણવંતલાલે આપેલી નોટોનાં પડીકાં ક્ષણભર હાથમાં

લઇને તે આનંદઓઘમાં તણાતો ઉભો રહ્યો. એટલામાં કનકરાયે ત્હેની પાસે આવીને કહ્યું: "પિતાજી, ગુણવંતલાલ જાય છે, અને હું પણ નરેન્દ્રરાય સાથે જરા કામ હોવાથી જાઉં છું. ત્હાંથી કૉલેજકવાર્ટર્સમાં જઇશ."

"ત્હારે તું ઘેર જમવા રહેવાનો નથી? હું કહું છું કે તું હવે થોડા દિવસની રજા લે. હવે ઘરમાં ઘણું જ કામ છે." પછી તે ગુણવંતલાલને વળાવવા ઓટલા સુધી ગયા.

ગુણવંતલાલ, નરેન્દ્રરાય અને કનકરાય ગાડીમાં બેઠા. તે પછી ગુણવંતલાલે દેસાઇને કહ્યું: "પ્રતાપરાય, ત્હારે પાંચમનું મુહુર્ત્ત કાયમ ગણી તે પ્રમાણે તૈયારીમાં રહેજો."

જવાબમાં દેસાઇજીએ કહ્યું: "વારૂ, કાલથીજ હું કામ શરૂ કરીશ." પછી પરસ્પર નમસ્કાર થતાંજ ગાડી ચાલવા માંડી. તે વખતે એક વખત પાછળ ડોકીયું કરી કુંજભવન તરફ જોઈ ગુણવંતલાલ બોલ્યા, "નરેન્દ્ર, આજ મ્હને એટલો બધો આનંદ થયો કે ન પૂછો વાત! કલ્યાણરાય દેસાઇએ મ્હારા ઉપર એટલા ઉપકાર કર્યા છે કે ત્હેનો બદલો વાળવા માટે એ જન્મ પણ પૂરા ન પડે. તો પણ ત્હેમને અતિશય વ્હાલું કુંજભવન બીજાના હાથે ન જાય તે માટે મ્હારા પસાનો થોડો ઘણો ઉપયોગ થયો, તે હું મ્હારાં પરમ ભાગ્ય સમજું છું. પરંતુ કનકરાય, આ બધાનું શ્રેય ત્હમારા પિતાને ઘટે છે. ત્હેમણે આટલાં બધાં વર્ષોનો દ્વેષભાવ વીસરી જઇને મ્હારી ક્ષુલ્લક મદદનો સ્વીકાર કર્યો તેથી મ્હને ઘણોજ આનન્દ થાય છે. નહિંતર કલ્યાણરાયના પ્રેમનું આ સ્મારક—આ કુંજભવન બીજાને હાથ જાત અને પછીથી તે કદી પણ આપણા હાથમાં આવત નહિં."

"વાહ ગુણવંતલાલ, ત્હમે પણ ઉલટી ભાષા વાપરો છો! ખરી રીતે જોતાં અમેજ આપના ઋણી થયા છીએ." કનકરાયે વિવેક બતાવ્યો.

"કંઇ નહિં. એમાં તે ઋણ શાનું? એ પણ મ્હારૂં કર્ત્તવ્યજ હતું!" એમ કહીને વિષય બદલવાના ઉદ્દેશથી ગુણવંતલાલે નરેન્દ્રને ઉદ્દેશીને કહ્યું, "પણ નરેન્દ્ર, પછી ત્હારૂં શું થયું એ તો કહે? મ્હારા વિહારીનાં તો પાંચમનાં લગ્ન કર્યાં!"

"હું હવે એજ કામમાં છું. અહિંના વિધવા વિવાહ મંડળવાળા રા. બા. લાલશંકરભાઇ મ્હારા ઓળખાણવાળા છે ત્હેમને કાલે મળીને બધો ખુલાસો કરી લઇશ."

આ સંવાદ ચાલતો હતો તે વખતે કનકરાય માનપણે બેઠો હતો. ત્હેને એક વિવક્ષિત સ્થળે જવાનું હતું તે સ્થળ છોડીને ગાડી આગળ વધી એટલે ત્હેને તલપાપડ થવા લાગી. તુર્તજ ત્હેણે ગાડી ઉભી રાખવા કોચમેનને હુકમ કરી " મ્હારે અહિં થોડુંક કામ છે " એવું ગુણવંતલાલને કહીને તે નીચે ઉતર્યો, અને ગુણવંતલાલની ગાડી ચાલી ગઈ. ક્ષણ બે ક્ષણમાં ગાડી-ઘોડાની અવર જવરની અંદર અદ્દશ્ય થઇ ગઇ.

કનકરાય ગાડીમાંથી ઉતર્યા પછી બાજુની ગલીમાં પેઠો અને ચોરની માફક ચારે તરફ સભય નજરે જોતો જોતો આગળ વધવા લાગ્યો. એના એ વર્તન ઉપરથીજ તે જમનાને ઘેર જતો હશે એવી વાચકવૃંદને કલ્પના થયા વિના રહી નહિં જ હોય. અને હતું પણ તેમજ !

આખરે કનકરાય ધીટહૃદયે જમનાના ઘેર ગયો ! પોતાના કુળની લાજ કે પોતાની ઍટીકેટ તે વખતે ત્હેને રોકી શકી નહિ. સરળ હૃદયના મનુષ્યો પણ જો એક વખત ચોથે માળેથી લથડયા અને ઓહો એમાં તે શું ? એમ જો ત્હેમના મનને તે સ્થિતિમાં સંતોષ થયો તો પછી એજ વિચાર ધીરે ધીરે હૃદયને પત્થરથી પણ વધુ કઠોર બનાવી રાક્ષસરૂપ બનાવી મૂકે છે. ભર્તૃહરીએ યોગ્યજ કહ્યું છે કે

ભ્રષ્ટ થયું જરી ત્હેનો, શતમુખ વિનિપાતજ નિર્મેલો !
ભ્રષ્ટ થઇ મતિ ત્હેનો, શતમુખ વિનિપાતજ નિર્મેલો !

કનકરાયને આજે આટલો બધો વહેલો આવેલો જોઈને જમનાને પણ આશ્ચર્ય થયું, કારણ કે કનકરાયનો એને ઘેર આવવાનો હમેશનો વખત રાતના નવ પછીનો હતો. એ વખતે રસ્તા ઉપરનો અવરજવર પણ ઘણોજ ઓછો થઈ ગયો હોય તેથી કનકરાયને આવતાં શરમ ન આવે અને જમનાને પણ ત્હાર પહેલાં પોતાનો ધંધો ચલાવતાં ફાવે. ઘેર સુકુમાર લલનાને રડતી મૂકી વેશ્યાવાડાઓમાં રખડતા ફરતા શેઠીઆઓ અથવા ખરાબ નોકર કે સોબતીઓના સંગમાં પડી કુછંદે લાગેલા કનકરાય જેવા ખાનદાનના ફરજંદો એમજ માને છે કે એવી સ્ત્રીઓનો પોતાના ઉપરનો પ્રેમ પવિત્ર હોય છે. પોતાના શિવાય અન્ય પુરૂષોનો પગ એમને ઘેરે હોતો જ નથી અને માત્ર પોતાને પનારે પડેલી એ સ્ત્રીઓ પોતેજ આપે તે ઉપરજ ગુજરાન ચલાવે છે. એમને એવી કુલકલંકિની કામી કામિનીઓ એમ મનાવે છે; પણ ભોળા હૃદયના કહો કે મનના એ નરાધમો એટલું સમજતા નથી કે જો ત્હેની વૃત્તિ એટલી અંકુશમાં હોત તો કોઇ યોગ્ય

પતિની સાથે જોડાઈ તે ગૃહસ્થ ધર્મ અંગિકાર શામાટે ન કરત ? પણ મ્હોંડેથી મીઠું મીઠું બોલી, નાટકીઆ પ્રેમ અને હાવભાવથી એવા અક્કલ વગરનાઓને પોતાના ઈદ્રિવરણા સમ રૂપની મોહિનીની ભૂરકીથી આંજી નાખનાર નખરાળી નાજનિનો અરે! મનુષ્યદેહમાં જન્મેલી એ પિશાચિનીઓના જાદુમાં અંજાઇ ગએલાઓને એટલી શુદ્ધિ કે બુદ્ધિ હોતીજ નથી.

કનકરાય ઉપર ગયો તે વખતે જમનાએ હસતે મુખે ત્હેનું સ્વાગત કર્યું ખરૂં, પણ પાછો તરત જ ત્હેને વિચાર થયો. કારણ ત્હેનાં બીજાં ધરાકોને આવવાનો એજ વખત હતો. તે સંબંધમાં ત્હેણે ક્ષણભર વિચાર કર્યો અને બારણા પાસે ઉભી રહેલી રૂપાળીને બોલાવીને કહ્યું: "જો રૂપાળી હું આ દીવો ઝાંખો કરૂં છું, અને તું નીચલા બારણા પાસે જઇને બેશ. જો ઉંઘી ના જતી! કદાચ કોઈ આવે તો કહેજે 'હું ઘેર નથી.' સમજીને બરોબર?" એમ કહીને ત્હેણે દીવો ઝાંખો કર્યો અને કનકરાયના હાથ પકડી અંદરના ખંડમાં તેને લઈ ગઇ.

જતાં જતાં ત્હેણે લટકો કરીને કહ્યું: "મ્હને લાગે છે કે આજે સૂર્ય પશ્ચિમમાં ઉગશે! કારણ ત્હમારા આવવાનો વખત અડધી રાત પછી, બધે સુમસામ થઈ જાય એટલે, અને આજ આટલી વહેલી પધરામણી થઇ તે મ્હારાં પરમભાગ્ય નહિં તો શું?"

"હા. ગમે તેમ કહે પણ આજ વહેલો આવ્યો છું તો ખરો!" એમ કહીને કનકરાયે જમનાના ગળે હાથ વીટાળ્યા.

"પણ જમના, ત્હારૂં ગળું મ્હને આટલું ખુલ્લું કેમ લાગ્યું?" ત્હેના ગળા તરફ જોઇને કનકરાયે કહ્યું.

"ખુલ્લું! શાને?" સાડીનો છેડો દૂર કરતાં જમના બોલી: "હં આવ્યું ધ્યાનમાં! મ્હેં આજ ઉઘાડી છાતીની ચોળી પહેરી છે એટલે ત્હમને એમ લાગ્યું હશે!"

"એ કારણ પણ ખરૂં હશે–પઅઅઅણ જમના! મ્હને લાગે છે કે ત્હારા ગળામાં કંઇ દાગીનો હતો."

"હાં હાં! એ સંબંધમાં પૂછોછો નહિં! હતી ખરી મ્હારા ગળામાં એક કંઠી!"

"તે શું કરવા કાઢી નાખી?"

" કાઢી છે ક્યહાં ? સ્હવારે ન્હાતી વખતે તુટી ગઈ. આ જુઓ.' એમ કહીને કનકરાયના ભૂજાબંધમાંથી મૂકત થઇ, બાજુના ટેબલના ખાનામાંથી કાચના મણકાની એક તુટેલી કંઠી બહાર કાઢી અને તે પછી કનકરાયના દેહરૂપી વૃક્ષને લતાની માફક વિંટળાઇ વળી, કૃત્રિમ લાડ કરતાં કરતાં ત્હેણે કહ્યું: " દેસાઈ સાહેબ, આ જમના ત્હમારીજ ને ? "

" હા. "

" તો પછી એના ગળામાં આવી ત્રણ દમડીની માળા હોય તે ત્હમારાં નેત્રોને સારી લાગે છે કે ? "

આ રીતે ત્હેમના વચ્ચે કુત્રિમ પ્રેમનો રંગ જામતો જતો હતો એવામાં બારણું ઉઘડયું અને તે સાથે દ્વારની વચ્ચે ઉભો રહેલો વ્રજરાય ત્હેમની દ્ષ્ટિએ પડયો !

અરેરે ! સત્યાનાશ વળી ગયું ! ! રંગમાં ભંગ પડયો ! ! ! વ્રજરાયને –પોતાના કારભારીને ત્યહાં જોતાંજ કનકરાયનું મ્હોઢું એકદમ ઉતરી ગયું !

---

## પ્રકરણ ૨૭ મું.

## વિહારી તેના સાસરે.

" પરીક્ષાથી મોટી હાનિ એ થાય છે કે શિક્ષણનો ઉત્તમ આશય લુપ્ત થાય છે. "–( શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્વ. )

---

વિહારીને આજે પ્રતાપરાયે–ખાસ કરીને મંજુલાએ અતિશય આગ્રહથી પોતાને ઘેર જમવા બોલાવ્યો હતો. તેથી કરીને ખરી રીતે જોતાં–શ્વસુર ગૃહે પહેલીજ વાર જમવા જતી વખતે–ત્હેનું મન પ્રફુલ્લિત હોવું જોઇએ. પરંતુ ત્હેવું કંઈ તેના ચહેરા ઉપરથી જણાતું નહોતુ. આજ ત્હેનું મન ગભરાયલા જેવું લાગતું હતું. શ્વસુરગૃહે જમવા જતાં વીણાને જોઇ શકાશે એ વિચારે ત્હેના હૃદયમાં કંઇક આનંદ થતો હતો, પ્રેમલહરી ઉઠતી હતી, પરંતુ તે જ દિવસે પ્રકટ થનાર પરીક્ષાના અનુકૂળ પ્રતિકૂળ પરિણામની ચિંતા ત્હેના મનને અસ્વસ્થ બનાવી રહી હતી. શ્વસુરગૃહે જમવા જવાનો પણ આજ ત્હેનો વિચાર નહોતો. અને પરીક્ષાનું પરિણામ જણાયા પછી જઈશ, એવું ત્હેણે પિતાજીને કહી પણ દીધું હતું. પરંતુ " આગલે દિવસે પ્રતાપરાય જાતે આમંત્રણ

આપવા આવ્યા હતા એટલે જવા વિના છૂટકો જ નથી." એવું કહીને ગુણવંતલાલે ત્હેને સ્હમજાવ્યો કે ' જો તું નાપાસ થાય તો પણ તેથી કંઈ ખરાબ લગાડવાનું કારણ નથી. વળી આગલા વર્ષે, જોયું જશે.' તો પણ પરીક્ષાના પરિણામના દિવસે વિદ્યાર્થીઓના હૃદયમાં થતી સ્વભાવતઃ અસ્વસ્થતા—જે માત્ર વિદ્યાર્થીઓ જ સ્હમજી શકે છે—તે કેમે કરી ત્હેનાથી ટાળી ન શકાઈ.

શ્વસુરગૃહે જવા માટે વિહારી નીકળ્યો ત્હાંસૂધી પરીક્ષાના પરિણામ સંબંધે જ ત્હેના મનમાં વિધવિધ વિચારો થઈ રહ્યા હતા. પરંતુ અડધે રસ્તે આવતાં જ તે વિચારો બદલાઈ ગયા; અને ત્હેના મનમાં માત્ર વીણા વિષેના જ વિચારો ઘોળાવા લાગ્યા. પોતે ઘણે વર્ષે ' કુંજ–ભવન '-માં જતો હતો તે માટે જો કે ત્હેને આનંદ થતો હતો, પરંતુ વીણાને આજે શાન્તિથી, પાસે રહીને નયન ભરી ભરીને જોઈ શકાશે તે વિચારે એને સહુથી વધારે આનંદ થતો હતો. વિહારીને તો એવું પણ લાગતું હતું કે ' તે સારી રીતે શુશિક્ષિત હોવાથી બીજી કન્યાઓની માફક નહિં શરમાતાં, કે પોતાના પિતાના ખંડમાં સરસ્વતીચંદ્રને મળવા જતી કુમુદસુંદરીની માફક લજ્જા અને ભય નહિં પામતાં તે પોતાને છડે ચોક આવીને મળશે અને બાલ્યાવસ્થામાં જ્હેવી રીતે તે પોતાની સાથે પ્રેમથી વર્તતી હતી ત્હેવીજ રીતે ખુલ્લા મને અત્યારે પણ પ્રેમથી વર્તશે ! એ વિચારો-માં ને વિચારોમાં તે ઠેઠ ' કુંજ–ભવન ' સૂધી આવી પહોંચ્યો.

ત્હાં લગ્નની તૈયારી ઝપાટાબંધ ચાલી રહેલી ત્હેની નજરે પડી. કામકાજ કરનારાઓની દોડાદોડીથી આખું મકાન ગાજીવાજી રહ્યું હતું. ચિત્રકારો દિવાલો ચિતરી રહ્યા હતા. દરજીઓ વિવિધ જાતનાં વસ્ત્રો તૈયાર કરતા હતા, સુતારો મંડપરચના કરી રહ્યા હતા. માથેથી સઘળું ઋણ ફીટી જવાથી પ્રતાપરાય દેસાઈએ ઉમળકે માથે પોતાની પહેલાંની એશઆરામીનો પુનઃ આરંભ કરી દીધો હતો; તો પણ પોતાની વાર્ષિક આવક કરતાં વધારે ખર્ચ થવા દેવો નહિં એવો ત્હેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો.

વીણાના લગ્નમાં બેઉ પક્ષના મંડપનું ખર્ચ ગુણવંતલાલે પોતાને માથે ઉપાડી લેવાનું આશ્વાસન આપેલું હોવાથી મંજુલાએ પોતાની પુત્રીનાં લગ્ન કોઈ પણ જાતની કરકસર કર્યા વિના અતિશય ધામધુમથી કરવાનો વિચાર કર્યો હતો. અને ' કુંજભવન ' માં લગ્ન માટે થઈ રહેલી તૈયારી

જોઇને આજુબાજુનાં લોકોને દેસાઇજીના ઘરનાં લગ્ન ત્હેમની જાગિરદારીની આબરૂને છાજે ત્હેવા ઠાઠમાઠથી થશે એવું લાગતું હતું. આજ જમાઈ-રાજ પોતાને ઘેર જમવા પધારનાર હોવાથી પ્રતાપરાયે તેમની પંક્તિ માટે ખાસ કેટલાક મિત્રોને પણ નોતર્યા હતા. જમાઇને ભેટ આપવા ત્હેમણે ઉંચા પ્રકારનો પોષાક તૈયાર કરાવ્યો હતો; અને નિશાળમાં જવાની હઠ પકડવા છતાં પણ ત્હેમણે વીણાને આજે નિશાળમાં જવા દીધી નહોતી.

આજે દેસાઇજી કરતાં મંજુલાએ ઘણી ધમાલ મચાવી હતી. પોતાને ઘેર જમાઈ આવનાર હોય તે દિવસે ગરીબ કે શ્રીમંતના ઘેર ગમે ત્હાં જોઇએ ત્હાં સાસુને મન વધારે આનંદ હોય છે, અને તેજ વધારે ધમાલ કરી મૂકે છે, એ સાધારણ નિયમને મંજુલા અપવાદરૂપ નહોતી. આજ દરેક જાતની વાની ત્હેની ખાસ દેખરેખ નીચે તૈયાર થતી હતી. જે કદી ભૂલથી પણ રસોડામાં નહોતી જતી તે મંજુલા આજે પ્રત્યેક પાંચ પાંચ મિનિટે રસોડામાં જતી હતી તે જોઇ ઘરનાં તમામ માણસોને આશ્ચર્ય થયું હતું.

વિહારી શ્વસુરગૃહે આવ્યો તે વખતે જમવા બોલાવેલા બીજા ગૃહસ્થો દિવાનખાનામાં બેઠા હતા; તે બધાઓએ વિહારીનું હૃદયપૂર્વક સ્વાગત કર્યું. જમવાને પુષ્કળ વખત હોવાથી બધાઓએ ત્હાં નાસ્તો કરી લીધો અને પછી આડાંઅવળાં ગપ્પાં હાંકવા લાગ્યા. પરંતુ વિહારીના હૃદયમાં કોઇ બીજા જ પ્રકારના વિચારો ઘોળાઈ રહેલા હોવાથી તે પોતાને પૂછવામાં આવતા પ્રશ્નોના આવશ્યક ઉત્તર આપીને મુંગો રહેતો. તે દિવાનખાનામાં પુષ્કળ ફેરફાર થઇ ગએલો ત્હેને જણાયો અને તે વિષે તે વિચાર કરવામાં ગૂંથાયો હતો. પોતે બાલ્યકાળમાં અહિં જે દિવસો ગાળ્યા હતા ત્હેનું સ્મરણ કરાવે એવી ઘણી જ જુજ વસ્તુઓ ત્હાં અવશેષ રહી હતી. ગાદીતકીઆની બેઠકવાળા દિવાનખાનાને હમણાં ટેબલ ખુરશીના વિદેશી ઠાઠમાં ફેરવી નાખવામાં આવ્યું હતું. તે શિવાય છબીઓ વગેરે બાબદમાં પણ ઘણોજ ફેરફાર થઇ ગયો હતો. દિવાનખાનાની દિવાલ ઉપર લટકી રહેલી બે મ્હોટી છબીઓ ઉપર આચ્છાદન કરેલાં હતાં, તે તરફ જોઈ વિહારીએ કનકરાયને પૂછ્યું: "આમાં મ્હારી સ્વર્ગસ્થ માતાની તસબીર કઇ ?" તે વખતે કનકરાયે ઉઠીને બન્ને છબિઓ ઉપરનાં આવરણ દૂર કર્યાં. ત્હેમાંની એક કલ્યાણરાય દેસાઇની અને બીજી કાન્તા—વિહારીની બા—ની હતી. વિહારી તે છબીઓ પાસે ગયો અને પોતાની મરણ પામેલી માતાની પ્રતિમા તરફ અનિમિષ નયને

કેટલીક પળો સુધી જોઈ રહ્યો. તે પોતાની માતાને લગભગ વિસરી ગયો હતો. કારણ ત્હેનો જન્મ થયો ત્યારથી કાન્તા માંદી ને માંદી રહેતી હોવાથી વિહારીને માતાનો વધારે સહવાસ હતો જ નહિં. અને વિહારી સાધારણ રીતે 'મ્હારી બા' એવું સ્હમજી શકવા લાગ્યો તે વખતે તો ત્હેનું મૃત્યુ થયું; તે કારણથી ત્હેને પોતાની મૃતમાતાની સ્મૃતિ વધારે થતી નહોતી. કેટલાક વખત સુધી એમ એકી દૃષ્ટીએ માતાની છબી સ્હામે જોઇ રહ્યા પછી ત્હેને પોતાના પિતાનો વિચાર આવ્યો. ગુણવંતલાલને કાન્તા ઉપર અનહદ પ્રેમ હતો અને તે જ અનહદ પ્રેમને લીધે ત્હેમણે ત્યારપછીનું જીવન વિધુરાવસ્થામાં જ ગાળવા માંડ્યું હતું તે વાત વિહારી સારી રીતે જાણતો હતો. પરંતુ ત્હેમના પત્ની વિષયક પ્રેમની ત્હેને અત્યારે જ સારી રીતે ખબર પડી. પોતાની પ્રિય પત્નીનું આખું જીવન જે ઘરમાં ગયુ તે ઘર અન્યના હાથમાં ન જાય તેટલા માટે બાર વર્ષથી ઉભો થયેલો કલહ ભૂલી જઇને પ્રતાપરાય દેસાઇને તે સાઠ હજાર રૂપીઆ આપવા તૈયાર થયા એ વાત ત્હેને સાંભરી આવતાં પિતા તરફનો ત્હેનો પ્રેમ અને આદર દ્વિગુણીત બન્યાં. અને પોતાના પિતાના હૃદયમાં કાન્તા માટે જેવો અનહદ અને નિર્મળ પ્રેમ હતો, તેવો પોતાના મનમાં પણ વીણા માટે નિર્મળ અને સાત્વિક પ્રેમનો ઉદય થયો છે, એવું જ ત્હેને લાગ્યું. એટલામાં ત્હેની દૃષ્ટિ સાહજિક અંદરના દરવાજા તરફ ગઇ; તો એક સ્થળેથી બીજે સ્થળે જતી વીણા ત્હેની નજરે પડી. વીણાએ એક વખત પાછું વળીને જોયું અને તુરત જ તે દરવાજાની પાછળ છૂપાઈ ગઇ. તે પછી ઘણા વખત સુધી વિહારી તે દ્વાર તરફ જોઇ રહ્યો પરંતુ વીણા ફરીથી ત્હેની નજરે પડી નહિં.

લગભગ બે વાગ્યાના સુમારે મ્હેમાનો પાટલા ઉપર ગોઠવાયા. પ્રત્યેક બેઠકની આસપાસ રંગોળી પૂરી વચ્ચે વચ્ચે મૂકેલી અગરબત્તીઓની ખુશબો સર્વત્ર પ્રસરી રહી હતી. ટૂંકામાં સઘળી વ્યવસ્થા દેસાઈ કુટુમ્બને છાજતી જ કરવામાં આવી હતી. બધી પંક્તિ ગોઠવાઇ રહી અને ભોજન સામગ્રી આવવાની તૈયારી થઇ તે વખતે જ વ્રજરાય અંદર આવ્યો અને તારનું પીળું પાકીટ વિહારી તરફ ધરીને કહ્યું: "તમારા ઘેરથી એક માણસ આ તાર લઇને આવ્યો છે."

"તાર આવ્યો છે? ક્યહાંથી?" પ્રતાપરાયે એકદમ પ્રશ્ન કર્યો.

"ઘણું કરીને પરીક્ષાના પરિણામ સંબંધે હશે—" એમ કહીને

તારનું પાકીટ ફાડી અંદરથી તારનું ફૉર્મ કાઢીને તે વાંચતાં વાંચતા વિહારીએ કહ્યું: " એમ જ છે, પરીક્ષાના પરિણામ વિષે જ છે. "

" શું છે ?—પાસ થયા ને ? "

" હાજી. "

" વાહ વાહ અતિ આનંદની વાત ! " પ્રતાપરાય આનંદથી બોલ્યા.

" અરે વ્રજરાય, ઉભા રહો—પહેલાં પેંડા લઇ આવો. જાઓ—પહેલાં બધાંનાં મ્હોં ગળ્યાં થવા દ્યો ! "

વિહારી પાસ થવાના સમાચાર સાંભળી ખરેખર બધાઓને આનંદ થયો. અંજુલાને તો એટલો બધો હર્ષ થઇ આવ્યો કે ત્હેણે જમાઇરાજની થાળીમાં " હો હો હો ! બસ બસ બસ ! " પોકરાવે એટલી હદ સુધી મીઠા પદાર્થો પીરસી પોતાના હૃદયનો આનન્દ વ્યક્ત કર્યો. દુધમાં સાકર ભળ્યા જેવો પ્રસંગ બનવાથી અતિશય આનન્દપૂર્વક જમવાનું કાર્ય ચાલ્યું. ત્હાર પછી હાથ મ્હોં ધોઇને વિહારી એકદમ ઉપર આવ્યો. કનકરાયના ખંડમાં ત્હેણે પોતાનાં વસ્ત્રો ઉતાર્યાં હતાં તેથી ત્હેના ખંડમાં જવા માટેજ તે ઉપર આવ્યો હતો. પરંતુ પરીક્ષાનું પરિણામ સાંભળી મનમાં ચાલી રહેલા આનંદના વિચારોમાં ને વિચારોમાં તે કનકરાયના ઓરડામાં જવાને બદલે બાજૂના ઓરડામાં અજાણતાથી પ્રવેશ્યો. બારણું ઉઘડવાનો અવાજ થતાં જ, ઓરડામાં સ્હવારથી જ સ્વેચ્છાથી પૂરાઇ બેઠેલી વીણા એકદમ ઉભી થઇ ગઇ. ત્હેને જોતાં જ વિહારી હતો ત્હાં ને ત્હાં અટકી ગયો !

એ વખતે વિહારીના મનમાં વિદ્યુત્ ઝડપે અવનવા વિચારો સ્ફુરી રહ્યા. ત્હેનું આખું અંગ કોઇ અનેરી ચેતનાએ ધમધમી રહ્યું. હૃદય જોશથી ધબકવા લાગ્યું, નાડી દોડાદોડ કરી રહી અને જાણે આખા શરીરે રોમાંચ થઇ ગયાં હોય એવો ત્હેને ભાસ થયો. વિહારીના મનનો આનંદ અને ત્હેની તે સમયની સ્થિતિનું વર્ણન કરવું અતિ દુર્લભ છે. વાંચક, કદી તું એની સ્થિતિમાં મૂકાયો હોય તો તેનું સ્મરણ કર એટલે સત્ય સ્થિતિનું ત્હને યથાર્થ ભાન થશે.

ક્ષણ-બે ક્ષણ મૌન રહ્યા પછી વિહારીના મ્હોઢામાંથી " કોણ વીણા ?" એટલા આશ્ચર્યોદ્‌ગાર નીકળી ગયા. પરંતુ ત્હેનો ઉત્તર આપવાને બદલે વીણાએ ત્હેની તરફ તીરછી નજરે દૃષ્ટિ ફેંકી, તે સાથે ત્હેના ભાલ-

પ્રદેશ ઉપર કરચલીઓ વળી ગઈ. તે કરચલીઓમાં અસંતોષ અને તિરસ્કારનો ભાસ હતો. એટલેથી પણ વીણા અટકી નહિં પણ એકદમ તે બાજુના ઓરડામાં થઈને બહાર ચાલી ગઇ.

વિહારી તે વખતે દિગ્મૂઢ બની ગયો. વીણાના ભાલ પ્રદેશમાં પડેલી કરચલીઓ અને હેના મુખમણ્ડળ ઉપરના ભાવ તે જોઈ શકયો હતો, તેથી અત્યહાર સુધીનો હેનો આનંદ ક્ષણભરમાં હતો નહતો થઈ ગયો. કોઈ કંજુસ પુરૂષના સ્વપ્નના ધનની માફક શ્વસુરગૃહે આવતાં વીણા વિષે હેણે રચી રાખેલા તરંગી મહાલયો એકદમ ગગડી પડયા, પોતાની તરફ વીણાએ આટલા બધા તિરસ્કારથી શા માટે જોયું તે વિહારીથી સ્હમજી શકાયું નહિં. ઘણા પ્રયત્નો કરવા છતાં પણ એ ગૂઢ હેનાથી ન કળાયું, હેના વિચારોને નવીન વલણ મળ્યું હતું. પણ તે તદ્દન બેફામ બની ગયો. શું કરવું તે હેને ન સ્હમજાયું ! એટલામાં "ડોકટર સાહેબ, આ પાનની પટ્ટી લ્યો" એવા કનકરાયના શબ્દો હેના કાને અથડાયા. હેણે પાછા વળીને જોયું તો કનકરાય હેની તરફ પાન લઇને આવતો હતો. ત્યહાં આવતી વખતે કનકરાયને દાદરમાં જ વીણા મળી હતી. કનકરાયે હેને અટકાવવાનો પ્રયત્ન પણ કર્યો હતો, પરંતુ હેને ધક્કો દઇને તે ધડધડ કરતી દાદર ઉતરી ગઇ હતી. તે જોઇનેજ હેના મનમાં સંશય પેદા થયો હતો. અને ઉપર આવતાં વિહારીને વીણાના ઓરડામાં ઉભો રહેલો જોઈ 'અહિં કંઇપણ ગરબડ થઇ લાગે છે' એવી હેને ખાત્રી થઈ.

કનકરાયે પાસે આવી વિહારીને પાનની પટ્ટી આપતી વખતે પૂછ્યું: "વીણા અહિંથી ગઇ નહિ ? મ્હને લાગે છે કે ઘણું કરીને એ ત્હમારી સાથે બોલી ચાલી નહિં હોય !—નહિં ને ? મ્હને એમજ લાગે છે ! કારણ આજ તે મ્હારા ઉપર સ્હવારથી બહુજ ચીડાઇ છે. આજ એ જરા ગુસ્સામાં છે. આજ ત્હમે આવનાર હતા એટલે મ્હેં સ્હવારે હેને બહુજ ચીડવી હતી. મ્હેં મશ્કરીમાં એને કહ્યું: 'વીણા ! તું હવે કાંઇ ન્હાની નથી, અને અશિક્ષિત પણ નથી. માટે વિહારી આવે એટલે હેને 'રિસીવ' (સ્વાગત) કરવા ત્હારે આગળ આવવું પડશે !' એમ કહીને મ્હેં એની બહુ મશ્કરી કરી એટલે તે ચિડવાઇ ગઇ છે તેથી ત્હમે આવ્યા ત્યહારથી તે પોતાના ખંડમાંથી બહાર સુદ્ધાં નીકળી નથી."

આ રીતે કનકરાયે વિહારીના મનની શંકા દૂર કરવા પોતાની બ્હેનની વતી ઘણી વકીલાત કરી. પરંતુ ખરી વસ્તુ સ્થિતિ તો જૂદીજ

હતી ! વીણાએ વિહારીને જોતાંજ તિરસ્કારથી કે ગમે તે કારણથી ભાલ પ્રદેશ આકુંચિત કરી નાખ્યો હશે, તોપણ કનકરાયે હેના સંબંધમાં કરેલો ખુલાસો સરળ હૃદયના વિહારીને ખરો લાગ્યો અને તુર્તજ હેના મનનું સમાધાન થયું; તથા પોતે પોતાની ભાવિ પત્નીના સંબંધમાં ઘણી ઉતાવળ કરી ગમે હેવા વિચારો કર્યા તે માટે મનમાં ને મનમાં પસ્તાવો કરવા લાગ્યો. વિહારી જેવા પ્રેમી હૃદયવાળાને એમ થાય એ સર્વથા સંભવનીય છે. કારણ કે:—

આ સંસારે પ્રથમ પ્રીતિએ કોણ જાણી શકયું છે,
કે પ્રીતિનું રૂધિર સઘળું ઉષ્ણ અશ્રુ તણું છે ?

—:o:—

## પ્રકરણ ૨૮ મું.



## વિલસુનાં પુનર્લગ્ન.



नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥
(नारदसंहिता)[१]

अक्षता भूयः संस्कृता पुनर्भूः ।
(विष्णु)[२]

अक्षता च क्षता चैव पुनर्भूः संस्कृता पुनः
(याज्ञवल्क्य)[3]

---

૧. "પતિના સમાચાર ન મળે તો, પતિ મૃત્યુ પામ્યો હોય તો, હેણે સન્યસ્ત ગ્રહણ કર્યું હોય તો, તે પંઢ હોય તો, પતિત થયેલો અથવા અધમ હોય તો, આ પાંચમાંની કોઇપણ આપત્તિમાં સ્ત્રી બીજો પતિ કરી શકે છે."

૨. "જે અક્ષતયોની સ્ત્રી બીજી વખત લગ્ન કરે હેને પુનર્ભૂ કહેવામાં આવે છે."

3. "જે સ્ત્રી અક્ષતયોની હોય, પરંતુ તે બીજી વખત લગ્ન કરે તો તે પુનર્ભૂ કહેવાય છે."

જોત જોતામાં દિવસો નીકળી ગયા. તે અઠવાડીઆમાં થયેલાં બે લગ્નોની હકીકત આપવા કરતાં લગ્ન સંબંધની બીજી હકીકત અહિં અપાય તો વાંચકોને વધારે રૂચીકર થશે એમ લાગે છે. માટે આપણે તે તરફ જ લક્ષ્ય આપીશું.

**વિહારી**નાં લગ્ન થયાં તે પહેલાં બે દિવસ અગાઉ એટલે ત્રીજને દિવસે મોટા મોટા સુધારકો અને સુશિક્ષિત સ્ત્રી પુરૂષોની સમક્ષ **નરેન્દ્ર** સશાસ્ત્ર વિધિથી અનાથ **વિલસુ**નું પાણીગ્રહણ કરી ત્હેને સનાથ બનાવી. આ લગ્નમાં 'વિધવા વિવાહોત્તેજક' મંડળે ઘણી મહેનત ઉઠાવી હતી. જે દિવસે આ પુનર્લગ્ન થયાં તે દિવસે આખા **અમદાવાદ**માં સ્થળે સ્થળે **નરેન્દ્ર** વિશે ચર્ચા ચાલુ હતી. એવી એક પણ પોળ, એક પણ ખડકી, એક પણ ઓટલો, એક મંદિર, એક હોટલ કે લાયબ્રેરી અથવા નિશાળ કે કોલેજ એવી નહોતી કે જ્યહાં **નરેન્દ્ર–વિલસુ**ની વાત થઇ રહી ન હોય! જન સમાજ બહુમુખી ગંગા જેવો છે. કેટલાકો **નરેન્દ્ર**નાં વખાણ કરતા હતા તો કેટલાક ત્હેની નિંદા કરી રહ્યા હતા. સુધારક સ્થાનિક પત્રકારોએ ખાસ વધારા પ્રકટ કરી **નરેન્દ્ર**ના સંતોષજી માટે ત્હેનું અભિનંદન કર્યું હતું.

યુવકો, સુશિક્ષિતો અને નૂતન સંસ્કૃતિનાં માણસોને જો કે આ બનાવથી આનન્દ થયો હતો, પરંતુ કેટલાક જૂના વિચારના માણસોને આ વાત પસંદ પડી નહોતી. તેમ થાય ત્હેમાં કંઇ નવાઈ જેવું પણ નથી.

'સત્ય ધર્માશ્રમ' માં આવનાર માણસોમાં પણ આ ચર્ચા થઇ રહી હતી. અને કેટલાંકો આશ્રમમાં રહેતી વિલસુ તથા વારંવાર ત્હ્યાં આવતા **નરેન્દ્ર** વિષે અંદર અંદર કંઇ ગુફતેગો કરી રહ્યા હતા; એટલે **સ્વામીજી**ને ત્હેમના મનના સમાધાન અને શંકા નિવારણ માટે જાણી જોઇને અનિચ્છા છતાં પણ તે વિષય ઉપર વિવેચન કરવાની જરૂર પડી. **સ્વામીજી** ઉપર આશ્રમમા આવના સઘળાં મનુષ્યોને સમ્પૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ હતાં અને **સ્વામીજી** જે કરશે તે યોગ્ય અને સારાસારનો વિચાર કરીનેજ કરશે એવી પણ બધાઓની ખાત્રી હતી. આમ છતાં પણ ત્હેમણે પુનર્લગ્નને માટે સંમતિ આપી તે માટે દરેક જણને આશ્ચર્ય થતું હતું. **વિલસુ** ત્હેમના આશ્રય નીચે રહેતી હતી, તો ત્હેને યોગ્ય સન્માર્ગે વાળવાને બદલે, પુનર્લગ્નનો આવો અયોગ્ય અને ખોટો રસ્તો ત્હેમણે ત્હેને કેમ બતાવ્યો એ વાતનું ગૂઢ ત્હેમનાથી ન સમજાયું. તોપણ ત્હેમના મનમાં ઘોળાઇ રહેલા આ પ્રશ્નની સ્વામીજીને ખબર પડી ગઇ; એટલે બીજે દિવસે સઘળું મંડળ ભરાયા પછી ત્હેમણે ખાસ કરીને વિલસુના પુનર્લગ્નનો જ પ્રશ્ન

છેડયો, અને સઘળા મનુષ્યોની ગેરસમજ દૂર કરી. ત્હેમણે કહ્યું: "વિલસુનાં પુનર્લગ્ન નરેન્દ્ર સાથે થયાં અને તે વાતમાં મ્હેં સંમતિ આપી, તે સંબંધમાં આપણામાંના ઘણાઓના મનમાં અનેક પ્રકારના તર્ક–વિતર્ક થવા લાગ્યા છે. પરંતુ ભાઇઓ, જે વાત તરફ લક્ષ્ય રાખીને મ્હેં એ કાર્ય માટે સંમતિ આપી છે તે વાત ત્હમે સારી રીતે જાણશો એટલે ત્હમે પણ અનુકૂળ મત આપશો, એવી મ્હને ખાત્રી છે. જો આપણે શાસ્ત્રીય દૃષ્ટિએ પુનર્વિવાહનો વિચાર કરવા જઇશું તો શાસ્ત્રોમાં તો પ્રતિકૂળ અને અનુકૂળ મતો જોઇએ તેટલા મળી આવે છે. એટલે તે વાત બાજૂપર મૂકીને પણ આપણા જૂના વિચારના માણસો જે રૂઢીને શાસ્ત્ર કરતાં પણ વધુ સબળ ગણે છે તે તરફ વળીએ; તો રૂઢી માત્ર પુનર્વિવાહની વિરૂદ્ધ છે એમ આપણને જણાશે. કારણ રૂઢીને માનનારા રૂઢીભક્તો તો એટલે સુધી આગળ વધી ગયા છે કે 'જો શાસ્ત્ર-સંમત હોય પણ લોકમત વિરૂદ્ધ હોય તો ત્હેવું કામ ના કરશો ના કરશો' એમ ડિંડિમ્ વગાડીને કહે છે. એટલે સિદ્ધ થાય છે કે રૂઢીભક્તો શાસ્ત્રની પરવા કરતા નથી, છતાં પણ આજકાલ અજ્ઞાનતાના પ્રતાપે રૂઢીને ઘણુંજ બળ મળ્યું છે. પરંતુ એ રૂઢી શાથી હયાતીમાં આવી? તે વિષયમાં આપણે વિચાર કરીશું તો ઘણીજ મહત્ત્વની વાતો આપણે જાણી શકીશું. આ રૂઢી શી રીતે શરૂ થઈ, એ જાણવાનું સાધન માત્ર ઇતિહાસ જ છે. તો ઇતિહાસનું વિશ્વસનીય ટિપ્પણ થવા માંડયું ત્યહારથી આપણે જોઇશું તો આપણને સહજે જણાઈ આવશે કે, કેટલાએ વર્ષો સુધી આપણામાં સતી થવાનો રિવાજ પ્રચલિત હતો. તે પછી અંગ્રેજોના વખતમાં એ ચાલ બંધ પડતાં જ વિધવાઓના કેશવપન કરવા કે ત્હેમની કામવાસના દાબી દેવા માટે ખાવા પીવામાં દુઃખ ભોગવવા દેવાં વગેરે વાતો અમલમાં આવી. અને તેમ કરવાનું કારણ ત્હેઓ વ્યભિચાર ન કરે એજ છે. પરંતુ દેશકાળ વર્તમાનાનુસાર અનુભવ આપણને કંઇ જૂદી જ વાત શિખવે છે. દિવસે દિવસે વિધવાઓની સંખ્યા વધતી જાય છે તેમ અનીતિ પણ વધતી જાય છે. હિંદુસ્થાનમાં વિધવાઓનું પ્રમાણ ૧૯૧૧ના વસ્તી પત્રક પ્રમાણે ૨૫ ટકા જેટલું જણાય છે. ૧૮૯૧ સને ૧૯૦૧ ના વસતી પત્રક સાથે સરખાવતાં જણાય છે કે એ પ્રમાણ દિન પ્રતિદિન વધતું જ રહે છે. એથી પણ વધારે દિલ પીગળાવનારા આંકડા યુવાન વિધવાઓના છે. હિંદમાં ૧૫ વર્ષની અંદરની ૩૫ લાખ વિધવાઓ તો છે, જેમાં પાંચ વર્ષની વયની અંદરની ૧૭ હજાર વિધવાઓ છે. આ દુઃખદાયક આંકડાઓમાં મ્હોટો ભાગ હિંદુ અને મુસલમાન કોમને

જ ફાળે આવે છે. કારણ વસતિ પત્રક જણાવે છે કે ૧૫ વર્ષની વયની અંદરની વિધવાઓ પારસી કોમમાં માત્ર ૨૦, બૌદ્ધ ધર્મીઓમાં માત્ર ૧૭૬ અને જૈનોમાં ફક્ત ૮૦૬ છે, ત્યારે એકલી હિન્દુ કોમમાં પાંચ વર્ષની અંદરની ૧૪,૭૭૫, ૫ થી ૧૦ વર્ષની અંદરની ૭૭,૫૮૫ અને ૧૦ થી ૧૫ વર્ષની અંદરની ૧,૮૧,૫૦૭ વિધવાઓ છે. ભાઈઓ ! આ તો હિન્દુસ્થાનની વાત થઇ. પણ આપણા મુંબાઇ ઇલાકાની વાત જોતાં ૧૯૧૧ માં ૧૦ વર્ષની અંદરની ઉમ્મરની વિધવાઓજ ૧૭૫૮૩ હતી આવી શોકજનક અને હૃદયભેદક સ્થિતિ કેવળ હિન્દુસ્થાનમાં જ છે, પૃથ્વીના પડ ઉપર બીજે ક્યહાંઇ પણ નથી. વિધવાઓની સંખ્યા આપણા દેશમાં વધારે છે એટલું જ નહિં પણ હું આગળ કહી ગયો ત્હેમ વિધવાઓને હિન્દુસ્થાનમાં અસહ્ય સંકટો પણ સહન કરવાં પડે છે. સ્વ. ગોવર્ધનરામભાઈ આર્ય વિધવા વિષે કહે છે:—

"શી હાય ! આર્ય વિધવાની દશા અરેરે !<br>
દેખી સખેદ મન થાય ખરે, હરે ! રે !<br>
ઝૂરે સદૈવ વિરહે વળી વ્યાધિ શોષે;<br>
આવે તથાપિ શિર આળ અનેક દોષે."

જે દેશમાં લાખો સુકુમાર બાળાઓને બળાત્કારે વિધવા બનાવી અસહ્ય સંકટો સહન કરવા પડતાં હોય, તે દેશની ઉન્નતિ શી રીતે થાય ? લક્ષ્મી સ્વરૂપ લાખો દુઃખી સ્ત્રીઓના શાપ તે દેશને ઉન્નતિ થવા દે જ શી રીતે ? તે સંબંધમાં એજ કવિએ[૧] એક સમયના ઉન્નત ભારતવર્ષની અવનતિ શાથી થઇ તે વિષે કલ્પના કરતાં વાજબી રીતે ગાયું છે કે:—

"પ્રતિપળ વિધવાને નેત્ર વ્હે ઉષ્ણ વારિ,<br>
ભગવતી ધરતીનું ઉર સિંચાય તેથી;<br>
ધરતીપણું તજીને તેથી આર્યભૂમિ,<br>
સુતપદ પરદેશી લોકને દેઈ દેશે."

આવી સ્થિતિ તરફ દેશના સમજુ મનુષ્યોનું હવે લક્ષ્ય ગયું છે, તેથી ત્હેમણે પુનર્લગ્નને સમ્મતિ આપવા માંડી છે, એ પ્રશ્નને પોતાનો કરી લીધો છે, અને ત્હેના સમર્થન માટે પુષ્કળ વાતો જનસમાજ સમક્ષ ત્હેમણે રજૂ કરી છે. તે બધી વાતો વિચાર કરવા જેવી છે. અને તે

---

૧ સ્વ. ગોવર્ધનરામભાઇ.

સઘળી વાતોનો શાન્ત ચિત્તે વિચાર કરવાથી જ પ્રત્યેક વિચારશીલ મનુષ્યના મનમાં વિધવા સ્ત્રીઓ માટે સહાનુભૂતિ ઉત્પન્ન થઈ છે. તોપણ તેથી વિધવા વિવાહના પ્રશ્નનો નિવેડો આવી જતો નથી. કારણ કે કઇ વિધવાઓએ પુનર્લગ્ન કરવું અને કઇ વિધવાઓએ નહિં કરવું તે મુખ્ય પ્રશ્ન વિચારવાનો બાકી રહે છે ! અને તેથી જ જનસમાજમાં મતભેદ દૃષ્ટિગોચર થાય છે. મ્હેં વિલસુના પુનર્વિવાહને સંમતિ આપી છે તે એ પ્રશ્નનો સમ્પૂર્ણ વિચાર કરીને જ આપી છે. વિલસુ બાળ વિધવા હતી-લગ્ન થવા પછી વૈધવ્ય દશા પ્રાપ્ત થવા સુધી 'પતિ' એટલે શું તેટલું એ સ્હમજવાનું ત્હેને જ્ઞાન નહોતું.[1] અત્યાર સુધી ત્હેની માતા જીવતી હતી ત્હેણે ત્હેની યોગ્ય સંભાળ લીધી, ને પછી ત્હેના મરણ બાદ તે આશ્રમના આશ્રયે આવી. અહિં આવ્યા પછી ત્હેની સંભાળ રાખવામાં યોગ્ય કાળજી રાખી ન શકાઈ ત્હેનું પરિણામ આ પુનર્લગ્ન છે. તે અહિં આવી ત્યારથી જો અમ્હેં ત્હેને પારમાર્થિક વિચારોમાં વાળી દીધી હોત તો ત્હેના મનમાં કોઇ પણ પ્રકારની વિકારવૃત્તિ ઉત્પન્ન થઇ નહોત; પરંતુ અમારાથી ત્હેવું થઈ શક્યું નહિ. તે ન્હાની છે એમ ધારીને અમ્હેં ત્હેને જનસમાજ સાથે ભેળાવા દીધી; એટલે જ ત્હેનામાં નૈસર્ગિક વિકારો જાગૃત થયા. નરેન્દ્રરાયે તે પછી થોડાજ વખતમાં ત્હેની આગળ પુનર્લગ્નની વાત કાઢી, અને તે વાતની મ્હને ખબર પડતાં મ્હેં અતિશય સંતોષથી ત્હેમનાં લગ્ન માટે અનુમોદન આપ્યું."

"પરંતુ ત્હેમ કરવા કરતાં આપે એને પ્રભુભક્તિનું માહાત્મ્ય સ્હમજાવ્યું હોત તો ત્હેનું ખરૂં કલ્યાણ થાત." એક માણસે વચ્ચેથી પ્રશ્ન

---

૧. હિંદુસ્થાનમાં આવી જાતનાં 'બાળ લગ્નો' અસંખ્ય થાય અને ત્હેને પરિણામે જ દેશમાં વિધવાઓનું પ્રમાણ વધી પડ્યું છે. બાળલગ્ન કેટલાં થાય છે તે નીચેના કોષ્ટક ઉપરથી જણાશેઃ—

| વય–વર્ષ | પરણેલી સ્ત્રીઓ. |
|---|---|
| ૦–૧ | ૧૩,૨૧૨. |
| ૧–૨. | ૧૭,૭૫૩. |
| ૨–૩. | ૪૯,૭૮૭. |
| ૩–૪. | ૧,૩૪,૧૦૫. |
| ૪–૫. | ૩,૦૨,૪૨૫. |
| ૫થી૧૦ | ૨૨,૧૯,૭૭૮. |
| ૧૦થી૧૫ | ૧,૦૦,૮૭,૦૨૪. |

સ્વામીજીએ હ્હેના મનનું સમાધાન કરતાં કહ્યું; " એ વાત ઠીક છે; પરંતુ મ્હને કહો કે, એકાદિ બાળ વિધવાની મનોવૃત્તિ સંસાર તરફ વળી છે, અને કોઇ સારા ગણાતા તરૂણે હ્હેનો સ્વીકાર કરવાનું માન્ય કર્યું છે; એ બધું જાણ્યા પછી આપણે હ્હેને ધર્મનિયમના કઠિન માર્ગે અનુસરવાની સલાહ આપીએ તે કેટલી પાળી શકે ભલા ? મન એક દિશાએ દોડતું હોય અને હ્હેને બીજી તરફથી બાંધી રાખીએ તો તેથી શો લાભ થાય ? એટલા માટે જ વિલસુ જેવી અક્ષતયોનિ વિધવાઓને લગ્નની છૂટ આપવી જોઇએ. શાસ્ત્રકારો પણ આ બાબદમાં સહમત છે. પુનર્વિવાહ પ્રતિબંધક રૂઢી શાસ્ત્રસંમત હો વા ન હો, તે વિચાર તમે મનમાં ન લાવતાં એમ સમજો કે, ત્હમારા સમક્ષ કેટલીક અલ્પમતિ બાલિકાઓ કે જ્હેમણે સંસારસુખનો લવલેશ પણ અનુભવ કર્યો નથી એવી પાંચ પચીસ બાળવિધવાઓ ત્હમારી સમક્ષ લાવીને ઉભી કરી હોય તો ત્હમારી મનોદેવતા શું કહેશે ? તે સમયે વિચારાને ત્હમારી મનોદેવતા ખાત્રી પૂર્વક એમજ કહેશે કે આ પુનર્વિવાહ પ્રતિબંધક રૂઢી અન્યાયી અને હાનીકારક છે. બ્રહ્મચર્યનો વિચાર કરીએ તો પુનર્વિવાહ ગૌણ ખરો; પરંતુ આ જમાનામાં કે સત્યયુગના પવિત્ર કહેવાતા સમયમાં પણ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવું અતિ મુશ્કેલ જણાયું છે અને ગણાય છે; તથા ઘણા પ્રાચીન કાળથી જોતાં જણાય છે કે કેવળ આંગળીના વેઢે ગણી શકાય તેટલી વ્યક્તિઓથી વધારે કોઇએ પણ એ માર્ગનો અંગિકાર કર્યો જ નથી. એટલે પુનર્વિવાહ એ ગુપ્ત દુરાચરણ કરતાં શતપટ સારો ન્યાયી અને યુક્તિસમ્મત છે એવોજ મ્હારો તો દૃઢ મત થયો છે. એક તરફ ધર્મનિયમનો કોપ કરવો અને ગુપ્ત રીતે અનીતિના માર્ગે આક્રમણ કરવું હ્હેના કરતાં મ્હને તો એ પ્રયત્ન જ જેટલો મુશ્કેલ તેટલો ખરાબ પણ લાગે છે. જે હજી બાળાઓ 'લગ્ન' એ શું સમજતીએ નહોય તે પૂર્વે હ્હેનાં માતાપિતા હ્હેના હાથે મીંઢળ બાંધી દે; અને પછી થોડા સમય બાદ હ્હેનો અતિ વૃદ્ધ કે બાળક પતિ ગુજરી જતાં, જાણે બધો ગુન્હો 'બિચારી હિન્દુ બાળા' એ કર્યો હોય તેમ સંસારમાં રાખીને સંસાર એ શું તે હ્હેને જાણવા ન દેવા પ્રયત્ન કરવો એ કાર્ય જેટલું ક્રૂર તેટલુંજ અસંભવિત છે. વિલસુની માતાએ હ્હેની સારી કાળજી લીધી હતી. એ બને ત્હાં સુધી જનસમાજમાં હ્હેને ભળવા ન દેતી, અને અહિં જો કે તેણે જન મંડળમાં ભળવા માંડ્યું હતું તો પણ આપણે જ્હેમને સારા ગણીએ હ્હેવા માણસો સાથે જ તે હળતી ભળતી હતી, નાટક કે સીનેમા

જોવા કદી તે જતી નહોતી. છતાં યોગ્ય સમય થતાં વિધિબળે ત્હેના હૃદયમાં લગ્નની ભાવના ઉદ્દભવી તો પછી આપણાં શહેરોમાં થોડી જગામાં રહેતાં મ્હોટાં કુટુમ્બોમાં રહેતી બાળ વિધવા વિષે તો શું કહેવું ? કે ત્રણ ખંડના ઘરમાં રહેતા કુટુમ્બની બાળવિધવાના શયનખંડની બાજુના ઓરડામાં જ પોતાની સમાન વયની કે પોતાથી મોટી વયની સૌભાગ્યવતી ભાભી કે કાકીનો શયનખંડ હોય છે. દિવસનો ઘણો મ્હોટો ભાગ આપણી બાળવિધવા બ્હેનો જ્હેમના સમાગમમાં ગાળે છે તે સ્ત્રીઓ ઘણુંખરૂં પોતાના પતિની અને પરિવારનીજ વાતો કરતી હોય છે. બાર-પંદર કે વીસ વર્ષની વિધવા પુત્રીને ઘણી વખત માતાની કે કાકી-માશીની સુવાવડ કરવી પડે છે. આવી સાંસારિક પરિસ્થિતિ ઉપરાંત શહેરમાં રહેતા આપણા શ્રીમંત શેઠીઆઓ કે સાધારણ માણસો વારંવાર નાટકો અને સીનેમેટોગ્રાફોની મુલાકાતે આખા કુટુંબને લઈ જાય છે, ત્હાં ગમે ત્હેવી મનપર અંકુશવાળી વ્યક્તિના મનને પણ ડગાવી મૂકે જ્હેવાં પ્રેમનાં હાવભાવભર્યાં દશ્યો જોવામાં આવે છે. મંદિરોમાં જે આચાર્ય વર્ગનાં ત્હેઓ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક દર્શન કરવા જાય છે તે આચાર્યો તરફથી જ એવી પવિત્ર હૃદયની વિધવાઓના મનમાં વિષય વૃક્ષ રોપવામાં આવે છે, ત્હેમનાં શિયળ ભંગ કરવામાં આવે છે અથવા જ્હેવા પ્રયત્નો થાય છે.[1] અને મહારાજ એતો ઇશ્વરનો અવતાર કહેવાય માટે ત્હેઓને માટે કર્મ કરે તે પૂણ્ય ગણાય, ત્હેમની સર્વ જાતની ઇચ્છાઓ પૂરી પાડવામાં જ મોક્ષ સમાયેલું છે એવું જ્હેને સમજાવવામાં આવ્યું હોય, ત્હેવી સંસારની આંટીઘૂંટીઓથી અજાણી બાળવિધવાઓ ફસાઈ પડે ત્હેમાં શું નવાઈ? અને પછી તો એ માર્ગે ચડતાં,

> શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ઢળી પડી હર-શિરે
> પડવા માંડેલી પડી પાછી ! ટકી ન, હર ! હર-શિરે.
> પડી ! ગિરિપર, ઉચ્ચ ગિરિવર મુકી પડી એ પાછી-
> અવનિપર આળોટતી ચાલી ધુળવાળી ઘણી થતી.[2]

એના જ્હેવી ત્હેની સ્થિતિ થાય અને તે ઉપર હાંકપિછોડો કરવા અથવા સંબંધી જનોના પ્રયત્નોથી ઉપરા ઉપરી બાળહત્યાઓ થાય ત્હેમાં શી નવાઇ ? એના કરતાં પુનર્લગ્ન કરવાં તે કેટલાં સારાં એ ત્હમે જ કહો ! અને બાપુ ! જ્હેમને મુંબઇ જેવાં શહેરોનો પરિચય છે તે જાણે

૧. વાંચો મહારાજ લાયબલકેસ. ૨. સરસ્વતીચંદ્ર ભાગ ૧.

છે કે પ્રભુના દર્શનના નામથી જે મંદિરોમાં સ્ત્રીઓ દોડાદોડ કરતી જાય છે ત્હાંથી સહિસલામત શિયળ સાચવીને પાછું આવવું તે કેટલું કઠિન કાર્ય છે ? એટલે પછી ધર્મનાનામે જન્મભર વિધવા રખાતી, અને આવી પરિસ્થિતિઓમાં રખાતી વિધાઓની હાલત છેવટે, સ્વર્ગમાંથી પડયા પછી ગંગા જેમ શંકરને શિરે પણ ટકી ન શકી, ઉચ્ચા ગિરીરાજ પર પણ ન ટકી શકી અને પૃથ્વી ઉપર ધૂળમાં રગદોળાતી ચાલી એના જેવી થતાં પણ અટકતી નથી. પણ તેથી એ આગળ વધીને, એની થયેલી 'મલિન ગંગા ! ક્ષાર સમુદ્રે પેઠી અંતે એ તો ! ગંગાથી જેમ અવનિતળ ઉપર પણ ન રહેવાયું અને છેવટે ખારા સમુદ્રમાં જઇને પડવું પડયું ત્હેમ, ગુપ્ત પાપોનો પ્રચાર વધતાં ત્હેને જન સમાજમાં રહેવું દુર્ઘટ લાગતાં, પછી ક્ષાર સમુદ્રની માફક અતિ નીચ ધંધા કરનારી સ્ત્રીઓની ન્યાતમાં ભળવું પડે છે. ભાઇઓ ! ધર્મને નામે ઢોંગ આમજ ચાલે છે, અને એ હજીએ ચલાવવા મથતા પુરૂષોએ સમાજમાં કેટલો રોગ પ્રવર્ત્ત છે ત્હેની કદીએ તપાસ કરી છે ખરી ? મોટાં શહેરોમાં જાહેર રસ્તાઓ ઉપર વેશ્યાવાડાઓ હોવાથી તે તરફ અણગમા પ્રકટ કરનાર, અને ત્હેમનાં રહેઠાણ જાહેર રસ્તાઓ ઉપરથી ખસેડાવવા મથતા આપણા આગેવાનોએ સ્ત્રીઓ એ ધંધામાં શા માટે પડે છે ત્હેની શોધ કરી, એમાં બીજી સ્ત્રીઓને પડતી અટકાવવા કંઇપણ પ્રયત્ન કર્યા છે ખરા ? બાપુ ! એવા બળાત્કારે વિધવા ધર્મનું પાલન કરાવવાનાંજ એ પરિણામ છે. જો કે હું ત્હમને કહી ગયો તેમ એ ભાઇઓ ધારે છે ત્હેવી પવિત્રતા રહી શકતી નથી; અને રહી શકે પણ શી રીતે ? કેટલા શેઠીઆઓએ અનાથ વિધવાઓનાં ભરણપોષણ થઇ શકે ત્હેવી સંસ્થાઓ સ્થાપી છે ? તેમજ નિયમિત કામ કરાવવાની કેટલી સંસ્થાઓ આપણા શહેરમાં છે ? અરે એવું તો કંઇ નથી, પરંતુ કેળવણી લઇ શિક્ષિકાનો ધંધો કરતી વિધવાઓ ઉપર પણ સ્વજનો તરફથી વારંવાર દબાણ થતાં મ્હેં જોયાં છે, અને એ રૂઢી પણ વિધવાઓને ઉલટે માર્ગે દોરવી જવામાં કારણભૂત છે ! આપણા શહેરમાં જ એવી સ્થિતિઓમાં મૂકાયેલી સ્ત્રીઓ દ્વારા કેટલાં ગુપ્ત પાપો થાય છે ત્હેની કોઇએ કદી તપાસ કરી છે ? એ વિષે તો કશું કરવું નથી, પરંતુ આપણા રૂઢીભક્ત ભાઇઓને તો વિધવાઓ ઉપર ગમે તેટલાં સંકટો હોય, ત્હેમને જીવન નિર્વાહનાં સાધન હોય કે ન હોય તે જોવું નથી, પણ માત્ર ત્હેઓ વૈધવ્ય ધર્મ બરાબર પાળે એટલું જ જોવા માગે છે. એમ

થઇ શકતું હોય તો તો ઘણું જ સારૂં છે. પરંતુ હું કહી ગયો તે વાત સાંભળ્યા પછી ત્હમારામાંથી કોઇ પણ માણસ છાતી ઠોકીને કહી શકે એમ છે કે નવ આશાવતી બાળક વિધવાઓ, વિચિત્ર પરિસ્થિતિમાં રાખવામાં આવતી વિધવાઓના શિયળનું રક્ષણ થઇ શકે ?

પુનર્વિવાહ ખરાબ છે એમ ત્હમને લાગે છે કે ? હું કહીશ કે એમ કહેનારાઓ જૂઠા છે. કુદરત વિરૂદ્ધ કામ કરવાનો ત્હેઓ ડોળ કરે છે. પરંતુ ત્હેમના તે પ્રયત્નો વ્યર્થ જાય છે. ભાઇઓ ! જરા આંખ ઉઘાડીને જોશો તો આપણાં પવિત્ર ગણાતાં ધાર્મિક સ્થળોમાં જ ગરીબ બિચારી નિર્દોષ બાળ વિધવાઓનાં શિયળ ભંગ થાય છે. અરે ! પુનર્વિવાહ પ્રતિબંધક રૂઢીના ભક્તો જ બગલા જેવાં સ્વરૂપો ધારણ કરી અસંખ્ય બાળાઓનાં જીવતર ધૂળધાણી કરી નાખે છે, અને તેના પરિણામે દેશમાં અસંખ્ય બાળહત્યાઓ અને અસંખ્ય વિધવાઓની આત્મહત્યા થાય છે. એના કરતાં પુનર્લગ્ન કરવાં એ દશહજાર ગણું ઉત્તમ છે.”

સ્વામીજીએ એ રીતે શાસ્ત્રીય પક્ષે પુષ્કળ વિવેચન કરીને ત્હેમને સમજણ પાડી. સ્વામીજીનું કહેવું ત્હેમને ખરૂં લાગ્યું ખરૂં, પરંતુ રૂઢીને માન આપવા ટેવાયલાં ત્હેમનાં મન એટલા વિવેચનથી સહેજવારમાં સરળ થોડાં જ થઇ શકે છે !

---

# પ્રકરણ ૨૯ મું.

## નવ–દંપતિને આશિષ !

“ઓ સ્નેહનાં હૃદય ઉજ્વલ પુત્ર પુત્રી !
મા ભૂલશો કદી ત્હમે નિજ કુળધર્મ,
સંચ્યું ત્હમારૂં સહુ ભદ્રજ સ્નેહલગ્ને;
ને લગ્નસ્નેહ મહીં દિવ્ય વિલાસ શોભા.”

—કવિ ન્હાનાલાલ.

સમય સાયંકાળનો હતો. બીજે દિવસે વિહારીનાં લગ્ન હોવાથી નરેન્દ્રના આખા કુટુમ્બને ગુણવંતલાલના ઘેર ન્હોંતરવામાં આવ્યું હતું. ત્યહાંથી વિલાસુ સાથે નરેન્દ્ર સ્વામીજીનો આશીર્વાદ લેવા આશ્રમમાં આવ્યો. સ્વામીએ વિલાસુના ગગનમંડળ સમા વિશાળ ભાલ પ્રદેશમાં ચમકી રહેલ

સુધાંશુ સમાન સૌભાગ્ય-ચિહ્નસૂચક કુંકુમતિલક જોતાંજ હેમના શરીરે પ્રેમરોમાંચ ઉભાં થઇ ગયાં. પુનર્લગ્નની પલટાયલી સ્થિતિથી વિલસુના ચહેરામાં ઘણોજ ફેરફાર થવા લાગ્યો હતો. હેના પહેલાંના ગંભીર અને કંઇ ફીક્કા લાગતા મુખમણ્ડપ ઉપર હાસ્ય ને આનન્દની તેજસ્વી રેખાઓ તરવરી રહી હતી. સૌભાગ્યનું વિરલ અનેરૂં તેજ ચમકી રહ્યું હતું. તે તેજ તરફ ભારતી મૈયા અને સ્વામીજી કેટલાક વખત સુધી સ્થિર દૃષ્ટિએ જોઈ રહ્યાં. વિલસુ અને નરેન્દ્રે ઉભયને વન્દન કર્યાં. હેમને સ્વામીએ 'સુખી ભવ' કહીને આશિષ આપી અને ભારતીમૈયાએ વિલસુનું અખંડ સૌભાગ્ય ઇચ્છ્યું. તે પછી એ નવદંપતિને પોતાની પાસે બેસાડી સ્વામીજીએ વિલસુને ઉદ્દેશીને કહ્યું: "વિલસુ! હને સુખની આવી સ્થિતિ પ્રાપ્ત થશે એવું મ્હને લાગતું નહોતું. હારા માટે મ્હારો જીવ ઘણો દુઃખાતો હતો, અરે સાચું કહું તો હારૂં દુઃખ જોઈ મ્હારો જીવ કળીએ કળીએ કપાતો હતો; પરંતુ બ્હેન, તું ખરેખરી મહદ્ ભાગ્યવાન્ છે એમાં શંકા નહિં. નરેન્દ્રરાય જેવો પતિ હને પ્રાપ્ત થયો એ કંઇ હારૂં જેવું તેવું નશીબ ન કહેવાય! તું સમજુ અને ડાહી છે એટલે આ વખતે હું હને કંઈ વધારે કહેતો નથી; તોપણ મ્હારા હૃદયમાં હને એકબે શબ્દો કહેવાની ઉર્મિ ઉઠી છે હેને હું રોકી શકતો નથી. વિલસુ! તું સીતા, દમયંતી તારામતી અને દ્રૌપદીની વંશજ છે એ વાત ખાસ લક્ષ્યમાં રાખજે. અરે મહાન ગણાતી પરદેશી સ્ત્રીઓનાં અનુકરણ કરવાની લાલસા નહિ રાખતાં ભારતવર્ષની એ મહાશક્તિશાળી સતીઓની અનુગામિની થજે. તું દેવિનો અવતાર છે—સ્ત્રીઓ એ દેવીઓ છે. જો હમે શારદા અને સરસ્વતીનું રૂપ ધારણ કરો તો સંસારનું કલ્યાણ કરી શકો એમ છો અને જો કદિ ચંડિકાનો અવતાર ધારણ કરી ડાકિની શાકિની સહિત ખડ્ગ લઈને તૈયાર થાઓ તો સમગ્ર વિશ્વને ભસ્મિભૂત કરી શકો છો. માટે બ્હેન, તું હમેશાં સાત્વિક વૃત્તિવાળી ભારત મહિલાઓના પગલે ચાલજે. નરેન્દ્રરાયનું ભૂત જીવન તું જાણે છે. તેથી સર્વ પ્રકારે તે સુખી થાય તેમ વર્તજે. પતિ એ જ હારૂં દૈવત છે, સર્વ સુખોનો ભંડાર છે; અને એ ભંડાર હને દૈવિ બળે પ્રાપ્ત થયો છે હેનું તું જતન કરજે. હેના મત પ્રમાણે તું ચાલજે અને હારા સદ્ગુણોથી તું એની માનિતી બનજે. હારા શ્વસુર કુટુંબમાં તું હારાં ઉત્તમ આચરણોથી વંદનીય બની પતિ સેવાથી પાવન થજે તથા આપણી જાતિ અને જન્મભૂમિનું અખંડ સંરક્ષણ કરે એવા સુદૃઢ, છતાં સૌમ્ય, કર્તવ્યપરાયણ છતાં ગંભીર અને

વ્રતનાં પાલન કરે એવા અને મૃત્યુથી પણ નહિ ડરતાં ધર્મપથથી વિચલિત ન થતાં જનની અને જન્મભૂમિને સ્વર્ગથી પણ અધિક ગણે એવાં વીર વ્રતધારી સંતાનો ઉત્પન્ન કરી જન્મભૂમિની સેવા બજાવજે. બ્હેન, ત્હમે જેવાં ઇચ્છો ત્હેવાં સંતાન ઉત્પન્ન કરી શકો છો. મનુમહારાજે કહ્યું છે કેઃ " **यादृशं भजतेहि स्त्री सुत सुते तथा विधम्** ,, *અને દેશને અત્યહારે એવાં સંતાનોની જરૂર છે. બ્હેન ! ભગવતી સીતા દેવીના જીવનને લક્ષ્યમાં રાખીને તું ત્હારો સંસાર પરમ સુખથી ચલાવ એવી આ સન્યાસીની મંગળકામના છે. પ્રભુ એ કામના પાર પાડો ! અસ્તુ !"

તે પછી સ્વામીએ નરેન્દ્રને ઉદ્દેશીને કહ્યું: " નરેન્દ્રરાય ! ત્હમે ધારાશાસ્ત્રી છો. જનસમાજને શિખામણ આપી શકો છો એટલે ત્હમને મ્હારે વધારે શું કહેવું હોય ? તો પણ હું એટલું તો કહ્યા વિના નથી રહેતો કે, વિલાસુમાં જે પ્રેમ અને શ્રદ્ધા ત્હમને છે તે અખંડ રાખજો; ત્હમારી ગૃહલક્ષ્મી તરીકે જેટલું સન્માન આપવું ઘટે ત્હેટલું સદૈવ આપજો. પરંતુ સહુથી વધારે લક્ષ્ય એટલુ રાખજો કે વિલાસુને વિદેશી આચાર વિચારની છાયાવાળી સ્ત્રી બનાવવાને લગારે યત્ન કરશો નહિં; પરંતુ એને સાચી આર્ય પત્ની અને આર્ય માતા બનાવીને ત્હમો ઉભય જણ એ મંત્રને આચારમાં ઉતારી સુખી થજો ! અસ્તુ ! "

> કરી સારૂં યથાશક્તિ પોતાનું પરનું તથા,
> સમર્પી પ્રભુને કર્મો, વિહરો સુખશાન્તિમાં. ×

આશીર્વાદ શીરે ચડાવી નવલ દમ્પતિ લગ્નોત્સવની ખુશાલીથી ગાજી રહેલા ગુણવંતલાલના ઘર તરફ જવા નીકળ્યાં.



* " સ્ત્રીઓ જેવી જાતના વિચારોનું સેવન કરે છે ત્હેવાં સંતાન ઉત્પન્ન થાય છે, "

× સ્વ. ચન્દ્રશંકર ન. પંડ્યા.

# પ્રકરણ ૩૦ મું.

## મોહનમાળા.

" બેહયાઇ ઔર બેશરમીકી હય કુછ ઈંતિહા ?
આદમી હો કર વેહ કરતે કામ હંય હૈવાનકા ?

કનકરાય અને જમનાના રંગમાં વ્રજરાયે ઓચિંતા આવીને ભંગ પાડયા પછી કેટલાક દિવસ સુધી કનકરાય જમનાને ઘેર ગયો નહિં. જમનાને હજી ત્હેની પાસેથી જે નાણાં કઢાવવાં હતાં તે કાર્ય અધુરૂં રહેલું હતું એટલે દરરોજ તે કનકરાયની માર્ગ પ્રતિક્ષા કરતી અને તે આવતો નહિં, એટલે પોતાને સાવચેત રહેવાની વારંવાર સલાહ આપવા છતાં પોતેજ ઘોટાળો કરવાથી વ્રજરાયના ઉપર તે ઘણીજ ગુસ્સે થતી ને મનમાં ને મનમાં ત્હેને ગાળો ભાંડતી. પરન્તુ પોતાના હાથે થયેલા એ ઘોટાળા પછી તે પણ કદી ત્હેની પાસે ગયો જ નહોતો. ' પ્રતાપરાય દેસાઈની પુત્રીનાં આવતી કાલે લગ્ન છે. ' એવી વાત આજે જ ત્હેણે બ્હારથી જાણી હતી, એટલે કનકરાય અથવા તો વ્રજરાય એમાંથી ગમે તે પોતાને ત્ય્હાં આવે તો સારૂં એવી આશાએ તે સંધ્યાકાળ સુધી બારી આગળ ડોળા ખેંચતી બેઠી હતી; અને છેવટે કોઇ ન જણાયું એટલે નિરાશ હૃદયે અંદર જઇને ગાદી ઉપર પડી. એટલામાં તો દાદર ઉપર કોઇનો પગરવ સંભળાયો અને પોતાની હમેશની પદ્ધતિ પ્રમાણે વ્રજરાય જમનાની બેઠક આગળ આવીને ધીમેથી ઉભો રહ્યો.

જ્હેની માર્ગ પ્રતિક્ષા કરી રહી હતી તે વ્રજરાય એકાએક આવી ચઢતાં જમના એકદમ અડધી બેઠી થઇ અને બોલી ઉઠી: " અહાહા, વ્રજરાય ! ખરૂં કહું છું મરતા માણસને પાણી પાવા પણ ન આવો એવા ત્હમે તો લાગો છો જો ! " એમ કહી હાથથી હાવભાવભર્યાં લટકાં કરતાં ત્હેણે મટકો મારી આગળ ચલાવ્યું: " તે દિવસે બારણામાંથી જ મ્હોઢું બતાવીને ચાલ્યા ગયા તે આજેજ આવો છો ને ? "

" હા–આવવું તે શું કરવા પડે ! ત્હમારે તો હમણાં હમણાં એકાંતમાં, ઓરડામાં બેશીને ખાનગી વાતો ચાલે છે એટલે પછી અમ્હારા

---

* અર્થ:—નફટાઇ અને નિર્લજતાની કંઈ સીમા છે ? ત્હેઓ માણસ થઇને પશુઓ સરખાં કામ કરે છે !

જોવાનું ત્હમારે કામ પણ શું પડે ?" વ્રજરાયે કુટીલ નીતિ ધારણ કરી કરડાગીમાં કહ્યું.

"ત્યારે-ત્યારે ! અમારી ખાનગી વાતો શું કહો છો ? વારૂ ઠીક છે એ બધી વાત હું ત્હમને કહું છું ! પણ હમણાં ઉભા રહો. આટલા દિવસ ત્હમે આવ્યા નહિં એથી મ્હારા જીવને શું થઇ જતું તે !" જમનાએ સ્ત્રીચારિત્ર્યનું મંગલાચરણ કર્યું.

"વાહ વાહ ! શું કહો છો ! આ વ્રજરાયને જાણે ક્ષણ ભર ન જોતાં ત્હમને કંઇ ચેનજ પડતું નહોય ! જમના, તું આ વ્રજરાયને કનકરાય જેવો આજકાલનો બાળક સ્હમજતી હોય એમ લાગે છે, નહિં વારૂ ?" વ્રજરાયે કંઇક આવેશથી કહ્યું.

"આમ શું ગમે તેમ બોલો છો ? વ્રજરાય ! ત્હમારા કહેવા ઉપરથી તો મ્હેં કનકરાયને—"

"વારૂ ત્હારે કહે જોઉ કનકરાય પાસે તું તે દિવસ શું માગતી હતી વારૂ ?" પોતે ભજવેલા નાટકની જમના ઉપર થતી અસર જોઇ વ્રજરાય સ્વાર્થ સાધવાના હેતુથી વચ્ચે જ બોલી ઉઠયો.

પણ જમના કંઈ કાચી પોચી નહોતી. એનો ધંધો જ એવો હતો કે વ્રજરાય જેવા કેટલાએ લુચ્ચાઓનું પણ તે પાણી કરી જતી એટલે એકદમ અજાણી થઇને બોલી: "તે દિવસે ! કય્હારે ?—ત્હમે એકદમ અંદર ઘુસી આવ્યા તે દિવસે કે ?—કાંઈ નહિં. કેમ ભલા ?"

"જમના મ્હને ખાત્રી જ હતી કે તું એમજ કહીશ ! હવે તું શું કરવા કરીશ કબુલ ! પણ જમના, ધ્યાન રાખજે. ત્હેં કહ્યું છે તે પ્રમાણે કનકરાય પાસેથી હમણાં ત્હને જે મળે ત્હેના ઉપર મ્હારો હક્ક છે સમજી ?" વ્રજરાયે પોતાનો હક્ક પ્રતિપાદન કરતાં કહ્યું.

"હા. હું કય્હાં ના કહું છું તે ! પણ જો હું કનકરાય પાસે કંઇ માગીશ જ નહિં તો ?" જમનાએ નવો મુદ્દો રજૂ કર્યો.

"જમના હવે રહેવા દેને બધી ચાલાકી નાટકની ! હવે શું કરવા જૂઠું બોલે છે ? આ જો-" એમ કહીને ખીસામાંથી સુવર્ણની મોહનમાળા કાઢતાં વ્રજરાયે કહ્યું: "આ મોહનમાળા કનકરાયે અમ્હને કોઇને પણ ખબર ન પડે તે રીતે સોનીને બતાવવા આપી હતી. પણ હું હમણાં બીજા કામ પ્રસંગે ત્હેની દુકાને ગયો હતો એટલે સોનીએ કનકરાયને આપવા માટે તે મ્હને આપી. આ માળા જોતાં જ તે કોના માટે તૈયાર કરાવવામાં આવી છે તે વાત હું સ્હમજી ગયો ! હવે બોલ-કનકરાય

પાસેથી આ માળા ત્હને મળે એટલે આપણા વચ્ચે થયેલા કરાર પ્રમાણે તું તે મ્હને આપીશ કે નહિં ?" વ્રજરાયે કબૂલાત માગી.

મોહનમાળા હાથમાં લઇ જમના જોવા લાગી. વજનમાં તે દશ તોલાની હતી અને કારીગરે 'મોહન' માળ એ નામને છાજે ત્હેવી સુંદર કારીગિરિથી તે બનાવી હતી. જમનાને તે ઘણી જ ગમી ગઈ. તો પણ જો કનકરાય તે માળા આપશે છતાં વ્રજરાય તે પચવા દેશે નહિં; માટે ત્હેને ફસાવીને એ માળા કેવી રીતે પચાવી પાડવી તે વિષે વિચાર કરતાં ત્હેણે કહ્યું: "પણ વ્રજરાય, આ માળા મ્હારા માટે જ તૈયાર કરાવી છે એવું શા ઉપરથી કહી શકો છો ?"

વ્રજરાય જમનાની એ પ્રશ્ન પૂછવામાં રહેલી લુચ્ચાઇ કળી ગયો; અને "ત્હારી એ શંકાથી કંઇ વળનાર નથી ! આ ત્હારા માટે બનાવરાવી છે અને તે ત્હને જ મળનાર છે, અને આપણા ઠરાવ પ્રમાણે આ વખતની પ્રાપ્તિનો આખો ભાગ હુંજ લેનાર છું સ્હમજી !" એમ કહીને મોહનમાળ ત્હેના હાથમાંથી લઈ ત્હેણે પોતાના ખીસ્સામાં મૂકી.

"વારૂ, વારૂ. પણ આમ ઉતાવળ શું કરો છો ? મ્હને એનો ઘાટ તો જોવા દો !"

"મ્હને અત્યહારે લગારે ફુરસદ નથી. આવતી કાલે જ વીણાનાં લગ્ન છે. આજ આઠ દિવસથી કામનો બોજો એટલો બધો પડે છે ને વાંસો તો એવો દુઃખે છે કે ન પૂછો વાત, પણ એ વાત ત્હને કરવાથી શો ફાયદો ?"

"કેમ વારૂ ! મ્હને કહો-હું ત્હમારો વાંસો દાબું ! પણ ત્હમે અહિં આવો ત્ય્હારે ને ? આઠ દિવસથી તો ત્હમે જમના તરફ ડોકીયું સુદ્ધાં કર્યું નથી." એમ કહીને જમનાએ ખરેખર વ્રજરાયનો વાંસો દાબવો શરૂ કર્યો. અને થોડીવાર રહીને ત્હેણે કહ્યું: "વ્રજરાય, મ્હારે પણ ત્હમને કેટલીક વાતો કરવાની છે."

"મ્હારે પણ ઘણીએ વાતો કહેવી છે પણ અત્ય્હારે વખત નથી. આવતી કાલે લગ્ન છે એટલે અત્યહારે એક ક્ષણની પણ મ્હને નવરાશ મળે તેમ નથી. હજી કેટલાંએ કામ અધુરાં છે અને મ્હારે જ તે પૂરાં કરવાનાં છે." એમ કહીને તે ઉઠવા લાગ્યો.

"બેસો બેસો થોડી વાર. લગાર બરડો બરાબર દાબવા દો—"

"હવે બસ કર. નાહક ત્હારા નાજુક હાથ દુઃખશે." એમ કહીને વ્રજરાય ઉઠયો. ત્હેના ગયા પછી જમના મોહનમાળ વિષેજ વિચાર કરવા લાગી. ત્હેને એ માળા ઘણીજ પસંદ પડી હતી પરંતુ વ્રજરાયની

દાઢમાંથી છૂટીને તે પોતાને શી રીતે મળશે તે એક મ્હોટો પ્રશ્ન ત્હેની આગળ ઉપસ્થિત થયો.

જમના તકીઆને અઢેલીને વિચાર કરતી પડી હતી, રૂપાળી ત્હેઇં આવીને ઝાંખી બત્તીને તેજ કરી રહી હતી, ધીમે ધીમે રસ્તા ઉપરથી ચ્હડદારીઓની ગરદી ઓછી થતી જતી હતી. લગભગ દશ વાગવાનો સુમાર થયો હતો એ અરસામાં એક ગાડી આવીને જમનાના ઘર આગળ ઉભી રહી. જમનાએ તુરત બારીમાંથી જોયું તો ગાડીમાંથી કનકરાયને ઉતરતો જોયો, એટલે સાડીનો છેડો તથા આગળ આવી ગયેલી વાળની મુક્ત લટને ઠીક કરી તે ટટાર થઇને બેઠી. એટલામાં કનકરાય ધપ ધપ કરતો ઉપર આવ્યો. આજે હમેશ કરતાં ત્હેનો ચહેરો વધારે આનન્દી જણાતો હતો. ત્હેને જોઇને આશ્ચર્ય પામી હોય તે ઢબે નખરાં સાથે જમના બોલી: “ઓહોહો, આજ કઈ બાજુએ સૂર્ય ઉગશે ?”

“જમનાના ઘર તરફ !” કનકરાયે હસતાં હસતાં જવાબ આપ્યો અને બુટની દોરી છોડવા લાગ્યો.

“હા. એટલું કહ્યું એટલે થયું ! પણ આઠ દિવસમાં એક દિવસ પણ આવીને અહિં જોવું તો હતું કે; જમના મુ...” એ વાક્ય પુરૂં થાય તે પહેલાં તો ગાદી પાસે આવી પહોંચેલા કનકરાયે ત્હેના મ્હોંઢા ઉપર હાથ દાબી ત્હેને આગળ બોલવા જ દીધું નહિં અને ત્હેની પાસે—ત્હેનું અર્ધું અંગ દબાવીને બેસતાં ત્હેણે કહ્યું:

“આમ શું ફાવે તેમ બોલે છે જમના ? હું આઠ દિવસ ન આવી શક્યો તે માટે ખાસ કારણો હતાં. પણ અત્યહારે એનું શું છે ? હું આ જ ત્હારા સઘળા ગુસ્સાનો ખંગ વાળી નાખું તો તો થયુંને ?” એમ કહીને કનકરાયે ખિસ્સામાંથી મોહનમાળા કાઢી જમનાના ગળામાં પહેરાવી.

પછી જમનાએ જાણે કંઇ જોયું નહોય તેમ બોલી: “આમ શું કરો છો ! મ્હારા ગળામાં શું નાખો છો ?” અને પછી મોહનમાળા તરફ જોયા પછી ત્હેણે કહ્યું: “શું આને માટે ત્હમે આઠ દિવસ આવ્યા નહોતા ? પણ હૈઆઇજી, મ્હારા ગળામાં મોહનમાળા નાખી એટલે એના ઉપર ત્હમારો હાથ પડશે. પરંતુ મ્હારા હાથ આ ગળા ઉપર પડશે તે શું ખાલી ગળા ઉપર જ પડવાના કે ?” એમ કહીને ત્હેણે કનકરાયના ગળાની આસપાસ પોતાના હાથ વીંટાળ્યા.

“ત્હારા માનની ખાતર એ ગળામાં પણ કંઇક નાખીશ. પણ જમના કાલે ત્હારે મ્હારે ઘેર આવવાનું છે હોં.”

" ત્હમારા ઘેર ? આ શું કહો છો ? ત્હમને ઉન્માદ તો થયો નથી ને ? શું ત્હમારા પિતાજી મ્હને ત્યહાં પેસવાએ દેશે કે ? "

" અરે પેસવા દેશે એટલું જ નહિં પણ વળી માન સાથે કાલે મ્હારી બ્હેન વીણાનાં લગ્ન છે તે સમારંભમાં ત્હારે ગાવા આવવાનું છે."

" એમ એમ !-પણ-" જમના એટલું કહીને અટકી ગઇ. એ જોઇને કનકરાયે કહ્યું: " પણ પણ શું કરવા કરે છે ? ત્હને શાનો વિચાર આવે છે-મહેનતાણાનો કે ?-ગાનારીને આપવા માટે પિતાજીએ દોઢસો રૂપીઆ ' સૅંકશન ' કર્યા છે.—"

" મ્હારી સાથે ત્હમે કંઇ બોલશો જ નહિં !" ચટકો કરતી હોય એમ વચ્ચે બોલી ઉઠતી જમનાએ લટકાભર્યા ક્રોધથી ધીમે રહીને કનકરાયને ગાદી ઉપરથી ધક્કો મારી દૂર કરતાં મોહનમાળા તરફ આંગળી કરી કહ્યું " આ લ્યો ત્હમારી મોહનમાળા પાછી ! આ જમના પૈસા માટે જ પ્રેમ બતાવે છે એમજ ત્હમને લાગે છે નહિં ? "

" વાહ વાહ ! એટલી વારમાંજ ગુસ્સે થઇ ગઇ ? બહુ જબરી છે હોં ! નાક ઉપર માંખ પણ બેસવા દેતી નથી ! " જમના હૃદય પૂર્વક ભાવ બનાવતી હોય ત્હેવી કલ્પના કરતા ભોળા મનના કનકરાયે કંઇક છોભીલા પડતાં કહ્યું.

" તો પછી બીજાના કાળજામાં સોંસરાં પેસી જાય એવાં શબ્દ બાણ મારો છો તે ! "

" વારૂ અમારૂં કહેવું રહ્યું ! હવે નહિં બોલીએ થયું ! પણ કાલે આવવાનું શું કહે છે ? જમના, પણ કાલ બહાર ઉડાવવી જોઇશે હોં ! "

" હું તે શી રીતે બહાર ઉડાવી શકું ? હું તો બોટ જેવી છું. મ્હને તે ગાતાં કે નાચતાં કયાં આવડે છે ? "

" બધુંએ આવડે છે ત્હને તો ? " જમનાના ગાલ ઉપર ધીરેથી ખ્હાસ સોઇ તમાચો મારતાં કનકરાયે આંખના અજબ અણસારા સાથે કહ્યું. " વારૂ ત્યહારે બધું નક્કીને ! હવે હું જાઉં ? "

" એટલામાં જ ? આઠ દહાડે આવ્યા ત્હોએ આમ બળ્યું નાસાનાસ શું કરતા હશો ? જરા બેસો તો ખરા. પાન-બાન તો ખાઓ ! આમ ટળવળાવી ટળવળાવીને આઠ આઠ દશ દશ દિવસે આવો ને અમારા જીવને શું શું થતું હશે તે ત્હમને કઠોર મનના પુરૂષોને કય્હાંથી સમજાય ? " એમ કહી આંખમાં ઝળઝળીઆં લાવી સાડીના છેડેથી લુછતાં

સુજતાં ખોટાં ડસ્કાં ખાતાં ત્હેણે કહ્યું: "જો આમજ કરવું તો પછી મ્હને ફસાવી શું કરવા ? ત્હમારે તો શું ? બહાર હરી ફરીને મ્હારા જેવી બીજી ઘણીએ મળે ત્હેમની સાથે મઝા ઉડાવો અને અમારે તો આટલા ઘરમાં ગોંધાઇ ગોંધાઇને ત્હમારી વાટ જોઇ જોઇને મરવું નહિં ? વહાલા કનકરાય; હું ત્હમને સાફ કહું છું કે આમ કરવું હોય તો મ્હને આઠ આનાનું અફીણ લાવીને પાતા જાઓ !"

ગરીબ બિચારો કનકરાય આ વખતે જમનાને આશ્વાસન પણ શી રીતે આપવું તે સ્હમજી શકયો નહિં. અને 'હવે કદી એમ નહિં કરૂં. ઓછામાં ઓછા બે ત્રણ દિવસે તો જરૂર ત્હને મળી જઇશ' વગેરે કહી જેમ તેમ કરીને તે ત્હાંથી છુટયો. જમનાના ઢોંગથી તે એટલો બધો અંજાઈ ગયો હતો કે જો બીજે દિવસે ઘેર કામ નહોત તો ત્હેણે જમનાને વધારે આગ્રહ પણ કરાવ્યો નહોત ને ત્હાં ખુશીથી રહ્યો હોત. પણ જો એમ હોત તો જમનાએ એટલો બધો આગ્રહ કરત કે કેમ તે અમે નક્કી કહી શકતા નથી. પણ આજ કનકરાય નાઇલાજ હતો એટલે તે ગયો. ત્હેના ગયા પછી ગળામાંની મોહનમાળાને જોતી તથા વ્રજરાયને ફસાવી તે માળા કેમ પચાવી પાડવી એના વિચાર રચતી તે પલંગ પર પડી.

પ્રિય વાચક ! જમના અત્યારે વિચારમાં પડી છે તે દરમ્યાન આવતી કાલે તે જહેના લગ્નસમારંભમાં ગાવા જવાની છે એ **વીણા** શું કરે તે આપણે જોઇએ.

---

## પ્રકરણ ૩૧ મું.

### વીણાના મનની સ્થિતિ.

"સ્થાયી કયાંએ સુખ નવ મળે સ્થાયી આશા ન કયાંએ,
રે ! સંધ્યાની સુરખીવત સૌ સ્નેહના રંગ ભાસે:"

—કલાપી.

**વીણા** પોતાના ઓરડામાં બિછાના ઉપર પડી હતી. આવતી કાલે એનાં લગ્ન હોવાથી થઈ રહેલી ધામધુમથી સહુને મન આનન્દ હતો. વ્રજરાય અને કનકરાય પણ પોતે રચેલા તરકટની વાત ભૂલી જઇ લગ્ન

આરંભની તૈયારીઓમાં આનન્દથી મચ્યા હતા; ત્ય્હારે વીણા શોક સાગરમાં તણાતી હોય ત્હેવી ચર્ચા સાથે ઉંડા વિચારમાં ડૂબી ગઈ હતી. ત્હેના મગજમાં ચાલી રહેલા વિચારોને લીધે ત્હેને એક ક્ષણની પણ વિશ્રાન્તી નહોતી. પરંતુ એના મનમાં અત્ય્હારે એવા તે કયા વિચારો ચાલી રહ્યા હશે ? એની વિચારશક્તિ બળવતી છે તે વાત આપણે સારી રીતે જાણીએ છીએ; પરંતુ અત્યહારે ત્હેને એવા વિચારો કરવા કયો મહત્વનો વિષય મળ્યો હતો ! બીજે દિવસે ત્હેનાં લગ્ન થનાર હતાં, પરંતુ તે માટે પણ એને એટલા બધા વિચાર કરવાનું કારણ શું હતું. છૂટા છેડા કરવાની સરતે ત્હેણે લગ્ન માટે સમ્મતિ આપી એટલે ત્હેને અત્યહારે આટલા બધા વિચાર કરવાનું કારણ શું હતું ?

કનકરાય સાથે કામચલાઉ લગ્નની કબૂલાત આપ્યા પછી ચાર છ દિવસ સુધીનો વિણાએ તે સંબંધે કંઇ વિચાર થયો નહિં. ત્હેના ઘરમાં લગ્ન જ્હેવો મહાન સમારંભ ત્હેની સાંભરમાં થયેલો ન હોવાથી તેમજ એવા પ્રસંગોમાં અન્ય સ્થળે પણ તે ક્વચિતજ જતી તેથી લગ્ન માટે ત્હેને ઘણું મહત્વ લાગતું ન હોતું. બે દિવસ ધામધુમ થશે, વાજીંત્રો વાગશે, સ્ત્રીઓ ગીત ગાશે, સ્વજન મંડળી એકઠું થઇને જમશે અને લગ્ન થશે એમ તે જાણતી હતી અને માનતી હતી. પરંતુ ધીમે ધીમે ત્હેની એ બાલ્યકલ્પના દૂર થવા લાગી. ઘરને રંગરોગાન કરવાની શરૂઆતની સાથેજ લગ્ન સાહિત્યની તૈયારી થવા માંડી ત્હારથી ત્હેના મનની ચળવિચળતા શરૂ થઇ. પરંતુ જે દિવસે વિહારી જમવા આવ્યો તે દિવસે ત્હેના મન ઉપર સહુથી વધારે અસરકારક પરિણામ થયું. જોકે તે નિશ્ચયી મનની હતી. તો પણ તે દિવસે ત્હેના મનને એક પ્રકારની દહેશત લાગવા માંડી અને તેથીજ આજે ત્હેનું મન એ જાતના વિચારોમાં મશગુલ બની ગયું હતું. આગલા દિવસે વરપક્ષવાળાંઓએ કરવી જોઈતી કોઇક રૂઢી પૂજા વિહારીના ના પાડવાથી કરવામાં આવી નહોતી તે માટે પ્રતાપરાય તથા મંજુલા તડફડતાં હતાં પરંતુ તેમ કરવાથી ત્હેમનું કંઇ વળે ત્હેમ નહોતું; કારણકે દ્રવ્ય સંબંધી સર્વ વ્યવસ્થા ગુણવંતલાલ કરનાર હોવાથી અત્યહારેતો જે ગુણવંતલાલ કહે તે ખરૂં એમજ એમને કરવું પડતું હતું. પરંતુ તે કારણની અસર થવાનું કારણ એ હતું કે આજે ધર્મશાસ્ત્રના અનુરોધથી વાકનિશ્ચય વિધિ કરવામાં આવી હતી. પ્રતાપરાયે વાગ્દાન કર્યા પછી વાકનિશ્ચય કર્યો. તે પછી બ્રાહ્મણે વીણાને ઈંદ્રાણીની પ્રાર્થના કરવાનું કહ્યું. તે વખતે એ પ્રાર્થના શી રીતે કરવી

એવું હેમે વિમલીને પૂછ્યું. જો પ્રસંગે પ્રેમ પૂછાતું વીણાનું ધીટપણું જોઇને બળવંતલાલ તથા બીજા કેટલાકને નવાઇ લાગી. પ્રતાપરાય દેસાઇ-ના આશ્રિત બ્રાહ્મણો તો વીણાના સ્વભાવથી જાણીતા હોવાને લીધે તે વખતે બીજું કાંઇ ન બોલતાં પ્રાર્થનાનો અર્થ હેને કહેવા લાગ્યા:

" હે સર્વ દેવોમાં શ્રેષ્ઠ એવા ઇંદ્રદેવની પ્રિય પત્ની-દેવી ઇંદ્રાણી ! ત્હને મ્હારા નમસ્કાર હો ! ત્હારી કૃપાથી મ્હારો વિવાહ નિર્વિઘ્ને પાર પડવા દે ! અને મ્હને સૌભાગ્ય, આરોગ્ય અને પુત્રલાભ આપ ! "

પોતાની ચારે બાજુએ પુષ્કળ માણસો હોવાથી વીણાએ કંઇ પણ વાંધો ન કાઢતાં અનિચ્છાએ પણ બ્રાહ્મણે કહેવરાવ્યું તેમ કહ્યું. પરંતુ તે વખતે તે એટલી બધી ગાભરી બની ગઇ હતી કે પોતે શું કરે છે ત્હેનું પણ ત્હેને ભાન ન હોતું. અત્યાર સુધી ત્હેણે રચી રાખેલા વિચારો લગ્ન-સમારંભની શાસ્ત્રસંમત પ્રથમ વિધિ થતાંજ ખળભળી જતા હોય તેમ લાગ્યા. એટલુંજ નહિં પણ તે વિધિ પૂરી થવા પછી જ્યારે તે પોતાના ખંડમાં જઇને વિચાર કરવા લાગી ત્યારે ત્હેને લાગ્યું કે ત્હેના વિચાર, આચાર અને સ્વભાવમાં આજથી કોઇ પ્રકારની ક્રાન્તિ થવા લાગી છે.

વીણા આ પ્રકારના વિચાર કરતી પોતાના બિછાના ઉપર પડી હતી. લગ્નઘર હોવાથી બહાર ગામથી આવેલાં તથા ગામનાં પુષ્કળ સગાં વહાલાં એકઠાં થયાં હતાં ત્હેમાં વીણાની ઉમરની પરણી ચૂકેલી પુષ્કળ તરૂણ સ્ત્રીઓ પણ હતી. તે શિવાય વીણાની બ્હેનપણીઓ પણ ઘણી હાજર હતી. પરંતુ વીણા કોઇની સાથે ભેળાઇ નહિં. ત્હેના એ પ્રકારના વર્તનથી ત્હેની બ્હેનપણીઓને માઠું લાગ્યું તથા સમાન વયની સંબંધી તરૂણીઓ પણ અંદર અંદર ત્હેના એ વર્તન માટે ટીકા કરવા લાગી. પરંતુ જેમને વીણાના સ્વભાવનો અંગત અને ગાઢ પરિચય હતો ત્હેમને ત્હેમાં કંઇ નવાઈ જેવું લાગ્યું નહિં. જો કે પરગામથી આવેલી સ્ત્રીઓને તો તેથી ઘણુંજ લાગી આવ્યું; પરંતુ આપણે ગામડાંનાં એટલે શહેરી લોકો જેવા ચાળા પાડીને-ચીપી ચીપીને બોલતાં ન આવડે એટલે અને વીણા તો મ્હોટા બાપની પુત્રી અને મ્હોટાને ઘેર પરણે એટલે આપણને શીદ બોલાવે ? " એવો વિચાર કરીને મન વાળ્યું. વીણા તે દિવસે કોઇની પણ સાથે બોલી નથી અને આખો દિવસ મૌન ધારણ કરીને પોતાના ખંડમાંજ પડી રહી છે તે વાત છેવટે પ્રતાપરાય અને મંજુલાના જાણવામાં આવી. પરંતુ બેમાંથી એકની ત્હેને પૂછવા જવાની હિમ્મત ચાલી નહિં. વીણાએ કઇ શરતે લગ્નની

સંમતિ આપી છે તે વિચાર ત્હેમના મનમાં ઘોળાઇ રહેલા હોવાથી લગ્ન પુરાં થઇ જાય ત્યાંસુધી ત્હેને એક પણ શબ્દ નહિં બોલતાં પોત પોતાનું કાર્ય કરે જવું એવો ત્હેમણે સંકલ્પ કરી દીધો હતો. એટલુંજ નહિં પરંતુ ઘરમાં દરેકને તે પ્રમાણે વર્તવા મંજુલાએ સખ્ત તાકીદ કરી દીધી હતી. એનું કારણ એ હતું કે, કદાચ પ્રેમથી આપણે ત્હેને એકાદ શબ્દ કહેવા ગયા અને ત્હેનો ભળતોજ અર્થ કરીને વીણા ગુસ્સે થઇને ફરી બેઠી તો ફજેતી થશે એ જાતનો ભય ત્હેમને ક્ષણે ક્ષણે લાગતો હતો. આખો દિવસ એની એ સ્થિતિમાં પસાર થઇ ગયો અને રાત પડી છતાં પણ વીણા ઉઠી નહિં. પણ રાતના અગિઆર વાગ્યાના મારે ત્હેના ખંડનાં બારણાં ખખડયાં એટલે ત્હેણે જોયું તો અર્ધ ઉઘડેલાં બારણામાંથી કનકરાય ડોકીયું કરી રહ્યો હતો. એ ભાઇની સ્વારી હમણાંજ સીધી જમનાના ઘેરથી આવતી હતી. ત્હેને જોઇને વીણાએ કહ્યું : " ભાઈ ! "

" વીણા, તું હજી જાગે છે ? " અંદર આવતાં કનકરાયે આશ્ચર્યથી પૂછ્યું: " કાલે આખો દિવસ બીજાં બધાં કરતાં ત્હને વધારે શ્રમ પડનાર છે માટે તું હવે ઉંઘી જા."

"ભાઇ, મ્હારે ત્હને કંઇ કહેવું છે." વીણા વચ્ચેજ બોલી ઉઠી: "ત્હારા કહેવાથી અને પિતાજીની સ્થિતિ જોઇને હું આ લગ્ન માટે કબુલ થઈ હતી; પણ હવે મને પશ્ચાતાપ થવા લાગ્યો છે, અને આજે મ્હને કંઇ પણ ગમતું નથી. મ્હને શું થાય છે તે મ્હારાથી પણ કહી શકાતું નથી, અને કહી પણ શકાય તેમ નથી. તો પણ મ્હને આજે એમ થવા લાગ્યું છે કે હું આ માત્ર કોઇને ફસાવવાની રમત રમી રહી છું ! મ્હારો સંબંધ જોડવાનો પ્રયત્ન થયો તે વખતેજ પિતાજીને હું કહેવાની હતી કે, આ લગ્ન મ્હને પસંદ નથી તેથી હું આ વાતને કબુલ કરવાની નથી; પરંતુ કોણ જાણે શાથી મ્હારાથી તેમ થઈ શકયું નહિં! ભાઇ, મ્હેં અત્યારે એવો નિશ્ચય પણ કર્યો છે કે, સ્હવારના પહોરમાંજ પિતાજીને કહી મ્હારો આ સંબંધ તોડાવી નાંખવો ! "

વીણાની આવી વાત સાંભળીને કનકરાયના તો હાંજાજ ગગડી ગયા. પોતે જે સંકટથી ડરતો હતો તે સંકટ અત્યારે મૂર્ત્ત સ્વરૂપે ત્હેની સમક્ષ આવીને ઉભું રહ્યું. વીણાનું છેવટનું વાકય સાંભળીને તો તે દિવાનાની માફક ત્હેની તરફ જોઈજ રહ્યો. જો અત્યારેજ ત્હેને ગમે તે રીતે સ્હમજાવી ત્હેની વૃત્તિ લગ્નને સંમતિ આપવા તરફ નહિં વાળું તો સ્હવારમાંજ પોતાના કુટુંબ ઉપર ભયંકર આફત આવી પડશે એવું ત્હેને લાગ્યું.

અને પોતે રચી રાખેલા સઘળા વિચારો માત્ર મનોરાજ્ય જેવા થઈ જશે કે શું ? એવો પણ હેને ભય લાગવા માંડ્યો.

કનકરાય પોતાને થયેલી અજાયબીમાંથી મુક્ત થઈ વીણાને કંઇ પણ કહે તે પહેલાં તો ફરીથી તેજ બોલી: “ભાઈ, હવે મ્હને સ્હમજાય છે અને તે ખરૂં પણ છે કે આપણે એક પ્રકારનો જુલ્મ કરવા બેઠાં છીએ. ત્હેં મ્હને મ્હારી મુક્તિ માટેનો માર્ગ બતાવ્યો છે ખરો; પરંતુ તે કંઈ યોગ્ય માર્ગ તો નથી જ. કારણ પાછલા બે ચાર દિવસથી બનતી વાતો ને બનાવો જે જે હું જોઇ શકું છું તે સઘળું વિચારવા જેવું મ્હને તો લાગે છે. ભાઈ, તું કહે છે કે લગ્ન થયા પછી—આપણું કામ થયા પછી ‘ ડાયવૉર્સ ’ (છૂટા છેડા) કર; પરંતુ તે વિચાર મ્હને ગમતો નથી. કારણકે તેથી આપણે ગુણવંતલાલને ફસાવીએ છીએ ! પરંતુ એ કંઈ ઠીક નથી એવું મ્હારૂં મન મ્હને કહી રહ્યું છે. લગ્ન થયા પછી આપણે આમ આમ કરનાર છીએ તે વિષે જ્યહારે જ્યહારે હું વિચાર કરૂંછું ત્યહારે ત્યહારે પ્રથમ ગુણવંતલાલની મૂર્ત્તિ મ્હારાં નેત્ર સમક્ષ આવીને ખડી થાય છે. ત્હેમનો આપણા આ ‘ કુંજભવન ’ માટેનો પ્રેમ—જ્હેને માટે ત્હેમણે સાઠ હજાર રૂપીઆ જેટલી બાદશાહી રકમ કાઢી આપી, એટલો જ્હેના મનમાં પ્રેમ છે, તે વાતનું સ્મરણ થતાંજ, તથા પાછલા ચાર દિવસથી ઘડી ઘડી મ્હારી નજરે પડતી ત્હેમની આસ્થા અને સહવાસથી જણાતું ત્હેમનું સૌજન્ય જોઇને મ્હને હવે લાગે છે કે આવા સુસ્વભાવી વૃદ્ધ પુરૂષ સાથે ઠગાઈની રમત રમવી તે યોગ્ય નથી. તેથીજ હું કહું છું કે, હજુ સુધી કંઇ પણ ઘટના નથી થવા પામી તે પહેલાંજ ત્હેમને સાચે સાચી વાત કહી સંભળાવીને છૂટા થવું તે જ મ્હારે માટે હિતાવહ છે. અને ભાઇ એથીજ મ્હેં એવો નિશ્ચય પણ કર્યો છે.”

“પ—ણ હવે એ શી રીતે બની શકે ? વીણા, તું કહે છે તે પ્રમાણે જો તું કાલે સવારેજ કરવા ઉભી થાય તો પછી આપણા કુટુંબની કેટલી ફજેતી થાય એનો કંઇ વિચાર છે ? એમ થાય તો બધું ગાડું ઉંધુંજ વળી જાય.” કનકરાયે ભયંકર ભાવિનું વર્ણન કરવાનો આરંભ કર્યો.

“ફજેતી થાય એ વાત તો હું પણ જાણું છું, પણ ભાઇ આત્મઘાતકીપણા કરતાં માત્ર એટલી ફજેતી થાય તે સારી. એટલી ફજેતી એ આપણે કરવા ધારેલા પાપનો પશ્ચાતાપ અથવા તો ત્હેનો યોગ્ય દંડ છે એમ મા[?] આપણે માની શકીએ ! પરંતુ હવે તો આવું નીચ વર્તન કરવું મને લગાર ગમતું નથી.” વીણાએ પોતાનો સ્પષ્ટ મત પ્રકટ કર્યો.

વીણાનો આ જાતનો નિશ્ચય થયેલો જોઇને હવે ત્હેને શી રીતે સ્હમજાવવી તે વિષે કનકરાયને કંઇ પણ માર્ગ ન સૂઝ્યો ! હજી આખું ઘર જાગતું હતું. સ્હવારેજ વીણાનો લગ્નોત્સવ કરવાનું નિરધારેલું હોવાથી ઘરના નોકર ચાકરો તથા લગ્નોત્સવ ઉજવવા આવેલાં સગાં સંબંધીઓએ બધાંની ગરબડ ચાલુ હતી. પરંતુ લગ્ન સંબંધના ત્હેમના વ્યક્ત થતા એ જાતના ઉત્સાહનું પર્યવસાન કેવું થશે ત્હેની કલ્પના પણ અત્યારે કનકરાયનાથી થઈ શક્તી ન હોતી. ખરી રીતે એ કલ્પના ત્હેને ગભરાવી રહી હતી–મુઝાવી રહી હતી. જો કાલે વીણા પોતાના કહેવા પ્રમાણે કંઇક કરી બેસશે તો ચારે બાજુએ હાહાકાર થઈ રહેશે. સમાજમાં પોતાનું તરકટ ઉઘાડું થતાં બધા લોકો પોતાના કુટુંબને થૂઃ થૂઃ કરી મૂકશે, અને વખતે પ્રપંચની જાળ પ્રકટ થતાં સરકારની દેવડીએ પણ ચ્હડવું પડશે, એ ભયાનક ચિત્ર ત્હેની દૃષ્ટિ સમક્ષ ખડું થયું ન થયું ત્યહાંતો પોતાની ભાવી સ્થિતિનો વિચાર ત્હેના મનમાં આવીને ઉભો રહ્યો. વીણાનાં લગ્ન તૂટતાંજ ગુણવંતલાલે આપેલી ભારે રકમનો પ્રશ્ન સ્હામે આવીને ઉભો રહેશે, એટલે ફરીથી પાછું ઘર–બાર ને જાગીર વેચવાનો વારો આવશે ! અને જો એમ થશે તો પોતાની શી સ્થિતિ થશે તે વિચાર ત્હેના મનમાં એક પછી એક સીનેમાના ચિત્રપટ ઉપર આવી જતા ચિત્રોની માફક થઇ ગયા. ક્ષણભર એ ભયંકર ભાવીનો વિચાર કર્યા પછી બને તો છેવટનો એક વધુ પ્રયત્ન કરી જોવાના ઇરાદે તે બોલ્યો:

" બ્હેન, હું ત્હને એક બીજી વાત કહું છું તે સાંભળ. હમણાં ત્હારા પોતાના જે જે વિચારો હોય તે ક્ષણભર બાજુએ મૂક. મ્હારે ત્હને એટલુંજ કહેવું છે કે, કદાચ કાલે ત્હારાં લગ્ન થાય અને ગુણવંતલાલ તરફ ત્હને માન ઉત્પન્ન થાય, વિહારી માટે ત્હારા હૃદયમાં સ્નેહાંકુર—"

"નહિં નહિં, એ શક્યજ નથી. " વીણા કનકરાયને વચ્ચેજ અટકાવીને બોલી ઉઠી: " જુલમથી તે ક્યહાંઇ પ્રેમ ઉત્પન્ન થયા જોયા જાણ્યા કે સાંભળ્યા છે ? ભાઇ, તું કહે છે ત્હેવી એ પ્રેમ વસ્તુ જ નથી સમજ્યો ? એ ચીજ તો ત્હારી કલ્પના કરતાં કોઇ જૂદીજ જાતની છે. ફકત લગ્ન કરવાથીજ વર–વહુ વચ્ચે પ્રેમ ઉત્પન્ન થાય છે એ માત્ર ત્હારી ખોટી કલ્પનાજ છે. પણ જો કદાચ તેમ ન હોય તો પણ—"

" પણ હું શું કહેવા માગું છું તે તો પહેલી સાંભળ: " વીણાની વાતનો ઝોક કઇ તરફ વળે છે તે સમજી જવાથી કનકરાય બોલી ઉઠ્યો:

"જેમ આપણને એકાદી વસ્તુ ગમી જાય છે એટલે પછી ત્હેને વિષે આપણા મનમાં પ્રેમ ઉત્પન્ન થાય છે, ત્હેવી રીતે વિહારી ઉપર ત્હારા હૃદયમાં પ્રેમનો ઉદય થાય તો ? તે કાંઇ રંગે-રૂપે ખરાબ નથી. ઉલટો ત્હેના ઉપર કોઇને પણ પ્રેમ થાય એવો તે ખુબસુરત છે. તે શિવાય સુશિક્ષિત હોઇ ડૉકટરની પદવી પણ ત્હેણે પ્રાપ્ત કરેલી છે. પૈસાની બાબતમાં પણ ત્હેની સ્થિતિ સારી છે અને વળી ત્હેનો સ્વભાવ પણ ઘણો ભલો છે. આમ સર્વ વાતો અનુકૂળ હોવા છતાં પણ તું—"

" તે બધું ગમે તેમ હો—અને બધું ઠીક છે પણ મ્હારો એના ઉપર પ્રેમ નથી ત્હેનું શું ? પ્રેમ વિનાનાં બીજાં લાખ્ખો સાધનો હોય તે બધાં મ્હારે મન નકામાં છે. લગ્નનો હેતુ જ સ્ત્રીપુરૂષના મનની એકતા એ છે, પરંતુ રસઐકય વિના મનની એકતા સંભવી જ શકતી નથી,૧ અને એ રસ-ઐકય મનુષ્ય સરજાવી પણ શકતું નથી,૨ તો પછી તું કહે છે એ જાતનો પ્રેમ મ્હારા હૃદયમાં જાગ્રત થઇ જ શી રીતે શકે ? અને વળી કોઈ પણ પ્રકારે તેમ બની શકતું હોય તો પણ મ્હારી તે જાતની ઇચ્છાજ નથી." વીણાએ કનકરાયને પ્રેમની મીમાંસા સમજાવતાં છેલ્લા શબ્દો ખાસ ભાર દઇને કહ્યા.

" ઠીક છે ત્યારે ! જો ત્હારી ઇચ્છા જ નથી તો પછી મ્હારે પણ ત્હને એ સંબંધમાં કંઇ પણ વધારે કહેવું નથી. હવે મ્હારે માત્ર એકજ વાત કહેવી છે તે સાંભળીશ ? " કનકરાયે છેવટનો પ્રયાસ કરી જોવાની ઇચ્છાથી કહ્યું.

વીણાએ ત્હેનો કંઇ પણ જવાબ ન આપ્યો, તો પણ કનકરાય શું કહેવા ઇચ્છે છે તે સાંભળવા તે ઉત્સુક થઇ હતી એવું એના ચહેરા ઉપરથી જણાતું હતું. તે જોઈ શકવાથી ~~કનકરાયે~~ પોતાની વાત આગળ ચલાવી :

" જો વીણા, હવે માત્ર કાલનો દિવસ પાર પડવા દે. કૃપા કરીને કાલે ઉન્માદિનિની માફક કંઈ પણ ગરબડ કરીશ નહિં. એક વખત લગ્નની આ બધી ગરબડ મટી ગઈ અને આઠ દશ દિવસ થયા કે પછી ત્હારી ઇચ્છામાં આવે તે પ્રમાણે કરવા દેવાને હું ત્હને હરકત નહિં કરૂં; પરંતુ તું

૧. " રસઐકય વિણ મનઐકય નહિં એ સૂત્ર શીખવ્યું તે દિને"
('સ્નેહમુદ્રા'ની એ કડી ઉપરથી.)

૨. " રસઐકય વળી વિધિ પણ નહિં કદી ઈતરૂ કો સરજી શકે."
('સ્નેહમુદ્રા' ની એ અર્ધપંક્તિ ઉપરથી સૂચિત.)

જે જે મદદ માગીશ તે સઘળી હું તને આપીશ. માટે તું નિશ્ચિંત રહેજે. પણ કાલે કોઇ પણ જાતની ગાંડાઇ કરી આપણા કુટુંબના કપાળે કલંકની કાલિમા લ્હોંટાડવાનો પ્રયત્ન કરીશ નહિં, નહિં તો એનું પરિણામ કાંઈ જુદું જ આવશે. ત્હને ત્હારી ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કરવા તૈયાર કરી, ગુણવંતલાલને સાઠ સીત્તેર હજાર રૂપીઆ લઇ ફસાવવાનો પિતાજીએ આ દાવ રચ્યો હતો એમ જાહેર થશે, અને કદાચ એ મુકર્દમો ઠેઠ પોલિસ કોર્ટ સુધી પહોંચી જશે. અને જો ત્હાં કંઇ સારૂં ખોટું થયું કે, પિતાજીને કેદમાં જવાનો પ્રસંગ આવ્યો તો તું જાણે છે કે ત્હેઓ જીવતા રહેશે ? જરૂર ત્હેઓ આત્મહત્યા કરશે, સમજી ? માટે વીણા, જો વિચાર કર. ન કરવું જોઇએ તેવું કામ આપણે કરીએ છીએ એ ખરૂં; પરંતુ આટલે સુધી આવ્યા પછી જો હવે તે મૂકી દઇએ તો તો સાપે છછુંદર ગળ્યા જેવું થાય. આબરૂ જાય અને પિતાજીને આત્મહત્યા કરવી પડે. માટે હવે તો છેવટ સુધી હાથમાં લીધેલું કાર્ય પૂરૂં કર્યા શિવાય બીજો માર્ગજ નથી." એટલું કહીને કનકરાય વીણાના સ્હામે જોઇ રહ્યો. ત્હેને એ વખતે લાગ્યું કે તે વીણાના મન ઉપર ધારેલી અસર કરી શકયો હતો. તે માત્ર શૂન્યદષ્ટિથી કનકરાય તરફ એકીટશે જોઈ રહી હતી.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### પુનર્લગ્ન.

---

" લગ્ન પ્રાણવિકાસનું વ્રત છે,
સ્વર્ગ પન્થનું પગથીયું છે,
માનવબાળનો ધર્મ્ય માર્ગ છે.
પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં."

(ઇન્દુકુમાર.)

" બેરીસ્ટર સાહેબ, અમે સાર્વજનિક રીતે તો આપનું અભિનન્દન કર્યું છે; પરંતુ આજ ખાસ આપની પાસે આવવાનું કારણ જુદું જ છે. અમારે અત્યાર પહેલાંજ આપની પાસે આવવું જોઇતું હતું. પરંતુ

આપનાં પુનર્લગ્ન થયાં ત્યહાં સુધી આપના મનનો ઝોક કઇ દિશાએ છે તે અમે સ્હમજી શકયા ન્હોતા. વિલાયતથી આવ્યા પછી આપે કોઇ પણ સામાજિક ચળવળમાં ભાગ લીધો નથી, તેથી આપના વિષે અમ્હારા જૂદાજ વિચારો બંધાયા હતા. પરંતુ અમે આટલી બધી ચળવળો કરીએ છીએ અને સમાજહિતના સંબંધમાં ભાષણો ઉપર ભાષણો આપીએ છીએ તો પણ અમારા હાથે સમાજ હિતનાં કામ ઘણાં ઓછાં જ થાય છે. તે રીતે જોતાં કંઇ પણ ઘોંઘાટ ન કરવા છતાં પણ આપે આ પુનર્લગ્ન કર્યાં તે ઉપરથી અમને ખાત્રી થઇ છે કે આપ ' સાયલન્ટ એન્ડ શ્યોર ' ( બોલવા ન છતાં પણ ખાત્રીના ) સમાજહિતચિંતક છો એમાં શંકા નથી. અને આ ' કરેજ ' ( ધૈર્ય ) આપને વિલાયતના સહવાસથીજ પ્રાપ્ત થઇ હશે એવું અમને લાગે છે. અમે આજ આપની પાસે આવ્યા છીએ તે આપની એ ' કરેજ ' ( ધૈર્ય ) જોઇનેજ આવ્યા છીએ. આપણા વિદ્વાન સુધારકોમાં આજ ઘણા લોકો પુનર્લગ્ન કરવા તૈયાર છીએ. તો અમ્હારૂં કહેવાનું એટલુંજ છે કે આપનાં પ્રિય ભગિની વિષે આપ વિચાર કરો. એણે યુવાન વયે વિધવા અવસ્થાનાં કઠિનતર દુઃખો શા માટે ભોગવવાં જોઇએ ? જો એની ઇચ્છા હોય તો આ કામ કરવા જેવું છે અને વળી ત્હેના મનની આડે આવે કે ત્હેના કાર્યમાં અડચણ ઉભી કરે એવું તો કોઇ છે નહિ. આમ બધી વાત અનુકૂળ છે. અને એ પણ સ્વરૂપે સુંદર તેમજ સુશિક્ષિત છે, એટલે ત્હેમની ઇચ્છા હશે તો કોઇ પણ વિદ્વાન ખુશીથી આગળ આવશે એવી અમારી ખાત્રી છે. "

મિ. ધ્રુવનું આ લાંબું ભાષણ નરેન્દ્ર મુગે મ્હોંઢે સાંભળી રહ્યો હતો. મિ. ધ્રુવ પોતાના ચારેક પદવીધર મિત્રોને લઇને આજ ખાસ નરેન્દ્ર પાસે આવ્યા હતા. એ સઘળા ગૃહસ્થો વિધવા વિવાહોત્તેજક મંડળીના સભાસદો હતા અને મિ. ધ્રુવ એ મંડળીના સેક્રેટરી હતા. તેઓ આવ્યા તે વખતે નરેન્દ્રને લાગ્યું હતું કે આ બધા મ્હને અભિનંદન આપવા આવ્યા હશે. અને તે પ્રમાણે ત્હેમણે આવીને સહુથી પહેલું કાર્ય તે જ કર્યું. નરેન્દ્રના પુનર્લગ્ન વિષે ત્હેમનાં ભાષણ થઇ રહ્યા પછી મિ. ધ્રુવે ઉપર પ્રમાણે ભાષણ શરૂ કર્યું ત્યહારે નરેન્દ્ર આશ્ચર્યચકિત થઇ ગયો. મિ. ધ્રુવ જરાક બહુબોલા હતા. જ્યહારે જ્યહારે ' વિધવાવિવાહોત્તેજક મંડળી ' તરફથી ત્હેઓ વ્યાખ્યાન કરતા ત્યહારે ત્યહારે તે વિધવાઓની કરૂણ અને શોચનીય સ્થિતિનું એવું વર્ણન કરતા કે ત્હેમનું વ્યાખ્યાન સાંભળનારાઓને એમજ લાગતું કે આખા જગતમાં વિધવાઓની મિ. ધ્રુવનેજ વધારે ચિંતા

થાય છે. ત્હેમની એ કીર્ત્તિ વનલતા પણ જાણતી હતી તેથી જ્હારે મિ. ધ્રુવ અને ત્હેના મિત્રો નરેન્દ્રને મળવા આવ્યા, તે વખતે મિ. ધ્રુવ શું શું વાતો કરે છે તે સાંભળવાની જીજ્ઞાસાથી વનલતા ખાસ દિવાનખાનાના દરવાજાની પાછળ આવીને ઉભી રહી હતી, ત્યહાં ઉભે ઉભે ત્હેણે મિ. ધ્રુવનું સમગ્ર ભાષણ સાંભળ્યું. પોતાના ભાઇએ પુનર્લગ્ન કર્યું તે પ્રમાણે પોતે પણ પુનર્લગ્ન કરવું એવા એ મંડળના વિચાર સાંભળતાંજ ગભરાઇ ગઈ. આજ સૂધીમાં એવો વિચાર કદી પણ ત્હેના મનમાં આવ્યો નહોતો: તેથી મિ. ધ્રુવનું ભાષણ સાંભળીને તે બારણાની પાસેજ પત્થરના પુતળાની માફક સ્થિર થઇ ગઇ. નરેન્દ્રની સ્થિતિ પણ લગભગ એના જેવીજ થઇ હતી. કારણ, મિ. ધ્રુવનું ભાષણ સાંભળીને આશ્ચર્યચકિત તો થયો હતો. પરંતુ વનલતા બારણા પાછળ રહીને બધી વાત સાંભળી રહી છે એ તે જાણી ગયો હતો તેથીજ તે વધારે ગભરાયો હતો. કારણ કે તે જાણતો હતો કે પુનર્લગ્ન સંબંધની વાત વનલતાને કદી પણ ગમે તેમ નહોતી.

એવી સ્થિતિમાં મિ. ધ્રુવને શો જવાબ આપવો ત્હેના વિચારમાં તે પડી ગયો, અને ક્ષણભર રહીને ત્હેણે કહ્યું: "ત્હમે મ્હને પૂછો છો તે પ્રશ્નનો જવાબ આપવા માટે પુષ્કળ વિચાર કરવાની જરૂર છે."

"અને હું કંઇ એનો ઉત્તર હમણાં ને હમણાં માગતો પણ નથી. પરંતુ ત્હમે જે ધૈર્ય બતાવ્યું છે તે ઉપરથી અમારી ખાત્રી થઇ છે કે જો ત્હમે આ વાત મન ઉપર લેશો તો વનલતાબ્હેનનાં પુનર્લગ્ન થવામાં વિલંબ નહિં જ લાગે." મિ. ધ્રુવે આશા પ્રદર્શિત કરી.

"એમ બને; પરંતુ આપણા હાથની પાંચે આંગળીઓ સરખી નથી એ વાત ભૂલવા જેવી નથી. એટલે હું જે મતનો હોઉં તે મત મ્હારી બ્હેનને રૂચતો હશે કે કેમ તે મ્હારાથી શી રીતે કહેવાય ?" નરેન્દ્રે શંકા બતાવી.

"બૅરીસ્ટર સાહેબ ! ત્હમે જે કહો છો તે વાત અમને પણ માન્ય છે. પરંતુ વાત એવી છે કે પુનર્લગ્નની થવી જોઈએ ત્હેવી હજુ સૂધી સાર્વજનિક બોલબાલા થઈ નથી. તેથી ઇચ્છા છતાં પણ કેટલીક બિચારી ગરીબ વિધવાઓ આગળ આવતાં ડરે છે. અને એટલાજ માટે આપણા જેવા પુનર્વિવાહહિતેચ્છુઓએ ત્હેમને મદદ કરવી જોઇએ. આ પ્રશ્ન અતિશય નાજુક હોવાથી ત્હમે ત્હમારાં બ્હેનની સાથે એ સંબંધમાં કદી પણ વાત કરતા નહિં હો. પરંતુ એમ સમજો કે ત્હમારાં બ્હેનના મનમાં પુનર્લગ્ન કરવાની ઇચ્છા હોય પરંતુ તે વાત ત્હમારી આગળ કરતાં ત્હેની

હિમ્મત ચાલતી ન હોય તો ? જો એમ હોય તો તે કેટલા દુઃખમાં હશે ત્હેની કલ્પના ત્હમેજ કરો ! " મિ. ધ્રુવે પોતાના મતનું સમર્થન કર્યું.

" ઠીક; પણ મિ. ધ્રુવ આ પ્રશ્ન આપણે હમણાં અહિંજ અટકાવો. આવતા અઠવાડીયામાં આપણે એ વિષય ઉપર ફરીથી ચર્ચા કરીશું. તેટલા વખત સુધીમાં હું તે વિષય ઉપર વિચાર કરીશ અને વનલતાનો મત પણ પૂછી જોઇશ. "

"ઘણુંજ સારૂં ! ત્હારે અમે આવતે રવિવારે આપને મળવા જરૂર આવીશું. શરૂઆતમાં થોડાક દિવસ આપણને ત્રાસ પડશે. પરંતુ એક વખત પુનર્લગ્નનું મહત્વ મશહુર થયું કે પછી આપોઆપ વિધવાઓજ બહાર આવશે. " મિ. ધ્રુવે પુનર્લગ્નનું ભવિષ્ય ભાખ્યું.

તે પછી મળવા આવેલું મંડળ ઉઠ્યું. તે વખતે દરવાજા પાછળથી કોઈ ઝડપથી ચાલી ગયું એવું નરેન્દ્રને લાગ્યું. ત્હેણે જરા આગળ વધીને જોયું તો વનલતાને જતી જોઇ. તેથી ત્હેની ચોક્કસ ખાત્રી થઈ કે દિવાનખાનામાં થયેલી સઘળી વાતચિત વનલતાએ સાંભળી હતી.

" હં—એક વાત પૂછવી રહી ગઇ ! કાલે ડૉક્ટર વિહારીનાં લગ્ન છે. એ ત્હમારા જિવશ્ચ કંઠશ્ચ મિત્ર છે એટલે ત્હમે તો એ સમારંભમાં જનાર હશો જ ! " જતાં જતાં મિ. ધ્રુવે પૂછ્યું.

" હા. કેમ ભલા એ પૂછવું પડયું ? " નરેન્દ્રે આશ્ચર્ય પામીને પૂછ્યું.

" કંઇજ નહિં. એ તો મ્હને લાગ્યું કે, ત્હમે હમણાંજ પુનર્લગ્ન કર્યાં છે એટલે વખતે જૂના વિચારના રૂઢીરક્ષકો મૂર્ખની માફક ત્હમને એ પ્રસંગે ભાગ ન લેવા દેવાની હઠ પકડીને બેસે ! "

" ના ના. એવું કંઇ નથી. વિહારી અને એના પિતાજી એ બાબતમાં ઘણાજ સ્ટ્રેટ ફૉરવર્ડ (સીધા) છે. આજ બે દિવસથી અમે બધાં એમના ઘેરજ છીએ. માત્ર વનલતાજ ગઇ નથી; પરંતુ કાલ તો એ પણ જનાર છે. "

બધાંના ગયા પછી નરેન્દ્ર વિચારમાં પડયો. વિધવાવિવાહોત્તેજક મંડળે પોતાના ઉપર એક મ્હોટું સંકટ નાખ્યું એમ ત્હેને લાગ્યું. વનલતા પાસે પુનર્લગ્નની વાત કાઢવા જેટલું ત્હેનામાં ધૈર્ય નહોતું. ત્હેને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી તે પોતાનો સઘળો સમય ઈશ્વરભક્તિમાં અને વૃદ્ધ માતાને કામમાં મદદ કરવામાંજ ગાળતી હતી. ત્હેનો આયુષ્યક્રમ ઉદાત્ત દિશા તરફ વળવા લાગ્યો હતો. તે કદી પણ કામ વિના બેસી રહેલી નહોતી. એટલે ત્હેને વિચાર કરવાનો સમય મળતો જ નહોતો. તે પોતાના ફુરસદના વખતે હમેશાં ધાર્મિક પુસ્તકો વાંચતી હતી. આટલું છતાં પણ આપણે

આગળ* જોઇ ગયા છીએ તેમ તે પુનર્લગ્નની વિરૂદ્ધ નહોતી. નરેન્દ્રે વિલસુ સાથે પુનર્લગ્ન કર્યાં તેથી પણ ત્હેને આનંદ થયો હતો. પુનર્લગ્ન થવા પહેલાં ત્હેનો વિલસુ સાથે પરિચય થયો હતો. તેથી ત્હેને ખાત્રી થઇ હતી કે પોતાના ભાઇને અણીભાભીથી જે સુખ નહોતું મળ્યું તે સુખ વિલસુ આપી શકે તેમ હતું.

થોડાક વખત સૂધી વિચાર કર્યા પછી નરેન્દ્ર ઉઠયો અને વિહારીના ઘર તરફ જવા નીકળ્યો. તે દિવસે તે વિહારીના ઘેરજ રહ્યો. વિહારીએ ત્હેને નીકળવા જ ન દીધો. બીજા દિવસે વીણા અને વિહારીનાં લગ્ન અત્યંત ઠાઠ માઠ અને ઉભય કુટુમ્બને છાજતી ધામધુમ સાથે થયાં. સઘળું કાર્ય નિર્વિઘ્ને પાર પડયું. વિલસુ તથા નરેન્દ્રને લગ્નસમારંભમાં ભાગ લેતાં જોઇને એકઠાં થયેલાં લોકો વચ્ચે વચ્ચે કંઇક બડબડાટ કરતાં હતાં. પરંતુ ગુણવંતલાલે તે તરફ લગારે ધ્યાન ન આપ્યું એટલે વાત વધારે ચોળાઇ જ નહિં. વિહારીના લગ્નોત્સવમાં ગુણવંતલાલનો સાચો મદદગાર એકલો નરેન્દ્રજ હતો તેથી વિલસુને પણ એ પ્રસગે વધારે મહત્વ મળ્યું હતું. વરપક્ષ તરફથી મુખ્ય કાર્ય તેજ કરતી હતી. એ જોઇને શરૂઆતમાં મંજુલાએ મ્હોં મરડયું હતું, પરંતુ ઘડી ઘડી ત્હેની સાથે કામ પડવાથી ત્હેનો વિનય, પ્રેમભર્યું વર્ત્તન અને મિષ્ટ ભાષણ સાંભળીને તે પણ પછી ત્હેને ચહાવા લાગી હતી.

આ સમારંભમાં નોંધવા યોગ્ય એકજ વાત હતી. તે એ કે અત્યંત ધામધુમથી ઉજવાઈ રહેલા આ સમારંભમાં પ્રતાપરાયનું મન સ્વસ્થ જણાતું નહતું. લગ્ન પ્રસંગમાં ગુણવંતલાલ તથા વિહારીએ બતાવેલાં પ્રેમ, સૌજન્ય અને આસ્થા જોઇને ત્હેમનું મન ચિંતાથી પ્રજવળી જતું અને વીણાએ કહ્યા પ્રમાણે લગ્ન પછી જો 'ડાયવૉર્સ' (છૂટાછેડા)-ની કલ્પના કરી તો ત્હેમની શી સ્થિતિ થશે, એથી ત્હેમના મનને કેટલું દુઃખ થશે, અને લોકોમાં મ્હારી પણ કેવી નિંદા થશે, એ વિચાર ત્હેના દીલને અસ્વસ્થ બનાવી રહ્યા હતા. અને એમ ન થાય તે માટે તે વીણાને દર રોજ વિવિધ રીતે સ્હમજાવતા હતા. પરંતુ ત્હેના મનના વિચારો બદલાય તે માટે વિહારીના પ્રેમની અને ગુણવંતલાલની કાળજીની વાતો ખાસ કરીને તે ત્હેને કહેતો હતો. આ બધાનું કંઇ પણ પરિણામ વીણાના મન ઉપર ન હોતું થતું એમ નહિં, પરંતુ ત્હેણે આ વખતે સમ્પૂર્ણ મૌનવ્રત લીધું હતું.

---

* જુવો પ્રકરણ ૧૩ મું.

## પ્રકરણ ૩૩ મું.

---

## વનલતાનો નિશ્ચય.

---

"I am the master of my Fate;
I am the Captain of my Soul,"
(Lawrence Hope.)

આપણા અત્યંત સૂક્ષ્મ વિચારક અને વિદ્વાન પૂર્વજોએ આપણા લગ્નનો પાયો જેટલો ઉંડો અને મજબૂત બનાવ્યો છે તેવું જગતમાંના બીજા કોઇ પણ દેશની લગ્ન સંસ્થામાં નથી. એટલે આપણી લગ્ન પદ્ધતિ જેટલી વિશેષ પાયાશુદ્ધ છે, તેટલીજ તે વિશેષ ચિરસ્થાયી, વિશેષ ઉન્નત અને વિશેષ ઉદાત્ત પણ છે. સંસાર સંબંધી એકંદર સુખો પ્રાપ્ત થાય; ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થ સધાય; ઇષ્ટ, મિત્ર, અતિથિ, અભ્યાગત, પશુ પક્ષી એટલાંનેજ નહિં પરંતુ અત્યંત સૂક્ષ્મ કીટક જેવાંઓને પણ સુખ થાય, વેદવિહિત યજ્ઞયાગાદિ પુણ્યકર્મો કરી શકાય, એટલે ટૂંકામાં ધર્મ અને પ્રજાની અભિવૃદ્ધિ થઇને ઉભય કુળમાંના બાર બાર પિતરોનો ઉદ્ધાર થાય એ આપણાં લગ્ન કરવાનો ઉદ્દેશ છે. એમાંજ આપણાં લગ્ન કરવાની આવશ્યકતા છે, એમાંજ આપણા લગ્નના કરાર છે, એમાંજ આપણાં વધુવરોની સંમતિ છે. કિં બહુના આપણી લગ્ન સંસ્થાનું સર્વસ્વ પણ એમાંજ છે. આ કરારો અને આ સંમતીથી થયેલ લગ્ન સંબંધ જેવાં ત્હેવાં કારણો ઉપરથી તડાતડ તોડી ન શકાય એવાં તે બલવત્તર છે. અને એજ કારણને લીધે આપણે આપણી લગ્ન સંસ્થાને જગતમાંની બીજી બધી લગ્ન અંસ્થાઓ કરતાં શ્રેષ્ઠ કહીને ત્હેનું ગૌરવ કરીએ છીએ.

બિહારીનાં વીણા સાથે લગ્ન થઇ ગયાં. ભપકા સપકાની દૃષ્ટિએ નહિં પરંતુ બીજી રીતે લોક દૃષ્ટિએ એ લગ્ન નમુનેદાર થયાં. નાચ–પાર્ટી વગેરેમાં શ્રીમંતો પોતાની મોટાઇ બતાવવા માટે જે જે ખર્ચ કરે છે તે તરફ બિહારીને અણગમો હતો, પરંતુ આગળથી ચાલતું આવે છે માટે કરવુંજ જોઇએ, એવું માનીને લગ્નોત્સવમાં રૂઢી અનુસાર થતાં કેટલાક કાર્યો તરફ પણ ત્હેને અભાવ હતો, તેથી એવી ઘણી વાતો ત્હેણે પોતાના

લગ્ન પ્રસંગે થવા દીધી નહોતી; પરંતુ માત્ર ધર્મસંમત વિધિઓજ કરાવી હતી. તેથી ખુદ પ્રતાપરાયને પણ ખરાબ લાગ્યું હતું, અને લોકોએ તો ઘણોજ બડબડાટ કરવા માંડયો હતો. પણ વિહારીએ બીજે દિવસે દેસાઇજીને સઘળી વાતોનો ખુલાસો કરી લગ્નસમારંભમાં શાસ્ત્રીય વિધિ સાથે કંઇપણ સંબંધ ન હોવા છતાં રૂઢીને અનુસરનારાઓ કેવળ અંધશ્રદ્ધાથી એકે કર્યું એટલે બીજાએ કરવું એમ ગતાનુગતિક ન્યાયે પકડી રાખેલી વિધિઓ કેવી પોકળ છે તે ખુલ્લું કરી બતાવ્યું એટલે દેસાઇજીને સંતોષ થયો; એટલે સ્ત્રીવર્ગના બડબડાટ તરફ કોઇએ ખાસ લક્ષ આપ્યું જ નહિં. કારણ જનસમાજ અને એમાંએ અભણ સ્ત્રીસમાજ તો વગર સમજે ગાડરીઆ પ્રવાહે વહેવાની નીતિને પ્રાધાન્યપણે વળગી રહેનાર હોય છે તેટલું તો દેસાઇજી પણ માનતા હતા. વળી વિહારી તો એવાજ મતનો હતો કે જે વાતોમાં સુધારો કરવા જેવું પોતાને લાગતું હોય તેને સુધારાનો પ્રસંગ આવે તે પહેલાં પોતે શરૂ કરવા, તો સમાજ પાછળથી આપણું અનુકરણ કરે છે. નહિં તો માત્ર મ્હોઢેથી સમાજને આમ કરો ને તેમ કરો અથવા આમ કરીએ તો આમ થાય એવું કહેવાથી કંઇ ફાયદો થતો નથી. અને પોતાના એ વિચારો પ્રમાણેજ ત્હેણે વર્તન પણ કરી બતાવ્યું હતું.

લગ્ન થવાને આજે સાત દિવસ થઇ ગયા હતા. આજે રવિવાર હતો. વિહારી દિવાનખાનામાં બેશીને ચહા પીતો હતો અને શંકરના અભ્યાસની પડપૂછ કરતો હતો, એટલામાં નરેન્દ્ર આવ્યો. ત્હેને જોઇને વિહારીએ અજનયબી બતાવીને કહ્યું : “ ઓહો નરેન્દ્ર, અત્યારના પહોરમાં ક્યહાંથી ? કેમ વિલસુ મજામાં છે ને ? ”

“ એ તો મજામાં છે; પરંતુ એક બીજાજ કામને લીધે હું ત્હારી પાસે આવ્યો છું. હું આખા અઠવાડીઆથી મોટી ચિંતામાં પડયો છું.”

“ કેમ વારૂ ? ” નરેન્દ્રની વચ્ચેજ વિહારી બોલી ઉઠયો. “ શું કંઇ નવી ચિંતા ઉપસ્થિત થઇ છે ? પુનર્લગ્નના વિષયમાં તો કંઈ વિઘ્ન ઉભું થયું નથી ને ? કે વિલસુ માટે ત્હારે કંઇ—”

“ અરે ના ના. એને માટે મ્હારે કંઇ કહેવાનુંજ નથી. ” નરેન્દ્ર એકદમ બોલી ઉઠયો : “ વિલસુ સાથે પુનર્લગ્ન કરવા માટે મ્હારે કદી પણ પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત નહિં થાય એ તું નક્કી માનજે; પરંતુ મ્હને જે કારણથી ચિંતા થાય છે તે પ્રસંગ જૂદોજ છે. ”

એટલામાં શંકર નરેન્દ્ર માટે ચ્હા લઇને આવ્યો તે પીતાં પીતાં નરેન્દ્રે પોતાની ચિંતાના વિષયનો ઉલ્લેખ કરતાં કહ્યું : “ વિહારી, ગયા

રવિવારે એટલે ત્હારાં લગ્નના આગલે દિવસેજ અહિંની વિધવાવિવાહોત્તેજક મંડળીના સેક્રેટરી મિસ્ટર ધ્રુવ અને બીજા બે ચાર પદવીધર મેમ્બર્સ (સભાસદો) મ્હારી પાસે આવ્યા હતા. ત્હેમણે મ્હારી સાથે વનલતાબ્હેનનાં પુનર્લગ્ન કરવાની વાત કાઢી. એમ કહી ક્રમેક્રમે તે દિવસે થયેલી સઘળી હકીકત કહી સંભળાવીને નરેન્દ્રે કહ્યું : " વિહારી, વનલતા ઉપર દુઃખનો ડુંગર ઢળી પડયા પછી તે મ્હારા ઘેર આવી રહી છે ત્યાર પછીથી આજ સુધીનું ત્હેનું વર્ત્તન કેવું છે. એની ત્હને સારી રીતે ખબર છે. પરંતુ ગયા આઠ દિવસથી મ્હને એના વર્ત્તનમાં ફેરફાર થયેલો જણાય છે. ત્હેનાં નિત્યકર્મોની વિધિ યોગ્ય સમયે હવે નિયમિત રીતે નહિં થતાં ત્હેમાં પણ ફેરફાર થઈ ગયો છે. મિ. ધ્રુવનું સઘળું ભાષણ એણે તે દિવસે સાંભળ્યું છે, તેથી એનું મન પુનર્લગ્ન કરવા તરફ લલચાયું હોય એવું મ્હને લાગે છે. કારણ મિ. ધ્રુવ આજે મ્હારી પાસે આવનાર છે એ વાત તે જાણે છે તેથી સ્હવારમાં વહેલી ઉઠીને તે સ્નાનાદિ કાર્યોથી મુક્ત થઇને હમેશના જેવાં સાદાં વસ્ત્રો નહિં પહેરતાં નવાં વસ્ત્રો પહેરીને બેઠી છે. આ સઘળો પ્રકાર જોઇને હું તો ગભરાઇ ગયો છું. કારણ મિ. ધ્રુવે કહેલી વાત ત્હેની આગળ શી રીતે કાઢવી તે વિષે હું ગયા આઠ દિવસથી વિચારમાં પડયો હતો. પરંતુ પુનર્લગ્નની વાત ત્હેની આગળ કાઢીશ તો ત્હેને નહિં રૂચે એ વાત હું સારી રીતે સમજતો હોવાથી ત્હેની સાથે એ સંબંધનો ઉચ્ચાર કાઢતાં પણ હું ડરતો હતો. પરંતુ આજે એ મંડળ મ્હારી પાસે છેવટનો ખુલાસો સાંભળવા આવનાર છે માટે આજ વનલતાને એ સંબંધમાં કંઇક પૂછવું એવો ગઈ રાત્રે મ્હેં છેવટે નિશ્ચય કર્યો. પણ આજ સ્હવારથી ત્હેના વર્ત્તનમાં થયેલા એકદમ ફેરફારથી હું તો વિમાસણમાં પડી ગયો છું; અને હવે શું કરવું એ પણ મ્હને તો સૂઝતું નથી."

" ત્હારે હવે શું કરવાની ત્હારી ઇચ્છા છે ?" વિહારીએ સઘળી હકીકત સાંભળી રહ્યા પછી નરેન્દ્રના મત વિષે પૃચ્છા કરી.

" એ તો હું ત્હને પૂછવા જ આવ્યો છું. મ્હારી ઇચ્છા તો એવી છે કે તું મ્હારી સાથે ચાલ, પછી વાતમાં વાત કાઢીને આપણે વનલતાની આગળ એ વાત કાઢીશું. " નરેન્દ્રે પોતાનો વિચાર પ્રકટ કર્યો.

વિહારી ક્ષણભર કંઇ પણ બોલ્યો નહિં; પરંતુ શું કરવું ત્હેના વિચારમાં પડયો.

**વિહારીનો** મત જાણવા આતુર બનેલા **નરેન્દ્રથી** એક ક્ષણ પણ વિલંબ થાય તે સહન ન થઇ શક્યું, એટલે તે બોલી ઉઠયો : " કેમ, **વિહારી**, શા વિચારમાં પડી ગયો ? (વલસુ આજ સ્હવારે મ્હને કહેતી હતી હતી કે આજે **વીણા**ભાભી અહિ આવનાર છે. તો શું તું એના વિચારમાં પડી ગયો છે ? "

" ના રે ના. એ તો આજ આવનાર નથી પણ કાલે આવનાર છે. પરંતુ આવનાર હોય ત્હોએ શું થયું?" **વિહારીએ** આમ કહ્યું, છતાં આવતી કાલે **વીણા** પોતાને ઘેર આવવાની હતી તેથી **વિહારીને** એટલો આનન્દ થયો હતો કે આજે કોઈપણ સ્થળે બહાર નહિં જતાં ઘેર જ રહેવાનો ત્હેણે નિશ્ચય કર્યો હતો. પરતુ **નરેન્દ્રે** **વનલતા** માટે જે વાત કરી તે ઘણી મહત્ત્વની હોવાથીજ તે વિચારમાં પડી ગયો હતો. ત્હેનો ખુલાસો કરતાં ત્હેણે કહ્યું–"**નરેન્દ્ર**, હું વિચારમાં પડી ગયો ત્હેનું કારણ ત્હેં ધાર્યુ તે નથી, પરંતુ ત્હારે મુખે જે વાત સાંભળી તેથી હું પોતે પણ ગભરાઈ ગયો; ને તેથી ત્હેનાજ વિચારમાં પડયો હતો. તરૂણ વયે વિધવા થયેલી સ્ત્રીઓ પુનર્લગ્ન કરે તો કંઈ વાંધા જેવું નથી; પરંતુ જહેનાથી વિષયવાસના ઉપર અંકુશ ન મૂકી શકાય એવી દેહલગ્નની વાંચ્છના વાળી સ્ત્રીઓજ ઘણે ભાગે પુનર્લગ્ન કરવા તૈયાર થાય છે. **વનલતા** એ જાતની નથી. એને માટે તો મ્હારો ઘણો જ ઉંચો મત છે. કવિઓ જ્હેને ખરેખરી સ્નેહલગ્નની વિધવાઓ કહે છે તે જાતની તે છે. હું એની તરફ જ્યારે જ્યારે જોઉં છું ત્યારે ત્યારે મ્હને ત્હેના માટે એક પ્રકારનો આદરભાવ ઉત્પન્ન થાય છે. પોતાના સ્વર્ગવાસી પતિ તરફ પોતાનું તનમન વાળી, સૌભાગ્ય કરતાં વૈધવ્યમાં અને શૃંગાર કરતાં ભક્તિમાં વધારે[1] વિમલતા જોનાર પતિવ્રતાઓ પોતાનો કાળક્રમણ કેવી રીતે કરતી હશે એનો અનુભવ પણ હું વારંવાર **વનલતા**બ્હેનને જોઇને મેળવતો હતો ! ત્હેનાજ માટે ત્હારે મ્હોઢેથી આ જાતની વાત સાંભળવામાં આવી તે મ્હને ચમત્કારિક લાગી ને તેથી જ હું વિચારમાં પડી ગયો હતો. પણ ભાઇ, હજી પણ મ્હને ત્હારા કહેવા ઉપર વિશ્વાસ આવતો નથી. ત્હારા કહેવા પ્રમાણે મિ. ધ્રુવનું ભાષણ સાંભળીને ત્હેનું મન ડગવા લાગે, એ પણ

---

૧ " છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન ! સૌભાગ્યથી કૈં :
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન શૃંગારથી કૈં :"
( એ સ્વ. કલાપીની પદ્યપંક્તિઓ ઉપરથી સૂચિત. )

હું માની શકતો નથી. પણ ભાઇ, માણસના માટે શું કહી શકાય ? મનુષ્ય મન હમેશાં જે દિશાએ સુખ દેખાય તે તરફ વહેલું વળે છે ! ગમે તેમ હો પરંતુ આ પ્રશ્ન વિચારવા યોગ્ય છે. તોપણ વનલતા બ્હેનના મનની વલણ કઇ તરફ છે તે નક્કીપણે જાણ્યા શિવાય નકામા તર્કવિતર્ક કરવા નિરૂપયોગી છે." એમ કહીને તે નરેન્દ્રના ઘેર જવા માટે કપડાં પહેરવા લાગ્યો.

વિહારીને લઇને નરેન્દ્ર જ્યહારે ઘેર આવ્યો તે વખતે વનલતા અને વિલસુ રસોડામાં એક મ્હોટું કારસ્થાન રચવામાં ગૂંથાયાં હતાં. એમનું એ કારસ્થાન જ્યહારે આચારમાં ઉતરશે ત્યહારે આપણે જાણી શકીશું. પરંતુ હમણાં ત્હેમની વચ્ચે થતી વાતચિત ઉપરથી આપણે ત્હેમના એ કાર્ય વિશે કંઇક અટકળ જ કરી શકીશું. સાંભળો ત્યહારે.

વનલતાએ કહ્યું: " વિલસુ, ત્હારી ખાત્રી છે ને કે શંકરને આવવાનો વખત તો થયો હશે ને ? ત્હેં એને શું કહેવરાવ્યું છે ? "

" મ્હેં એને પત્ર લખીને મોકલાવ્યો છે." વિલસુએ જવાબમાં જણાવ્યું.

" પત્રમાં શું લખ્યું હતું ? "

" પત્રમાં એમ લખ્યું છે કે, તું જે વખતે વિહારી ભાઈ સાથે મુંબઇથી અહીં આવ્યો તે વખતે ત્હેં જે કપડાં પહેર્યાં હતાં તે પહેરીને પિતાજી ( ગુણવંતલાલ ઝવેરી ) ને પૂછીને અહિં આવજે. મ્હારે ત્હારૂં ઘણુંજ જરૂરનું કામ છે. જો પિતાજી પૂછે તો એટલુંજ કહેજે કે વિલસુબ્હેને મ્હને બોલાવ્યો છે."

વિલસુ આમ વાત કરતી હતી એટલામાં તો ખુદ શંકર જ ત્યહાં આવીને ઉભો રહ્યો. ત્હેને જોતાં તે બોલી ઉઠી: " જુઓ બ્હેન, આ શંકર આવ્યો. જુઓ ત્હમે કહ્યું હતું ત્હેવોજ એનો પોશાક છે ને ? "

" પણ બ્હેન, આજ ત્હમે શું ધાર્યું છે ? " શંકરે પૂછ્યું: "ત્હમારો પત્ર આવ્યો ત્યહારે અહિં આવવા દેવા માટે મ્હેં પિતાજીને પુછ્યું ત્યહારે ત્હેમણે શા માટે બોલાવ્યો છે ? શું કામ છે ? વગેરે પ્રશ્નો મ્હને પુછ્યા. પરંતુ ત્હમારા પત્રમાં કંઈ પણ કારણ લખેલું ન હોતું એટલે હું એમને કંઇ જણાવી ન શક્યો. વચ્ચે નરેન્દ્રભાઇ આપણા ઘેર આવ્યા હતા પરંતુ તે તો પિતાજીને મળ્યા વિના વિહારી ભાઇની સાથે બહાર ગયા.

એટલે પિતાજીએ કહેવરાવ્યું છે કે કાલે વીણાભાભી આપણા ઘેર આવવાનાં છે, માટે ત્હેમનો આદર સત્કાર કરવા નરેન્દ્રભાઇને પૂછીને ત્હમારે મ્હારી સાથે આવવું. કેમ બ્હેન, ત્હમે આવશોને મ્હારી સાથે ?"

"હા આવીશ." વિલસુએ કહ્યું: "પણ પહેલું ત્હારે મ્હારૂં એક કામ કરવું પડશે. જો શંકર, અમારી નોકર ગંગા છે ત્હેની સાથે તું તે બતાવે તે તે સ્થળે જા અને હું બતાવું તે પ્રમાણે ત્હાં નકલ કરજે. કરીશને ?"

"હા હા. કહો તો ખરાં કે શું કરવાનું છે ? પછી નકલ કરવાનું તો મ્હારૂંજ કામ છે, સમજ્યાં ?" શંકરે વિલસુના વિચારને અનુમોદન આપ્યું.

વિલસુએ શું કરવું ત્હેની સમજણ પાડતાં શંકરને કહ્યું: "જો એ ગંગા ત્હારી બા છે એમ ત્હારે તે ઠેકાણે કહેવું. તે પછી ત્હમે તદ્દન ગરીબ અને નિરાશ્રિત છો, ત્હમારે કોઇનો આધાર નથી, ત્હારી માતાએ આજ સુધી દરણાં–ખાંડણાં અને બીજી મજુરી કરીને ત્હને ગુજરાતી ચાર ચોપડીઓ શીખવી છે તથા આજ સુધી આબરૂભેર તમે રહ્યાં છો; પરંતુ હવે તે બિચારી તદ્દન થાકી ગઇ છે; એવું બતાવવાનો ડોળ કરવા માટે ત્હને ગંગા જ્યહાં જ્યહાં લઈ જાય ત્યહાં ત્યહાં ત્હારે સાથે જઇને મદદની યાચના કરવી. આટલો સોંગ ત્હારે આબેહૂબ કરવાનો છે. અને કોઈ પણ રીતે એમાં કૃત્રિમતા છે એવું કોઈ કળી ન જાય તે ત્હારે સાચવવાનું છે. ત્હને જ્યહાં લઇ જવામાં આવે ત્યહાંના માણસો ત્હને મદદ આપવામાં કંઇ કંઇ કારણો રજૂ કરે તો પણ ત્હારે તો એમના ઘેર ચીકણા ગુંદર થઇને ચ્હોંટી બેસવાનું જ છે. શું સમજ્યો ?"

"બરાબર સમજ્યો. એટલુંજ કરવાનું છે ને ? અરે એમાં તે શું છે ? ત્હમે જો જો હું એકટરના જેવું કામ કરી આવું છું કે નહિં તે ?" શંકરે પોતાના કામની ખાત્રી આપી.

એટલામાં વનલતાને બોલાવવા નરેન્દ્ર રસોડા આગળ આવ્યો. ત્યાં શંકરને ઉભેલો જોતાંજ આશ્ચર્યથી તે બોલી ઉઠયો: "કેમ શંકર, તું અહિં ક્યહારે આવ્યો છે ? આજે આ ફાટયાંતુટયાં કપડાં ક્યહાંથી ચડાવી લાવ્યો છે ?"

"આ મ્હારાં જૂનાં પહેલાંનાં કપડાં છે. મ્હને આ કપડાં માટે ઘણું અભિમાન છે; તેથી કોઈ કોઇ વખત ઇચ્છા થતાં આ વસ્ત્રો હું પહેરૂં છું.

વિલસુ બ્હેનને બોલાવવા માટે આવ્યો છું. પિતાજીએ કહેવરાવ્યું છે કે–"

શંકર પોતાનું વાક્ય પૂરૂં કરે તે પહેલાં નરેન્દ્ર ત્હેના કહેવાનો મર્મ સ્હમજી જવાથી બોલ્યોઃ "સમજ્યો, સમજ્યો. કાલે ત્હારાં નવાં ભાભી આવનાર છે ને ! વારૂ લઇ જજે." એમ કહી નરેન્દ્રે પુલકિત વદને વિલસુની સ્હામે સ્નેહભર્યો દૃક્પાત કરી વનલતાને ઉદ્દેશીને બોલ્યો, "બ્હેન, વિહારી ઉપર આવીને બેઠો છે. ત્હેને માટે ચ્હા લઇને તું ઉપર આવજે."

"મ્હારે જ આવવું જોઇએ ? વિલસુને મોકલું તો ? મ્હારે હમણાં રસોડામાં કામ છે." વનલતાએ જાણી જોઇને નરેન્દ્રના મનનો ભાવ જાણવા આનાકાની કરી.

"ના ના–પણ તું જ લઇને ઉપર આવજે." એટલું કહીને વધારે નહિં બોલતાં કે જવાબની વાટ ન જોતા નરેન્દ્ર મેડા ઉપર ચાલી ગયો.

વનલતાએ હસ્તાં હસતાં વિલસુને કહ્યુ: "જોયું ને વિલસુ, મ્હેં કહ્યું હતું તે, તેજ કામ માટે વિહારીભાઇ ને નરેન્દ્રભાઇ તેડી લાવ્યા છે. જોઉં તો ખરી ત્હેઓ શું કહે છે તે ?"

તે પછી ઉપર લઇ જવા માટે ચ્હાના પ્યાલા ભરતાં ભરતાં ત્હેણે શંકરને કહ્યું: "કેમ ત્હારા લક્ષમાં બધી વાત ઉતરીને ?"

"હા, હા. ઉતરી. હું કેવી રીતે કામ પાર ઉતારૂં છું તે તો ત્હમે પાછળથીજ જોઇ શકશો." શંકરે ખાત્રી આપી.

તે પછી વનલતા ચ્હા લઇને મેડા ઉપર દીવાનખાનામાં ગઇ. ત્યહ નરેન્દ્ર અને વિહારી બારી આગળ ગોઠવેલા એક કોચ ઉપર બેઠા હતા. તે તરફ જોઇને વનલતાએ દિવાનખાનામાં પ્રવેશતાંજ કહ્યું: "કેમ વિહારી, અરે નહિં, ભૂલી ગઇ ! ઓહો ડોકટર સાહેબ, આજ ત્હમારી પધરામણી અહિં ક્ય્હાંથી ?"

"બ્હેન, ખાસ ત્હમારા માટેજ આજે આ તરફ આવ્યો છું." વિહારીએ લગાર હસીને કહ્યું.

"કેમ વારૂ ? હું કાંઇ માંદી પડી નથી કે મ્હને ડૉકટરની જરૂર હોય !" વનલતાએ પણ તેવીજ રીતે હસીને કટાક્ષમાં વળતો ઉત્તર આપ્યો.

" જરૂર કેમ નથી ? આજ આઠ દિવસથી ત્હમને કંઇક થયું છે, તે નરેન્દ્રભાઈ સમજી શક્યા નહિં એટલે ત્હેમણે ખાસ મ્હને બોલાવ્યો છે."

" એમ કે ? " વનલતાએ લગાર ભાર મૂકીને કહ્યું, " પણ મ્હને શું થતું હતું તે નરેન્દ્રભાઇ કળી ન શક્યા એ તો મોટું આશ્ચર્ય ! "

" એમાં આશ્ચર્ય શાનું ? ગયા રવિવારે મિ. ધ્રુવ અહિં આવ્યા હતા ત્યારે ત્હેમણે નહોતું કહ્યું કે સ્ત્રીઓએ પોતાનાં દુઃખ કહેવા માટે જાતેજ બહાર આવવું જોઇએ. " વિહારીએ વકીલની બુદ્ધિથી પ્રશ્ન કરી નરેન્દ્રનો પક્ષ પકડયો.

" પણ એમાં મિ. ધ્રુવે નવું તે શું કહ્યું ? જેના પેટમાં દુઃખશે તે ઘણુંએ દવા માગશે; નહિં તો ત્હમારા જેવા ડૉકટરો પાસે દોડશે. " વનલતાએ વિહારીને યોગ્ય ઉત્તર આપ્યો.

" વનલતાનો આવો જવાબ સાંભળીને નરેન્દ્ર તથા વિહારી બન્ને જણા વિચારમાં પડી ગયા. વનલતાના મનમાં શું હશે તે ઉભયમાંથી કોઇએ સ્હમજી ન શક્યું તેથી ક્ષણભર વિચાર કરી છેવટે વિહારીએ કહ્યું: " વનલતા બ્હેન, હવે હસવાની વાત રહેવા દે. હું ત્હને એમ પૂછું છું કે, તે દિવસે ત્હેં મિ. ધ્રુવનું ભાષણ સાંભળ્યું છે, અને એ લોકો ફરીથી આજે અહિં આવનાર છે, એ વાત પણ તું જાણે છે તો તે સંબંધમાં ત્હારો શો મત છે ? "

" મ્હારા મત વિષે ત્હમને શું લાગે છે ? "

" એ સમજાતું નથી એટલે તો હું ત્હનેજ પૂછું છું. તે દિવસે એમણે ત્હારા સંબંધમાં વિચાર કરવા માટે પ્રશ્ન પૂછ્યો હતો. "

" એ કયો પ્રશ્ન ? " વનલતા વચ્ચે બોલી ઉઠી.

" બીજો શાનો ?—પુનર્લગ્નનો. " વિહારીએ તડ ને ફડ જવાબ આપી કહ્યું, " જો ત્હારી ઇચ્છા હોય તો—"

વિહારીને પૂરૂં બોલવા નહિં દેતાં વનલતા પુનઃ બોલી ઉઠી:

" મ્હારી ઇચ્છા હોય તો શું એ ધ્રુવ કરનાર છે પુનર્લગ્ન ? "

" એને તો વહુ છે. તે શા માટે કરે ? "

" તો પછી આ બધી પંચાત કરવાનું એને કહ્યું છે કોણે ? જેહેને ઇચ્છા હશે તે કરશે પુનર્લગ્ન. એમાં એમને શાની ચિંતા પડી છે ? "

" શા માટે ચિંતા એજ પ્રશ્ન છે ? ત્હેમણે સમાજ સેવાનું કાર્ય સ્વીકાર્યું છે તે માટે ત્હેમણે એ બાબત તપાસ કરવાનું યોગ્ય ધાર્યું હશે."

" વારૂ તે ગમે તે હો. તે સંબંધમાં મ્હારો શો મત છે તે હું ત્હમને કહીશ. મિ. ધ્રુવે તે દિવસે જે જે કહ્યું હતું તે બધું મ્હેં સાંભળ્યું છે. તેમના ગયા પછી આ અઠવાડીઆમાં નરેન્દ્રભાઇ તે સંબંધમાં મ્હને કંઈ પણ પૂછશે એમ હું ધારતી હતી; પરંતુ એ તો કંઈ પણ બોલ્યા નહિં. ખરૂં જોતાં તો એ પ્રશ્નને લીધે મ્હારે ઘણા ઉંડા વિચારમાં પડવું જોઇએ; પરંતુ એવું કંઈ થયું નથી. તે દિવસ પછી એ વિચાર પણ મ્હારા મનમાં આવ્યો નથી. પરંતુ નરેન્દ્રભાઈ માત્ર નાહકની ચિંતામાં પડયા છે. પણ મ્હને એમ લાગે છે કે એમાં એવી ચિંતા કરવા જેવું છે શું ?" વિહારીને પોતાના અભિપ્રાય વિષે એટલું કહી વનલતાએ નરેન્દ્રના સ્હામે જોઇને કહ્યું : " ભાઇ, ત્હમે એટલી ચિંતામાં શા માટે પડયા છો ? ધ્રુવે મ્હારા માટે ત્હમને જે કંઇ પૂછ્યું છે તે બધાનો જવાબ ત્હેઓ અહિં આવશે એટલે હું પોતેજ આપીશ. હું હવે કંઇ ન્હાની બાળ નથી ! "

" પણ તું એમને શો જવાબ આપીશ ?" ક્ષણભર શાન્ત રહી નરેન્દ્રે પૂછ્યું.

" તે ત્હમને વખત આવે જણાશે. " વનલતાએ ગોળ ગોળ ખુલાસો કર્યો.

" ઠીક છે. " વિહારીએ કહ્યું, " મ્હને પણ વનલતા બ્હેનનું કહેવું વ્યાજબી લાગે છે. "

" જો વાજબી લાગતું હોય તો હું કહું તેમ કરો. " વનલતાએ વિહારીને ઉદ્દેશીને કહ્યું : " એ લોકો આવે એટલે ત્હમે કંઈ પણ ખુલાસો નહિં કરતાં મ્હને બોલાવવા મોકલજો. પછી હું આવીશ અને મ્હારે જે જવાબ આપવાનો હશે તે ત્હમારા સાંભળતાં જ આપીશ. "

" ઠીક " વિહારીએ કહ્યું. એ વખતે નરેન્દ્રને જાણે મોટી આફતમાંથી છૂટયો હોય તેમ લાગ્યું.

---o---

# પ્રકરણ ૩૪ મું.

## વિધવાવિવાહોત્તેજક મંડળીના સભ્યો.

"ગંગા બ્હેન, ત્હમે હવે જાઓ. હું થોડા વખતમાં ઘેર આવીશ એવું વિલાસુ બ્હેનને કહેજો, અને એ પણ કહેજો કે ત્હેઓ તૈયાર થઈ રહે એટલે હું આવું કે તુરત પિતાજીના ઘેર જતાં ફાવે." રસ્તે ચાલતાં ચાલતાં શંકરે ગંગાને કહ્યું.

એટલો સંદેશો મોકલીને તે ગંગાથી છૂટો પડયો. ગંગા અને શંકર વનલતાએ સોંપેલું કામ બજાવીને પાછાં વળતાં હતાં તે વખતે શંકરની આગળ થઇને એક વ્યક્તિ નીકળી. ત્હેની સાથે પોતાને પૂર્વનો કંઈ પરિચય હોય ત્હેવું લાગવાથી તે વ્યક્તિ ક્યહાં જતી હતી તે જાણવાના ઉદ્દેશથી ગંગાને ગમે તે બ્હાનું બતાવીને તે છૂટો પડયો અને ગંગા દૃષ્ટિ મર્યાદાથી દૂર ગઇ કે તુર્તજ તે પેલી વ્યક્તિની પાછળ પાછળ ચાલવા લાગ્યો. સડક છોડીને ગલીમાં વળતાં તે વ્યક્તિએ સ્વાભાવિક રીતેજ પાછું વળીને જોયું; ને સાથેજ શંકર હતો ત્યહાં સ્થિર થઇ ગયો. તે ઉપરથી તે વ્યક્તિ સ્હમજી ગઈ કે મ્હારી પાછળ તે છોકરો આવે છે. પરંતુ શંકર ઘણોજ ચાણાક્ષ છોકરો હતો. જેવું ત્હેણે જોયું કે પોતે જેની વાંસે લાગ્યો છે તે માણસે પોતાને જોયો છે અને હવે ત્હેના દેખતાં પાછા વળવાથી ત્હેને વધારે સંશય આવશે એમ ધારીને તે ઘણી હિમ્મતથી આગળ ચાલવા લાગ્યો. પરંતુ જેવો તે પેલી વ્યક્તિની નજીક ગયો કે તુર્તજ તે માણસ ત્હેની તરફ ફરીને બોલ્યોઃ "કેમ છોકરા, તું ગુણવંતલાલ ઝવેરીના ઘેર રહે છે કે? ત્હને મ્હેં હમણાંજ ત્હેમના દીકરા વિહારીના લગ્નમાં ઘણી વખત જોયો છે."

"હા. અને મ્હેં પણ ત્હમને પુષ્કળ વેળા જોયા છે." શંકરે હિમ્મતથી કહ્યું.

" જોયો હશે. કારણ હું ગુણવંતલાલના વેવાઇ પ્રતાપરાય દેસાઇના ઘેર હોઉં છું." તે માણસે પોતાના વિષે કંઇક ખુલાસો કરવાના મિષે કહ્યું.

તે વ્યક્તિ બીજી કોઈ નહિં પણ વ્રજરાય હતો. ત્હેને રસ્તામાં જોતાંજ શંકરને ત્હેના વિષે કંઇકિ તપાસ કરવાની સહસા વૃત્તિ થઇ આવી હતી. પોતે ત્હેની પાછળ શા માટે જતો હતો તે વાત સ્પષ્ટ રીતે તે જાતે પણ સ્હમજી શકયો નહોતો. પરંતુ મનની ઇચ્છાથી પોતાના પગનો દોર્યો તે દોરવાતો હતો. ગુણવંતલાલને બોલાવવા વ્રજરાય આવ્યો હતો, ત્યારથી શંકરના મનમાં તે મનુષ્યને વિષે કાંઇક ચમત્કારિક ભાવના ઉત્પન્ન થઇ હતી. વિહારીના લગ્ન વખતે શંકરે ત્હેને દેસાઈજીની વતી કામ કરનારા માણસોમાં સેંકડો વખત જોયો હતો. ત્યાર પછી ત્હેને ત્હેના સંબંધમાં કેટલીએ વાર વિવિધ જાતના વિચારો થયા હતા; અને એવે વખતે કવચિત ત્હેના માટે શંકરના મનમાં આદરભાવ ઉત્પન્ન થતો તો કોઇકિ વખતે તિરસ્કાર પણ છૂટતો હતો. પોતાને આમ કેમ થાય છે તે સંબંધમાં શંકરને એ જાતના વિચાર થતાં ઘણા સમય સુધી વિચાર કરતો. પરંતુ એ ચમત્કારિક ગૂઢ ત્હેના ન્હાના મગજથી ઉકેલી શકાતું નહોતું. આજે પણ રસ્તામાં વ્રજરાય દૃષ્ટિએ પડતાંજ ત્હેની પાછળ પાછળ જવાનું શંકરને મન થયું. તે માણસ ક્યહાં રહે છે, શું કરે છે, વગેરે બાબતો જાણવામાં આવે તો ત્હેના સંબંધમાં કંઇક પણ જાણી શકાય એવું શંકરને લાગતું હતું; તેથીજ આજ તક મળતાં ત્હેનો અમલ કરવા તે તૈયાર થયો હતો.

" એમ કે ? " શંકરે કંઇક આશ્ચર્ય થયું હોય ત્હેવો ડોળ કરતાં કહ્યું.

" લગ્નોત્સવ વખતે ત્હારી સાથે વાત કરવાની સંધી મેળવવા મ્હેં ઘણી વખત ઇચ્છા કરી હતી, પરંતુ કામની ગડબડમાં મ્હને વખતજ મળતો નહોતો. " વ્રજરાયે વાત લંબાવવાની વૃત્તિથી ચલાવ્યું: "પણ અલ્યા છોકરા, તું ગુણવંતલાલના ઘેર રહે છે ત્યહારે આવાં ફાટયાં તૂટયાં લુગડાં કેમ પહેરે છે ?"

" મ્હને આ કપડાં ઉપર ઘણો પ્રેમ છે. મ્હારાં આ જૂનાં લુગડાં છે, ગુણવંતલાલજીના ઘેર આવતાં પહેલાં મ્હારો હમેશનો પોશાક આ જ હતો. " શંકરે ખુલાસો કર્યો.

" ત્યહારે તું પહેલાં કયહાં હતો ? " શંકરનું પુર્વ વૃત્તાંત જાણવાના ઇરાદે વ્રજરાયે પૃચ્છા કરી.

" મુંબઇમાં—એક હોટેલમાં."

" ત્હારૂં નામ શું ? "

" શંકર હરિદત્ત જોશી. "

" શું શંકર હરિદત્ત જોશી ? " વ્રજરાય જાણે એ નામ સાંભળી ચમકી ગયો હોય તેમ થયું. ત્હેણે ફરીથી પૂછયું : " તું ક્યહાંનો રહેવાશી છે? ત્યારે બાપ છે કે ? "

" હું મૂળ ભૂવાલડીનો રહીશ છું. મ્હારો જન્મ એ ગામમાં થયો હતો. હું ન્હાનો હતો ત્યહારે મ્હારા પિતા મ્હારી માતાને મૂકીને કયાંક ન્હાસી ગયા છે. એમનો પત્તો જ નથી. "

પોતે પૂછેલા પ્રશ્નોના શંકરે આમ ટપોટપ ઉત્તર આપ્યા. તે સાંભળીને વ્રજરાયના મુખમંડલ ઉપર અષાઢ માસના મેઘભર્યાં વાદળીની છાયા ફરી વળી. તે શંકરના ચ્હેરા સ્હામે તાકીને જોઇ રહ્યો હતો, પરંતુ ત્હેના હૃદયમાં ચાલી રહેલા તીવ્ર ગતિના શ્વાસોશ્વાસથી ધડાધડ ઠોકા પડી રહ્યા હતા. તેથી ક્ષણભર તે તદ્દન ભાન રહિત જેવો બની ગયો. કેટલીક પળો એ હાલતમાં ગયા પછી ફરીથી ત્હેણે પૂછ્યું : " શંકર ! ત્હારી બા ક્યહાં છે?"

" પ્રભુના ચરણે એ તો ક્યહારનીએ સિધાવી ગઇ ! "

ફરીથી વ્રજરાય ઉપર વજ્રાઘાત થયો.

મૌનપણે બીજી કેટલીક ક્ષણો પસાર કર્યા પછી " હવે હું જાઉં છું, મ્હારે જવાનો વખત થયો છે. " એમ શંકરે ત્હેને બે ચાર વખત કહ્યું પણ વ્રજરાય કંઇ જવાબ આપી ન શકયો, એટલો તે વિચારમાં ભાનરહિત બની ગયો હતો. છેવટે શંકરતો ઉભોરહીને કંટાળવાથી પોતાને પંથે પડયો.

ઘેર વિલસુ અને વનલતા શંકરની વાટ જોઇનેજ બેઠાં હતાં. ત્હેને જે કામ માટે મોકલ્યો હતો તે વિષેની સર્વ હકીકત તો ત્હેમને ગંગાએ કહી સંભળાવી હતી. પરંતુ ફરીથી શંકરના પોતાના મુખેથી તે સઘળી હકીકત સાંભળવાની બન્નેની ઇચ્છા હતી. તેથી શંકર ઘેર આવ્યો એટલે સઘળી ઘટનાનું વર્ણન ત્હેને મુખેથી સાંભળ્યું.

તુરત ત્હેને વનલતાએ જમવા બોલાવ્યો. ગુણવંતલાલે સંદેશો મોકલવાથી વિલસુ શંકરની સાથે ત્યહાં જવા આતુર હતી તો પણ સ્હાંજે

વિધવાવિવાહોત્તેજક મંડળીના સભ્યો આવવાના હતા. ત્હેમની સાથે વનલતા બ્હેનનો જે સંવાદ થવાનો હતો તે સાંભળવાની ત્હેની જીજ્ઞાસા ત્હેની પહેલી આતુરતાને પણ દબાવી દેતી હતી.

બપોરનું જમવા–જમાડવાનુ કાર્ય પૂરૂં કર્યા પછી પણ કેટલીક વખત સૂધી વિલાસુ અને વનલતાની વચ્ચે કેટલીક મસલત થઇ. છેવટે ચાર વાગે ન્હાનો વખત થયો ત્યહારે વિલાસુ ન્હા કરવા ઉઠી: પરંતુ જતાં જતાં ત્હેણે કહ્યું, "ત્મ્હારે તો બ્હેન એ મ્હોઢે બોલીનેજ બેશી રહે" નારા મિ. ધ્રુવની આજ ખોડ ભુલાવવાનોજ ત્હમે વિચાર કર્યો છે નહિં ?

"કેવળ વિચારજ નહિં પરંતુ સારી રીતે નિશ્ચય પણ કર્યો છે. વિલાસુ, ત્હને યાદ હશે કે આપણે મહાબળેશ્વર ગયાં હતાં તે વખત પુનર્લગ્ન સંબંધે બોલતાં નરેન્દ્રભાઈ સાથે મ્હેં ગાંડીની માફક કંઇનુ કંઇ કહ્યું હતું. પરંતુ તે પછી તુરત મ્હારા મનમાં કંઇ જુદાજ વિચારો થયા હતા. મ્હે એમના વાર્તાલાપ સંબંધે તે પછી પુષ્કળ વિચાર કર્યો અને ત્યહાર પછી રાતે મ્હેં ત્હને જે કહ્યું તે ત્હને યાદ છે કે ?" વનલતાએ જુની વાતનું સ્મરણ કરવતાં કહ્યું.

"હા, છે. તે એકજ વાક્ય મ્હને બરાબર યાદ છે." વિલાસુ બોલી. એટલામાં બારણા આગળ ગાડી આવીને ઉભી રહેવાનો અવાજ આવ્યો. ને ગાડીમાંથી વિહારી નીચે ઉતર્યો અને ઘરમાં પ્રવેશતાંજ વિલાસુને જોઇને ત્હેણે શંકર માટે પૃચ્છા કરતાં કહ્યું: "વિલાસુ, શંકર ક્યહાં છે ? સ્હવારથી તે ઘેરથી નીકળ્યો છે તે પાછો આવ્યો જ નથી."

"શંકર પેલો રહ્યો." દાદર ઉપરથી ઉતરતા શંકર તરફ અંગુલી નિર્દેષ કરીને વિલાસુ બોલી: "પિતાજીની આજ્ઞાથી તે મ્હને તેડવા આવ્યો હતો. પણ વનલતા બ્હેને ત્હેને જમવા માટે રોકી રાખ્યો. હવે ગાડી ઘેર પાછી જશે એ વખતે અમે—"

વિલાસુનું બોલવું પુરૂં થયું ન થયું ત્યહાં તો 'વિધવાવિવાહોત્તેજક મંડળી' ના સભ્યોનું ઝોલું ત્યહાં આવી પહોંચ્યું. નરેન્દ્રના ખાસ આગ્રહથી વિહારી પણ ત્હેમને મળવા માટેજ અત્યહારે આવ્યો હતો. ત્હેણે તથા નરેન્દ્રરાયે આવેલા ગૃહસ્થોનું યોગ્ય સ્વાગત કર્યું. થોડો વખત સૂધી ત્હેમનું ઔપચારિક સંભાષણ થયા પછી મિસ્ટર ધ્રુવે મૂળ મુદ્દા ઉપર આવી વાત

ઉપાડી. ત્યહારે ત્હેના જવાબમાં વિહારીએ કહ્યું: " આપે તે દિવસે બૅરિસ્ટર સાહેબને જે પ્રશ્ન પૂછ્યા હતા, તે ત્હેમણે મ્હને પણ કહ્યા છે. અને તે પછી વિચારાંતે અમે બન્ને જણાએએ એવું ઠરાવ્યું છે કે, ત્હમારા એ પ્રશ્નોના ઉત્તર વનલતાબ્હેને પોતેજ આપવા. તે સુશિક્ષિત છે. તે પોતાનું સારૂં-ખોટું શામાં છે એ સારી રીતે સ્હમજી શકે છે. તો પછી આ સંબંધમાં ત્હેના પોતાના મતનું મહત્ત્વ વિશેષ છે એવું મ્હને લાગે છે." એમ કહીને બાજુમાં બેઠેલા નરેન્દ્રરાય તરફ ફરીને ત્હેણે પૂછ્યું: " કેમ બૅરિસ્ટર સાહેબ, ત્હમને મ્હારૂં કહેવું કેમ લાગે છે ? "

" બરાબર છે. ત્હમારૂં કહેવું યોગ્યજ છે. જો વનલતાબ્હેનજ એ પ્રશ્નોના ઉત્તર આપે તો તે વિશેષ ગ્રાહ્ય થઈ પડે. " એમ કહીને તે ઉભો થયો અને જતાં જતાં કહ્યું: " વારૂ ત્યહારે હું ત્હેનેજ અહિં બોલાવું છું. "

બૅરિસ્ટર સાહેબ હવે પોતાનાં ભગિનીને લઇને ઉપર આવશે એમ જોઇને આવેલા મંડળમાં ચળવળ શરૂ થઇ. પ્રત્યેક જણ પોતપોતાના આસન ઉપર લગાર ઠીક થઇ-ટટાર થઇને બેઠો. કોઇએ સેન્ટ છાંટેલો રૂમાલ કાઢી મ્હોં લુછવાનું શરૂ કર્યું, તો કોઈ પોતાના ગળાની આસપાસ બાંધેલી 'ટાઇ' ( ગાંઠ ) બરાબર છે કે નહિં તે તપાસવા લાગ્યું. એક પુનર્વિવાહ હિતેચ્છુએ ડોકું સહજ ઉન્નત કરી બાજુના આરસામાં પોતાના હોળેલા વાળ વ્યવસ્થિત રહ્યા છે કે નહિં તે જોયું.

થોડા સમયમાં જ નરેન્દ્રરાયની સાથે વનલતા ઉપર આવી. ત્હેણે શુભ્ર વસ્ત્ર પરિધાન કર્યાં હતાં. ત્હેના શરીરનો વર્ણ ફિક્કા ગુલાબના ફુલ જેવો ગૌર અને ચિત્તાકર્ષક હતો. નેત્રો પાણીદાર અને નાક ત્હેના ઘાટીલા ચ્હેરા ઉપર બંધબેસે ત્હેવું સુડોળ અને સરળ હતું. માથા ઉપરના નાગને પણ શરમાવે ત્હેવા ભરાવદાર કાળા કેશના અંબોડાથી મંડિત થયેલું મુખમણ્ડળ સૌજન્યથી ઓતપ્રોત ભરેલું સ્પષ્ટ રીતે જણાઈ આવતું હતું. ત્હેનું ભાલપ્રદેશ સૌભાગ્યતિલક વિહોણું હતું તો પણ ચંદ્રવિહોણા શુભ્ર ગગનપટ જેવું, દૂરથી જણાતા હિમાગરીના હિમાચ્છાદિત ઉન્નત શિખર સમોવડું લાગતું હતું. ત્હેની શરીરયષ્ટી કૃશ થયેલી હોવ છતાં

બ્રહ્માએ ધારી ધારીને ઘડેલી કો પુતળી સમોવડ સર્વાંગે ઘાટીલું શરીર ગમ ત્હેને પણ ત્હેની તરફ માન ઉપજાવતું હતું. વિધવા અવસ્થાની સાદાઈને લીધે ત્હેનામાં સૌભાગ્યવતીઓના જેવી ધમક ન હોવા છતાં પણ ત્હેનો ચ્હેરો સતેજ જણાતો હતો. પવિત્રતાનું કોઈ અનેરૂં ઓજસ એ ચહેરા ઉપર રમી રહ્યું હતું. વનલતા ખરેખર મહિલામંડળ રૂપી વનની કોઈ મનોહર લતા હતી. કો દેવકન્યા સમી દીપતી એ વનલતા ગંભીર ગતિથી જેવી દિવાનખાનામાં ભાઈની પાછળ પ્રવેશી તે વખતે મિસ્ટર ધ્રુવ અને ત્હેની સાથેનું મંડળ ક્ષણભર ત્હેની તરફ જોઈ રહ્યું.

"મ્હને ત્હમે અહિં કેમ બોલાવી છે તે વાત હું જાણું છું." વનલતાએ એક બાજુ પર મૂકેલા વિરામાસન ઉપર પોતાના શરીરને ગોઠવતાં હિમ્મતથી, કોઈપણ બોલવાની વાટ ન જોતાં ધારાશાસ્ત્રીને પણ શરમાવે તેવી ઢબે કહ્યું. એની બાનીમાં ગૌરવ હતું, સત્તાનો આભાસ હતો, પવિત્રતાની છાપ હતી. ત્હેણે આગળ ચાલતાં કહ્યું: "ત્હમને બોલવાનો નાહકનો શ્રમ ન આપતાં કે ત્હમારી સાથે પુનર્લગ્નના વિષય પરત્વે વાદવિવાદ નહિ કરતાં હું ત્હમને મ્હારો મત કહું છું. ત્હમે વિધવા વિવાહોત્તેજક મંડળ સ્થાપ્યું છે તે ઠીક કર્યું છે. જેને પતિસુખ મળ્યું નથી તેની ઉન્નતિ કરવા ત્હમે તઈયાર છો તે હું જાણું છું. પરંતુ મ્હને આપની મદદની બિલકુલ જરૂર નથી. જગતમાં વિધવાઓમાં પણ ત્રણ પ્રકાર છે. એક માત્ર સ્નેહલગ્નનેજ ઇચ્છે છે. એટલે એક વખત થયેલાં લગ્ન પછી કદી પણ તે બીજી વખત લગ્ન કરવાની ઇચ્છા પણ કરતી જ નથી. સ્નેહ એ એવી વસ્તુ છે કે જેના ભાગ પાડી શકાતા જ નથી. અને જો એમજ છે તો પછી તેના હૃદયમાં બીજી વ્યકિત માટે સ્નેહ ઉદ્ભવીજ ક્યાંથી શકે ? એવી જાતના સ્નેહલગ્નની વિધવાઓ તો પતિના મરણ પછી પોતાના સ્વર્ગવાસી પતિના ચિંતનમાં પોતાનો સમય ગાળે છે, એમના વિરહમાંજ ચિર સમ્બન્ધ માને છે. ભકિત અને વૈધવ્યમાંજ શૃંગાર અને સૌભાગ્ય કરતાં વધુ વિમલતા જોઈ શકે છે, અને પોતાના સ્વર્ગસ્થ પતિને જે કર્મો પ્રિય હોય અને ત્હેમણે જે જે કાર્યો અધુરાં રાખ્યાં હોય તે પૂર્ણ કરવામાં આનંદ માને છે. એવી વિધવાઓ સમગ્ર જાતનાં માનવ બાળોને પોતાના સ્વજન ગણી બની શકે તેટલાંની સાથે શકિત અને માનુકૂળતાના પ્રમાણમાં સ્વજન ભાવ દાખવે છે જ. વ્હાલાંનો વિયોગ સહન કરવો એ માનવ માત્રની કસોટી છે, અને પ્રભુ મનુષ્યો ઉપર એવા એવાં દુઃખો કેવળ વેઠ કરાવવા માટેજ નહિ પરંતુ કંઇ કલ્યાણકર હેતુ

સિદ્ધ કરવા સહેતુકજ નાખે છે. વિશ્વપિતાની એ રચનામાં પણ કંઇક ગૂઢ હેતુ રહ્યો છે એવું આ પ્રકારની વિધવા સ્હમજે છે. બીજા પ્રકારની વિધવા કે જે સ્નેહલગ્ન એ શું હશે તે સમજે, જાણે કે અનુભવે તે પહેલાં-જ મા બાપની ઇચ્છાથી માત્ર પરણી હોય, પરણવું એ શું હશે એ ન સમજે તે પહેલાં જેના હાથે મીંઢળ બંધાયું હોય, કોઇક કોઇક તો માની કેડે બેશી ચોરીમાં ફેરા ફરી હોય પરંતુ માતા-પિતાનો કરાળ્યો હાથ લાંબો કરવાના દોષેજ જ્હેને માથે વૈધવ્યનું દુઃખ આવી પડયું હોય તેવી સંસારસુખની અધુરી અપેક્ષા વાળી વિધવાઓ હોય છે. ત્હેવી વિધવાઓના પુનર્લગ્ન થાય તે ઉચિત છે, અને એમ ઉચિત માનીને જ સમાજમાં ત્હેને માટે પ્રબંધ કરવામાં આવે છે તે યોગ્ય છે. જો તેમ ન થાય તો એવી વિધવાઓ વિમાર્ગે દોરાઇ જાય છે અને ત્હેથી દુનિયામાં પાપનો ભાર વધી પડે છે. ત્યારે ત્રીજા પ્રકારની વિધવાઓ તો માત્ર વિષય-વૃત્તિની લોલુપતા વાળી જ હોય છે. ત્હેમનાં લગ્ન તો મોટી વયે થયાં હોય કે ન્હાની વયે થયાં હોય તોપણ ત્હેમને એક વખતનો પતિ મરી જવા પછી બીજો પતિ કરવાની સ્વાભાવિક ઇચ્છા થાય છે. સંસારનાં સુખો જોયાં જાણ્યાં ને અનુભવ્યાં હોય તો પણ ત્હેઓ પોતાના અંકુશ વિનાના મન ઉપર દબાણ મુકી શકતી નથી. અને એક પતિ મરતાં બીજો અને બીજો મરતાં ત્રીજો પતિ કરી વિષયવાંછનાને તૃપ્ત કરવા તેઓ આતુર થાય છે. એવી વિધવાઓ માટે સમાજ વ્યવસ્થા કરે કે ન કરે ત્હેની ત્હેમને પરવાજ નથી. એવી વૃત્તિવાળી વિધવાઓ ઉપર પછી તે ગમે ત્હેવી ઉચ્ચ જ્ઞાતિની કે ખાનદાન કુટુંબની હોય તો પણ આ જગત ઉપરનો કોઈ પણ સમાજ બંધન નાખવા શકિતવંતો થયો નથી અને થશે પણ નહિં. હવે આ ત્રણ પ્રકારની વિધવાઓમાં હું મ્હને પહેલા પ્રકારની વિધવાઓના વર્ગમાં ગણું છું. મારા સ્વર્ગવાસી પતિના ચિંતનમાં હું મ્હારો સમય ગાળું છું અને મ્હારાં વિહિત કર્મો ઘણાજ આનન્દપૂર્વક કરૂં છું. ત્હમે પોતાને સમાજ-હિતદક્ષ માનીને આ મંડળ સ્થાપન કર્યું છે, પરંતુ મ્હારી ત્હમને એવી વિનંતી છે કે ત્હમે મારા સરખી વિધવાઓને પુનર્લગ્ન કરવાનો પ્રયત્ન કરવાને બદલે જે વિધવાઓ કોમળ વયે વિધવા થઇ હોય અને જ્હેમને સંસારસુખની અભિલાષા હોય ત્હેમને અથવા તો જે વિધવાઓ તદ્દન નિરાશ્રીત હોય, જ્હેમને બે ચાર બાળકો હોય અને જ્હેમને ઉદર નિર્વાહ-કંઇ પણ સાધન ન હોય ત્હેમને સાહ્ય કરવામાં દક્ષતા વાપરો તો સમાજનું ખરૂં હિત ત્હમે સાધી શકો, અને મ્હારા જેવી વિધવાઓને

સેવાભગિની બનવાનું શિક્ષણ આપવાની કળા. શિખવી હિંદનાં અસંખ્ય અજ્ઞાન ભાંડુંઓને કેળવવાની કામગિરી સોંપો. દર્દીઓનાં દર્દ નિવારણની કળા શિખવવા પ્રયાસ કરો તો તેથી વિધવાઓ અને સમાજ ઉભયને સાચો લાભ કરી શકો. વળી મ્હેં કહ્યું તેવી નિરાધાર વિધવાઓ માટે નિરાશ્રીત વિધવા સહકારી મંડળ સ્થાપો તો પણ સમાજની ત્હમે ઘણીજ સારી સેવા બજાવી શકો. પરંતુ ત્હમે એવું તો કંઇ કરતા નથી, ત્યારે શું વિધવાઓમાંના અમુકજ ભાગને મદદ કરવી અને જે ખરેખરી મદદને પાત્ર છે ત્હેમને મદદ ન કરવી એવો ત્હમારા મંડળનો નિયમ છે ? " વનલતાએ વિધવાવિવાહ સંબંધના પોતાના આ વિચારો દૃઢતાથી રજૂ કર્યા તે વખતે ત્હેના મુખમંડળ ઉપર કોઇ વિરલ તેજ વિલસી રહ્યું હતું. ત્હેનાં નયન હૃદયમાંથી શુચિતાનાં કીર્ણો પ્રસરી રહ્યાં હતાં, અને કોઇ દેવી સ્વર્ગભૂમિમાંથી માનવ સમાજને ઉન્નત માર્ગે દોરવાનો પ્રયત્ન કરવા આવી હોય તેવી તે સમગ્ર મંડળમાં શોભી રહી હતી.

વનલતાએ છેવટે મંડળ ઉપર કરેલી ટીકાનો જવાબ આપતાં મિ. ધ્રુવે કહ્યું, "ના ના, એવા મૂર્ખતાભર્યા નિયમો અમારૂં મંડળ કદીએ કરે કે ? "

"જો એવો નિયમ ન હોય તો પછી તે મંડળ ખરેખરજ મૂર્ખ હોવું જોઇએ." વનલતાની એ ટીકા સાંભળીને આખું મંડળ ચકિત થઇ ગયું અને અનિમિષ નયને ત્હેના સ્હામે જોઇ રહ્યું. પરંતુ તે તરફ લક્ષ નહિં આપતાં વનલતાએ પોતાનું બોલવું ચાલુ જ રાખ્યું: " કારણ નિરાશ્રિત વિધવાઓને સાહાય ન કરવી એવો ત્હમારા મંડળનો નિયમ નથી તોપણ ત્હમે ત્હેમને આવશ્યક સાહાય કરતા નથી તો પછી ત્હમને મૂર્ખ કહેવા જોઇએ અથવા તો ત્હમારા મન પાષાણનાં હોવાં જોઇએ. ત્હમારા પાષણ હૃદયની સાબીતિ માટે હું ત્હમને હમણાંજ એક ઉદાહરણ બતાવું છું." એમ કહીને તે અંદર ગઇ. સહુની નજર ત્હેની પાછળજ હતી. તે હવે આપણને શું બતાવશે એ કોઇ સ્હમજી શક્યું ન હોતું. ખુદ નરેન્દ્ર વનલતાના આજના ભાષણથી અને ત્હેના દૃઢતાભર્યા વર્તનથી આશ્ચર્યચકિત બની ગયા હતા.

થોડા વખતમાં વનલતા પાછી આવી. ત્હેની સાથે ગંગા અને શંકર પણ આવ્યાં. તે બન્ને જણનાં વસ્ત્રો તદ્દન ફાટેલાં હતાં.

અંદર આવીને ગંગા મિ. ધ્રુવની સ્હામે જઇને ઉભી રહી અને વનલતાને ઉદ્દેશી બોલી: "બેન, આજ સ્હવારે આમના ઘેર હું ગઈ હતી. એમને મ્હેં ન્હાના પ્રકારે વિનવણી કે કરી હું એક ગરીબ નિરાશ્રિત વિધવા છું, મ્હને એકે આશ્રય નથી, વગેરે કહી હું ઘણીએ કરગરી, પરંતુ મ્હારી એ કીટકીટથી એમનું માથું દુખી આવ્યું અને મ્હને તથા શંકરને ત્હેમણે હાંકી કાઢયાં."

ગંગાનું આ પ્રકારે ભાષણ ચાલતું હતું તે વખતે એ સમાજહિત-ચિંતક મંડળની શી સ્થિતિ થઇ હશે ત્હેની વાચકોએજ કલ્પના કરવી. ઢાંકણીમાં પાણી લઇને ડૂબી મરવા જહેવી ત્હેમની સ્થિતિ થયેલી જોઇ વનલતા બોલી ઉઠી: " ત્હમને આ રીતે શરમાવવાની ખાતર મ્હેં આ બાઇને ત્હમારે ત્યહાં મોકલી નહોતી; પરંતુ ગરીબ વિધવાઓની કષ્ટમય સ્થિતિ તરફ ત્હમે કેટલી સહાનુભૂતિ ધરાવો છો અને ત્હેમને મદદ કરવા ત્હમે કેટલા તત્પર હો છો તેજ માત્ર મ્હારે જોવું હતું. પરંતુ હવે મ્હને એવો અનુભવ થયો છે કે પોતાને સમાજહિતચિંતક કહેવડાવનારા પુનર્લગ્નના સંબંધમાં જે જાહેરાતો કરી રહ્યા છે ત્હેમાં ત્હેમનો પોતાનોજ ઘણો સ્વાર્થ છે.

આ ગરીબ વિધવા તરફ જુઓ. બિચારી દરણાં ખાંડણાં અને એવી બીજી જાતની મજૂરી કરીને તે પોતાનું પેટ ભરે છે. ત્હેનાં છોકરાં તરફ જુઓ. શિક્ષણ લેવાનું ત્હેમનામાં સામર્થ્ય ન હોવાથી ત્હેઓ કોઇપણ દુકાનમાં અથવા તો હોટલમાં બે ચાર રૂપીઆના પગારે નોકરીએ રહે છે. અને એ સ્થિતિમાં કેટલાક બગડી જાય છે. આ છોકરાનું—શંકરનું—ઉદાહરણ લ્યો. તે મુંબઇમાં હોટલમાંજ નોકરી કરતો હતો. ત્હેને વિહારીભાઇ અહીં લાવ્યા છે; હમણાં તે અંગ્રેજી ચોથા ધોરણનો અભ્યાસ કરે છે અને મ્હને ખાત્રી છે કે આ છોકરો ભવિષ્યમાં સારૂં નામ કાઢે એવો થશે. આવા બુદ્ધિમાન પરંતુ ગરીબ બાળકો મદદના અભાવે હોટલોમાં અથવા તો બીજે કોઇપણ સ્થળે હલકી નોકરી કરવામાં પોતાનું આયુષ્ય પૂર્ણ કરે છે એથી આપણા સમાજને કેટલું બધું નુકશાન થાય છે? દેશને જે સમયે બુદ્ધિમાન માણસોની અનિવાર્ય આવશ્યક્તા છે તે સમયે આવા હજારો ચાલાક બાળકો આ સ્થિતિમાં રહે તો દેશનો ઉદ્ધાર શી રીતે થાય? આ બાળક તરફ ત્હમારા જેવા સમાજ સુધારકો તેમજ પોતાને સનાતની કહેવડાવવામાં મહત્તા માનનારા રૂઢી રક્ષકો જો લક્ષ આપે તો દેશનું

કેટલું કલ્યાણ સાધી શકાય ? એક હાથે તાળી પડતી નથી તેવી રીતે એકલા સમાજ સુધારકોને માથેજ આ ફરજ છે એમ નથી. રૂઢીરક્ષકોને માથે તો મ્હમારા કરતાં પણ વધારે જોખમદારી રહેલી છે. જો મ્હેમને રૂઢીનુંજ રક્ષણ કરવું હોય, જો હિંદુસ્ત્રીઓ પુનર્લગ્ન ન કરે મ્હેવી મ્હેમની ઇચ્છા હોય તો મ્હેમણે પણ કેવળ સમાજ સુધારકોની નિંદા કરવામાંજ મોટાઈ માનવાની નથી. જે બાળકો અને વિધવાઓને શિક્ષણનાં ભરણપોષણનાં સાધન હોતાં નથી મ્હેમને માટે સ્થળે સ્થળે શિક્ષણના વર્ગો, કામ કરવાના વર્ગો, બહારથી કામ મેળવી આપવાની અને તે વેચી આપવાની સંસ્થાઓ તથા વિધવા સ્ત્રીઓ પોતાના ચારિત્ર્યને ખિલવી શકે મ્હેવી સગવડો વાળા વિધવાઆશ્રમો ઉઘાડવાની જરૂર છે. મ્હેઓ પ્રતિવર્ષે મંદિરોના દેવોને જમાડવામાં ને વરઘોડા આદિ કઢાવવામાં લાખો રૂપીઆ ખર્ચે છે, જેમને એમના પઇસાની બહુ જરૂર નથી એવા આચાર્યોને હજારોનાં નજરાણાં આપવા જાય છે, મ્હેને બદલે દાન કરવાના આવા સુયોગ્ય માર્ગો શોધી એવા માર્ગે દાન કરવા તરફ વૃત્તિ વાળવાની જરૂર છે; આચાર્યોએ પોત પોતાના શિષ્યોને આવા ઉપદેશો આપવાની અગત્ય છે; અને સમાજ સેવકોએ રૂઢીરક્ષકોને પોતાના દુશ્મન નહિં ગણતાં મ્હેમની તરફ પ્રેમ રાખી સહયોગની રૂઢીથી આવાં કાર્યો કરાવવાની જરૂર છે. જો આમ થાય તોજ હિંદુસ્થાન જેવા દેશમાં ખરી સમાજસેવા કરવાનું સાચું પુણ્ય પ્રાપ્ત કરી શકાય અને તોજ સમાજની ખરેખરી સુધારણા પણ થઇ શકે. "

વનલતાનું આ લાંબું ભાષણ મિ. ધ્રુવ અને મ્હેમના મિત્રો અવનત મુખે સાંભળી રહ્યા હતા.



## પ્રકરણ ૩૫ મું.

### જમનીની બીજી બાજુ !

નિજ દારાથી પ્રીતડી, ખાસી અમૃત ખીર;
પરસ્ત્રીથી વ્યવહાર તે ખારૂં ખારૂં નીર.
ખીર મુકી ખારૂં નીર પીવાને જાય;
પચ્છાથી તે નર પુરો પુસ્તાય.[1]

રસ્તામાં દોડતી ગાડી આવી. ગાડીવાને પુષ્કળ ઘંટ વગાડયા પરંતુ વ્રજરાય કંઇ પણ સાંભળી ન શક્યો. ઘોડાના પગ નીચે આ ચગદાઇ ગયો એવી આજુબાજુના માણસોના મનમાં ધાસ્તી પેઠી, પણ રસ્તે જતા એક પરગજુ માણસે વ્રજરાયનો હાથ પકડી ત્હેને બાજુએ ખેંચી લીધો તેથી મરતાં મરતાં બચી ગયો. આટલું થવા પછી તે શુદ્ધિમાં આવ્યો છે. એક વખત તેણે આજુબાજુમાં દ્રષ્ટી કરી તો કેટલાક જતા આવતા માણસો માત્ર ત્હેની તરફ જોઇ રહ્યા હતા એટલુંજ તે જોઇ શક્યો, પરંતુ શંકર ત્હેની નજરે ન પડયો.

વ્રજરાયની આવી ચમત્કારિક સ્થિતિ કેમ થઈ ? પુછેલા પ્રશ્નનો શંકરે જવાબ આપતાંજ તે એટલા બધા ગુઢ વિચારમાં મગ્ન થઈ ભાન રહિત બની ગયો કે ત્હેને ગાડીમાંથી કચરાતો બચવાનું પણ ધ્યાન ન રહ્યું એનું કારણ શું હશે ? શંકરના ઉત્તરમાં એવું તે શું જાદુ ભરેલું હશે ?

વ્રજરાય સીધો ચાલ્યા કરતો હતો. આજ જ્યહાં ત્હેના પગ ત્હેને દોરી જતા હતા તે તરફ તે જતો હતો. સરળ રસ્તો પૂરો થઇ આડા રસ્તામાં જતાં કોઈ ગલી આવી તો તે તરફ વળવું અને વળી જ્યહાં રસ્તો જતો હોય તે તરફ ચાલ્યા જવું એજ આજ ત્હેનો વ્યાપાર હતો. વચ્ચે વચ્ચે તે ધીમે ધીમે ડગલાં માંડતો તો કદી કદી ઘણીજ ત્વરિત ગતિએ તે રસ્તો કાપતો હતો. ત્હેના સર્વાંગમાંથી પ્રસ્વેદની ધારાઓ છૂટી રહી હતી. ખરા બપોરની લાહ્ય જેવી ગરમી ત્હેને શેકી નાખતી હતી;

૧ સદ્‌ગત ડાહ્યાભાઇ ધોળશાજી ઉપરથી ફેરફાર સ્થળે.

પરંતુ વ્રજરાયનું તે તરફ લક્ષ્યજ નહોતું: વિચારનિમગ્ન સ્થિતમાં તે નાકની દાંડી સ્હામે દેખાતા માર્ગે વિચરી રહ્યો હતો.

પરંતુ હવે ત્હેનો માર્ગ અટકી પડયો ! આગગાડી આવતી હોવાથી રેલ્વેનો મ્હોટો દરવાજો બંધ કરેલો હતો, તેથી ત્હેને ફરજિયાત ઉભું રહેવું પડયું. થોડા સમયમાં ભફભક કરતી ગાડી ચાલી ગઇ. આ સઘળો પ્રકાર તે શૂન્ય દૃષ્ટિથી જોઇ રહ્યો હતો. પણ ગાડી દૂર ચાલી ગઈ તે પછી તે એકાએક શુદ્ધીમાં આવ્યો. ઉન્માદિત માણુસની પેઠે તે આમતેમ જોવા લાગ્યો. પોતે કઇ તરફ જતો હતો અને અહીં ક્યાંથી આવી ચડયો તે વાત ત્હેનાથી સ્હમજી શકાતી નહોતી. વારંવાર આમતેમ જોયા પછી તે જોઇ શકયો કે સારંગપુર દરવાજો મૂકી તે છેક ગોમતીપુરને રસ્તે જતા ગાડીના ફાટક આગળ આવી પહોંચ્યો હતો. હું આમ દિવાનાની માફક અહિં કેમ ચાલી આવ્યો ? ત્હેનો તે વિચાર કરવા લાગ્યો, ત્યારે પોતે ઘેર જતો હતો તે વખતે રસ્તામાં ત્હેને શંકર–ગુણવંતલાલ ઝવેરીના ઘેર રહેતો છોકરો–ફાટયાં તુટયાં વસ્ત્રો પહેરીને મળ્યો હતો તે વાતનું સ્મરણ થયું.

"એજ શંકર કે ? ત્હેની મા મરી ગઇ ! છૂટી બિચારી ! એ બાળક આવાં ફાટેલાં કપડાંમાં ભટકતો મ્હારી નજરે પડયોને ?—હા, તેના નશીબમાં એવું માંડયું હશે !—નહિં, ત્હેનું પાલન કરવું એ મ્હારૂં કર્ત્તવ્ય છે;–પણ અત્યારે તે કયાં ચાલ્યો ગયો હશે ? બસ્સ ! તે છોકરાની શોધ કરવીજ જોઇએ !" એવાં તુટક તુટક વાકયો ઉચ્ચારતો વ્રજરાય પાછો વળ્યો. અત્યારે તો તે ઝપઝપ પગલાં માંડતો હતો. વિચારસૃષ્ટિમાંથી શુદ્ધીમાં આવ્યા પછી હવે ત્હેને ઉનાળાનો તાપ લાગવા માંડયો હતો, અને તરસથી ત્હેનું ગળું સૂકાવા લાગ્યું. થોડે ગયા પછી એક હોટેલમાંથી '[1]આઇસપાણી' પી ભાડાની ગાડીમાં બેસી ઘર તરફ ચાલવા માંડયું.

જમનાના ઘર આગળ ત્હેણે ગાડી ઉભી રખાવી. ગાડીવાળાના પૈસા ચૂકવી તે મેડી ઉપર ચડયો. જમના હમણાંજ જમીને પાન ખાતી બેઠી હતી. વ્રજરાયને જોતાંજ તે બોલી ઉઠી: "કેમ વ્રજરાય, આજ આટલી બધી ધાંધલ શેની છે ? ગયા હતા કીહાં કે આવા પરસેવાના રેબઝેબ વળ્યા છે ? કોઇ નવીન શિકારની શોધમાં તો સ્વારી નહોતી ગઇ ને ?"

વ્રજરાયના મ્હોંમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો.

---

૧. બરફ

ત્હેને મુંગો રહેલો જોઇ જમના બોલી: “ કેમ આજે બોલવાના ન હો એમ લાગે છે! પણ ત્હમે નહિં બોલો એટલે કંઇ હું મુંગી રહેવાની નથી ! પેલી મ્હને આપવાની કહેલી કાળી ચંદ્રકળા ક્યહાં છે? હવે ત્હમને પચાસ–પોણોસો રૂપીઆ ખર્ચતાં કંઇ અડે એવું નથી સમજ્યા? લગ્નમાં સારી રીતે આડાતેડા હાથ મારવાનું બન્યું છે. ત્યહારે બોલોને વ્રજરાય, હવે ક્યહારે લાવી આપો છો ચંદ્રકળા ? ”

“ જમના, હું હમણાં જાઉં છું. ” એકદમ ઉઠીને ઉભા થતાં વ્રજરાયે કહ્યું: “ આજ મ્હારૂં ચિત્ત કંઇ ઠેકાણે નથી. હમણાં મ્હને લગાર પાણી આપજો. ”

“ આમ કેમ છે આજે ? આજ ત્હમે આમ વિચારમાં કેમ ડૂબી ગયા છો વ્રજરાય ? દેસાઇજીને ઘેર કાંઈ ભાંજગડ તો ઉભી નથી થઇ ને ? ” જમનાએ પૃચ્છા કરી.

“ કંઇએ ભાંજગડ નથી થઈ. પણ તું પહેલાં પાણી તો લાવ. મ્હારૂં ગળું સૂકાઇ જાય છે. એક વખત મ્હારો જીવ શાન્ત થવા દે પછી બધીએ વાત કરૂં છું. ” વ્રજરાયે કંટાળીને કહ્યું.

જમના અંદરના ઓરડામાં જઇને પાણીથી ભરેલું પાત્ર લઈ આવી. વ્રજરાયે કોગળો કરી, મ્હોઢું ધોયા પછી પાણી પીધું અને ફરીથી ગાદી તકીએ આવીને બેઠો. જમના ત્હેને માટે પાનની પટ્ટી બનાવતી હતી, ત્હેની તરફ જોઇને વ્રજરાયે કહ્યું: “ જમના, મ્હને હવે આ નોકરીનો એકદમ કંટાળો આવ્યો છે, તેથી મ્હેં તો દેસાઇજીના ઘરની નોકરી છોડી દેવાનો નિશ્ચય કર્યો છે. ”

“ કેમ ભલા ! કંઇ એવું કારણ બન્યું છે કે શું ? આ નોકરી તો ઘણીજ સુખની છે ! ” જમનાએ આશ્ચર્યચકિત થતાં કહ્યું.

“ સુખની હો વા દુઃખની હો ! હવે મ્હેં તો એ નોકરી છોડવાનો પક્કો નિશ્ચય કર્યો છે. ” નિશ્ચયાત્મક સ્વરે વ્રજરાયે કહ્યું: “ આજ મ્હને મ્હારા ગામનો એક નિરાશ્રિત છોકરો મળ્યો હતો, ત્હેનું પાલણપોષણ કરી બની શકે તેટલું સારી રીતે શિક્ષણ આપવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. ”

" એમાં શું થયું ? છોકરાને લાવીને ઘેર રાખો. પણ એટલા માટે નોકરી છોડવાની શી જરૂર છે ? " જમનાએ ફરીથી ખુલાસો પૂછ્યો.

" નોકરીથી હવે હું બિલકુલ કંટાળી ગયો છું, પણ જમના, તું કનકરાય પાસે ત્હારે માટે યોગ્ય વ્યવસ્થા કરાવી લેજે.હું ત્હાં હતો ત્હાંસુધી તો ઠીક હતું; પરંતુ હવે તો તે કાર્ય માત્ર ત્હારી ચાલાકી ઉપરજ રહ્યું છે. " વ્રજરાયે જમનાને ચેતવણી આપી.

" એટલે ? શું ત્હમે ખરેખરી નોકરી છોડી દીધી છે ? "

" હા. હવે અહિંથી જઇને તુતજ હું દેસાઇજીની પાસેથી રજા માગવાનો છું. ત્હાંથી નીકળ્યા પછી આજે મ્હને રસ્તામાં મળેલા પેલા નિરાધાર બાળકની શોધ કરવા જઇશ. "

વ્રજરાયની એ વાત સાંભળી જમના થોડીવાર વિચારમાં ડુબી ગઇ. વ્રજરાય એટલે કનકરાયના ઘરની ઇત્થંભૂત બાતમી કહેનાર ગુપ્તચર ! તેણે દેસાઇજીના ઘરની નોકરી છોડી એટલે પોતાની એક બાજુ લંગડી પડશે એવું ત્હેને લાગવા માંડયું. ક્ષણભર આ વિષયમાં ત્હેણે પોતાના મન સાથે વિચાર કરી ભવિષ્યમાં કેવી રીતે કામ લેવું તે ઠરાવ્યું. પાણી પીધા પછી વ્રજરાય વધારે વખત ત્હાં બેઠો નહિં. સ્હવારે શંકરને મળ્યો ત્હાંસુધી ત્હેના વિચારો જુદાજ હતા અને હવે ત્હેના વિચારો તદન જુદાજ થઇ ગયા હતા. દેસાઇજીની તિજોરીમાંના પૈસા પોતાના ખિસામાં શીરીતે પડે, તે માટે કઇ કઈ યુક્તિઓ રચવી, કેવા કેવા દાવપેચ ખેલવા, તે સંબંધમાં નવી નવી યોજનાઓ ઘડવામાંજ ત્હેનું મગજ રોકાયલું હતું. પરંતુ શંકરની મુલાકાત પછી ત્હેની મનઃ સ્થિતિમાં એકદમ ફેરફાર થઇ ગયો ! જેટલા મેળવ્યા છે તેટલાજ પૈસા ત્હેને મન ઘણાએ થઇ પડયા. એકાદ ઘર બંધાવી શંકરનું સંગોપન કરવું અને પ્રભુનું ભજન કરવું, એવા વિચારો ત્હેના મનમાં ઉદ્ભવવા માંડયા. અને તે પ્રમાણે વર્તવાનો ત્હેણે નિશ્ચય સુદ્ધાં કરી નાખ્યો. પહેલાં દેસાઇજીના ઘેર જઇ નોકરીનું રાજીનામું આપી, વીશીમાં જઇ થોડું ઘણું ખાઇ લઇ, તુર્તજ શંકરની શોધમાં નીકળવું, એવો વિચાર કરીને તે જમનાના ઘેરથી નીકળ્યો.

શંકરના સંબંધમાં વ્રજરાયના મનમાં આટલી બધી ચિંતા થવાનુ કારણ શું હશે, ભલા ?

વ્રજરાયના જવા પછી જમના પોતાના સંબંધમાં વિચાર કરવા લાગી. તે વિચારમાં એટલી તો ગૂંચાઇ ગઈ કે નિત્યનિયમ પ્રમાણે બપોરે આજે તે સુઇ પણ ન રહી. આજે રવિવાર હતો એટલે કનકરાય આવશે કે નહિં ત્હેની શંકા હતી. ઘણુંખરૂં કનકરાય રવિવારના દિવસે પોતાના કૉલેજ ફ્રેન્ડસને મળવા જતો, પણ જમનાને કંઇ ખાસ કામ હોય તો જમના રૂપાળીની સાથે સંદેશો મોકલતી. તે સારૂ કનકરાયે રવિવારે પોતાને ક્ય્હાં સંદેશો મોકલવો તે વિષે જમનાને કહી રાખ્યું હતું. આજે પણ જમનાએ રૂપાળીને સંદેશો લઇને કનકરાય પાસે મોકલી. કનકરાય રવિવારે સ્હાંજના વખતે હમેશાં કૉલેજ ગ્રાઉન્ડ ઉપર મળતો. તેથી રૂપાળી સંદેશો લઇને કૉલેજ તરફ જવા નીકળી. પણ તે નદીના પૂલ ઉપર ગઈ તેટલામાં તો કનકરાય પોતાના બે ત્રણ મિત્રો સાથે હાથમાંનું ટેનિસ બૅટ ફેરવતો આવતો જણાયો. રૂપાળીને જોતાંજ તે ઉભો રહ્યો અને હાથમાંનું 'બૅટ' બીજા હાથ ઉપર ચકર ચકર ફેરવતાં બોલ્યો: "કેમ રૂપાળી ક્ય્હાં જાય છે?"

"ત્હમને હમણાં ઘેર બોલાવ્યા છે. તે માટે કહેવા આવતી હતી."

"વારૂ, જા હું હમણાં આવું છું." એમ કહીને કનકરાય ચાલવા લાગ્યો.

રૂપાળી પણ 'વારૂ' એટલું કહીને તુરત પાછી વળી ગઇ. વીકટોરીઆ ગાર્ડનમાં પ્રવેશતાં મિત્રોમાંના એકે કનકરાયને પૂછ્યું: "કેમ કનકરાય, ક્ય્હાંનું આમંત્રણ આવ્યું ? કંઇક નક્કી તો કર્યું નથી ને ?"

"બસ ત્હમારે તો જરા કંઇક જોયું કે તુર્ત્તજ ટીકા શરૂ કરવી ! નક્કી તે ક્ય્હાં થવાનું હોય ? ઘેર કામ હશે એટલે હમેશની માફક માળીની છોકરી બોલાવવા આવી હતી !" કનકરાયે વાત ઉડાવતાં કહ્યું.

થોડોક વખત બગીચામાં ફર્યા પછી બધા 'કૉલેજ કવૉર્ટર્સ' તરફ ગયા. ત્હાં ગયા પછી જલદી જલદી જમવાનું કાર્ય આટોપી લઈ કનકરાયે જમનાને ઘેર જવાની તૈયારી કરી. આગલા દિવસે શનિવાર હોવાથી ત્હેણે તે રાત આખીએ જમનાના ઘેરજ વિતાડી હતી. તે વખતે કંઇ ખાસ કામ સંબંધે ત્હેણે કંઇપણ કહ્યું નહોતું, અને આજે દાસીને બોલાવવા મોકલી એટલે કંઇક અગત્યનું કામ હશે એમ ધારી લગભગ આઠને સુમારે તે કૉલેજમાંથી નીકળ્યો.

તે જમનાને ઘેર પહોંચ્યો ત્ય્હારે નવ વાગી ગયા હતા. જમના ત્હેનીજ વાટ જોતી બારી પાસે બેઠી હતી. વ્રજરાયની મદદથી કનકરાયને ત્હેણે નાથ તો નાખી હતી. પરંતુ હજી તે નાથની રસીને ગાંઠ મારી નહોતી. આજ તે કનકરાયને સમ્પૂર્ણ રીતે નાથવા માગતી હતી, તેથી ત્હેની સાથે કેવી જાતના દાવપેચ ખેલવા તે સંબંધે જમના નવી જાળ રચી રહી હતી.

ગાડીવાળાનું ભાડું ચૂકવી ધબધબ દાદર ચડી બારણામાં પ્રવેશતાંજ ત્હેણે કહ્યું : " કેમ આજે ખાસ કેમ બોલાવ્યો ? "

" કેમ ભલા ! બોલાવ્યા તેથી કંઈ ગુસ્સો ચડયો લાગે છે ! " પાસે આવીને બેઠેલા કનકરાયના સ્કંધ પ્રદેશની આસપાસ બન્ને હાથ મૂકતાં જમનાએ કહ્યું.

" ના ના. હું તો એમ કહું છું કે ગઇ કાલે તો આખી રાત અહીં ગાળી હતી—"

" પણ વ્હાલા, હવે તો હું ત્હમને અહિંથી જવા દેનાર જ નથી તે ! " એમ કહીને લાડ કરતાં કરતાં ત્હેણે કનકરાયનો હાથ જોરથી દાબી ત્હેના ઉપર નયનબાણ ફેંકયું.

આ પ્રમાણે થોડોક વખત સુધી પરસ્પરમાં વિનોદ થયા પછી જમનાએ કનકરાયને પાનની પટ્ટી આપતાં પોતાના ઇચ્છિત કાર્યનો આરંભ કરતાં કહ્યું : " દેસાઇજી, હવે આવું મ્હારે કેટલા દિવસ ચલાવવું ? હવે મ્હારે બીજાનાં મ્હોઢાં સ્હામે કેટલા દિવસ જોયા કરવું ભલા ? મ્હને તો હવે એવું કરતાં તદ્દન કંટાળો આવે છે, પણ શું કરૂં ? મ્હારા વ્હાલા દેસાઇજીની હું ' નાજુકડી—નાનકડી ' નાર થઇને રહું, બીજા કોઈ પણ પુરૂષની સ્હામે પણ હું ન જોઉં, એ દિવસ ક્ય્હારે આવશે એનીજ હું તો વાટ જોઇ રહી છું. મ્હારા લાલ ! ત્હમારા માટે રાત દિવસ મ્હારો જીવ તફડયા કરે છે, પણ મ્હારો બીજો ઉપાય નથી. હજી સુધી આજ આટલા મહિના થયા પણ ત્હમારા લક્ષમાં તો કંઇ આવતુંજ નથી, એ મ્હારાં દુર્ભાગ્ય નહિ તો બીજું શું બાઇ."

પોતાના ધંધામાં પારંગત જમનાની આ સાંકેતિક ભાષા કનકરાય જેવો બીન અનુભવી યુવક શી રીતે સ્હમજી શકે ? ત્હેને જમનાનું બોલવું

ન સ્હમજાયું તેથી તે તો ત્હેના મુખ સ્હામે જોઇ જ રહ્યો. કાપટયકળામાં કુશળ જમનાથી એ અજાણ્યું ન રહ્યું એટલે તે કંઇક ખુલ્લા અર્થથી બોલવા માંડી : “ દેસાઇજી, આ જમના કોની?—ત્હમારીજ ને ? તો પછી ત્હમને એ સ્હમજાતું નથી ? આ ત્હમારી જમના બીજા પુરૂષોને પાનની પટ્ટીઓ તૈયાર કરી આપે તે ત્હમારાથી સહન થાય છે ? ઓ માઇ ! હું તો ત્હમને એક ક્ષણભર નથી જોતી તો મ્હને તો કાંક કાંક થઇ જાય છે. પણ શું કરૂં કુટયા પેટની સારૂ મ્હારે એવાં પાપ વ્હોરવાં પડે છે !” લટકો કરીને જમનાએ ભ્રૂંગ સાથે છેલ્લા શબ્દો કહ્યા.

હવે પ્રકાશ પડયો ! જમનાના કહેવાનો અર્થ હવે કનકરાય સ્હમજી શકયો.

પોતાની બિછાવેલી જાળમાં શિકાર ધીમે ધીમે સપડાતો જાય એમ જોતાંજ કનકરાયના વિહ્વળ થતા ચિત્ત ઉપર પોતાના તર્કટની વધુ છાપ પાડવાના ઉદ્દેશથી જમનાએ નફટાઇભર્યો અંકમરોડ કરી છાતી ઉપરના વસ્ત્રને નીચે સરકવા દઈ આગળ ચલાવ્યું; “ નાટકના દિવસે મ્હારી બાજુમાં કોઇ પરાયો પુરૂષ બેઠો એટલુંએ ત્હમારાથી સહન ન થયું તો પછી આ બધું ત્હમે શી રીતે સહન કરી શકો છો ? કનકરાય, મ્હને ત્હમારા માટે પ્રેમ, ત્હમારા માટે અભિમાન અને માન નથી એમ માનશો નહિં ! પ્રભુજ જાણે છે કે મ્હારા મનમાં ત્હમારા માટે શા શા કોડ છે. હું મ્હારા પગરખા આગળ પણ કોઇને ઉભો રહેવા ન દઉં, પણ નિરૂપાય છું. જો અત્યહારથી એમ કરૂં તો કેમ ચાલે ?”

“ તો પછી હું શું કરૂં એવી ત્હારી ઇચ્છા છે ?” સંપૂર્ણ જાળમાં ફસ્યા પછી ભોળા મનના કનકરાયે પૂછ્યું.

“ હું નહિં જાઓ ! વ્હાલા એમાં હું શું કહું ?” નખરાથી અંગ હિલ્લોલતાં જમના બોલી; “ હું ત્હમને બીજું શું કહી શકું ! માત્ર મ્હારી કંઇક વ્યવસ્થા કરો એજ !” લાગ જોઈ જમનાએ સોગટી મારી.

કનકરાય એ વખતે વિચારમાં પડી ગયો. ત્હેના જેવા હલ્લડ યુવકને માટે એ સ્વાભાવિકજ હતું. જમનાની વ્યવસ્થા કરવી એટલે શું કરવું તે કનકરાયથી સ્હમજી શકાયું નહિં. અને વળી હાલની પરિસ્થિતિમાં તે કંઇ કરી શકે ત્હેવું પણ નહોતું. એટલે સાપે છછુંદર ગળ્યા જેવી ત્હેની દિશા થઈ. જમનાને હા કહે તો એ ભોગ અને ના કહેવાનો તો જીવજ ચાલે નહિં.

કનકરાયના મનમાં આ જાતની ઘડભાંગ થઈ રહેલી હોવાથી તે કંઇ બોલી શકયો નહિં એટલે ફરીથી જમનાજ બોલી : " એટલા બધા શાના વિચારમાં પડી ગયા કનકરાય ? હું ત્હમને કોઇ જાતના સંકટમાં મૂકવા માગતી નથી. પણ હું ત્હમને હાથ જોડીને કહું છું કે, મ્હારાથી હવે નથી થતું આ સહન. હું સર્વસ્વ ત્હમારીજ છું અને મ્હારા વ્હાલા દેસાઇજીનીજ હંમેશાની દાસી થઇને રહેવાના મ્હારા અભિલાષ છે. " કનકરાયની દેહલતાને ભુજબંધથી બાંધી લઇ ગેલ કરતાં કરતાં ત્હેણે કહ્યું : "ગમે તેમ કરો પણ વ્હાલા, મ્હારા અભિલાષ પૂરા કરો, અને આ ત્હમારી થયેલી જમનાને ગુલામગીરિમાંથી છોડાવો. ત્રણ દમડીના માણસો સમક્ષ આ ત્હમારી જમના લળીલળીને સલામો કરે એ ત્હમે પસંદ કરો છો કે ? કનકરાય,શાના કરો છો આટલા બધા વિચાર? હું મ્હારૂં આ દુર્દૈવ સ્હમજીને–"

"વિચાર કરવાની વાત નથી ? જો અમારા વ્રજરાય હોત તો–"

"એટલે ! વ્રજરાય ક્યહાં ગયા ? " અજાણી થઇને જમના વચ્ચે બોલી.

"ત્હેણે આજથી અમારી નોકરી છોડી દીધી. પિતાજીએ ત્હેને ઘણોએ સમજાવ્યો પણ ત્હેણે માન્યું જ નહિં. જો તે હોત તો ઠીક થાત."

"પણ એ ગયો એ પણ એક રીતે ઠીક થયું બાઈ ! તે દિવસે ત્હમને એણે અહિં જોયા તે પછી ત્હમને એની ઘણી દહેશત લાગતી હતી." જમનાએ એ વાતનું વલણ બદલવાના મિષે કહ્યું.

"હા—પણ તે વખત બેવખત ઘણો ઉપયોગી થઇ પડતો હતો. જો તે અત્યહારે હોત તો ત્હેની પાસેથી ત્હારા મહિનાની સગવડ હું સહેજે કરી આપી શકત." કનકરાયે વ્રજરાયનાં વખાણ કરતાં કહ્યું.

" એવી શું મોટી સગવડ કરવાની છે જે ? " જમનાએ કંઇક મરડાટમાં કહ્યું: "મ્હારૂં ખર્ચ કંઇ વધારે નથી. દેસાઇ સાહેબ ! આ ચાર રૂપીઆ ભાડું, દશ–બાર રૂપીઆ અનાજ પાણીના અને પાંચેક રૂપીઆ પરચુરણ. એટલે જો માસિક વીસ–પચીસ રૂપીઆની મ્હારી ચિંતા દૂર થાય તો પછી આ જમનાનો નખ સુદ્ધાં કોઇની નજરે પડી શકે નહિ."

" એટલુંજ ને ! ઠીક છે. " કનકરાયે રૂપીઆનું નામ પડવાથી અડધો બોજો ઓછો થઇ ગયો હોય તેવી રીતે કહ્યું.

## પ્રકરણ ૩૬ મું.

### ઉત્કંઠીત મન.

Thy voice is on the rolling elir,
I here thee where the waters run;
Thou stardest in the rising sun,
And in the setting thou art fair.*

( Byron. )

વિલસુ બારણામાં ઉભી ઉભી ભાભીને લઇને આવતી ગાડીની વાટ જોઈ રહી હતી. વીણાભાભીને તેડવા શંકરને ગયે બે કલાક થઇ ગયા હતા. વિહારી પોતાના ખંડમાંજ બેઠો હતો. જે વીણાને તે પોતાની કરવા માગતો હતો, જ્હેના પ્રેમની ખાતર દેસાઈ કુટુંબની સાથેનો જુનો મતભેદ એ બાપ-દિકરો વિસરી ગયા હતા, અને હજારો રૂપીઆની પણ લગારે પરવા કરી નહોતી, તે વીણા પોતાની થયા પછી આજ પહેલી વારનીજ પોતાને ઘેર આવવાની હોવાથી ત્હેનું મન આનંદથી જતું હતું. કૉલેજજીવનનો જૂનો અભ્યાસ આજે ફરીથી તાજો થતો લાગતો હતો. સંસ્કૃત અને આંગ્લ કવિઓ આજ ત્હેના કાનમાં કંઇ કંઇ ગૂઢ પ્રેમંત્રો લવી જતા હતા.

વીણા વિષે વિચાર કરતાં પોતે કેવી રીતે સુખી થયો છે, ભવિષ્યમાં તે પોતાની પ્રિય વીણાને કેવી રીતે રાખશે, ત્હેની સાથે રહીને સમાજ જીવનમાં રસ પૂરી શકાય ત્હેવાં કેવાં કેવાં કાર્યો કરશે વગેરે તરંગો કરતાં, સંતોષથી ત્હેનું હૃદય છલાછલ ભરાઇ જતાંજ

---

*ભાવાર્થ:—"તુજ રવ મધુર હે વ્હાલી, વાયુ ઊર્મિપર ઉછળી રહ્યા;
થનગન થતાં ઝરણાં મહિં, રણકાર ત્હારા થૈ રહ્યા;
ને ઉદય કાળે અરૂણમાં, ઉભી રહી પ્રિય સુંદરી,
તો અસ્ત સમયે રવિ મહિં, દેખાય દયિતા તું ખડી."

( સી. જે. શર્મા. )

The peace of God came into my life the day I married[1] her એ કવિવર ટેનિસનની પંક્તિઓ ત્હેના મુખમાંથી નીકળી ગઇ. ખરેખર ઇશ્વરકૃપા વિના આવી પ્રમદા પામી શકાયજ નહિં. Woman thou art indeed a gift a favour from the Lord[2] એ સર્વથા સત્ય છે. ' શુદ્ધ પ્રેમનું અદ્વૈત ધરાવતું લગ્ન એ સ્વર્ગની નિસરણી છે,[3] એમ કહેવામાં ' જેરેમી ટેઇલર' લગારે ભૂલ કરતો નથી. સ્ત્રીથીજ પુરૂષની શોભા છે. સ્ત્રી સંસારનો સાર છે, સંસારનું સત્વ છે, સંસારમાં સ્વર્ગ ઉતારી બતાવનાર સ્ત્રી જ છે. જૂના વખતના ખ્રિસ્તિઓ ભલે કહે કે 'સ્ત્રીઓ સંસારમાં નર્કને નોતરનાર છે.' અમે આર્ય પુત્રો કદી એવા કુવિચારોથી અમ્હારાં હૃદયને અભડાવીશું નહિ. સ્ત્રી જનોથીજ અમ્હારાં ગૃહમંદિરો ઉજળાં છે. અરે સ્ત્રીઓજ જાતે અમ્હારાં ગૃહસ્વરૂપે છે. મહાભારતકાર સાચુંજ કહી ગયો છે. કે न गृहं गृहमित्याहुर गृहिणी गृहमुच्यते[4] । અને અમારા તે ગૃહોની એ સ્વતંત્ર રાણી છે. અમારી ગૃહરાજ્ઞી છે, તે સાથે હૃદયની પણ રાણી છે. ઓહો ! મ્હારી વીણા જ્હેને હું ઘણા સમયથી મ્હારા ઘરની અને હૃદયના રાજ્ઞીપદે સ્થાપવા ઇચ્છી રહ્યો હતો, તે સ્થાને આજે તે વિરાજશે. કેવી મનોહર લાગશે મ્હારી વ્હાલી તે સ્થળે બેશીને ! મ્હારી વીણા મ્હારા હૃદય રૂપી સિંહાસન ઉપર વિરાજશે એટલે હું એની પ્રેમપુષ્પથી પૂજા કરીશ. સ્ત્રીઓનાં પૂજન કરવાં એ તો અમ્હારાં શાસ્ત્રોએ બાંધેલી આજ્ઞા છે. સ્ત્રીઓનાં પૂજન કરીએ, ત્હેમને સંપૂર્ણ રીતે સંતોષ આપીએ તોજ અમ્હારા ઉપર પ્રભુ પ્રસન્ન રહે છે.[5] શ્રી રામ અને ધર્મ સરખા પણ પત્નીઓનાં એવી રીતે પૂજન કરવામાંજ સંતોષ માની ગયા છે. સ્ત્રી એ દૈવી શકિત છે. ત્હેના વિના મનુષ્ય પોતાનું જીવ્યું સફળ કરી શકતો નથી કે નથી પ્રાપ્ત કરી શકતો સ્વર્ગ પણ. જો પત્નીને દાસી તરીકે નહિં પણ અર્ધાંગના તરીકે, દ્વેષી, હરિફ જેવી નહિ પણ પ્રશંસક સરખી અને

---

૧ અર્થ: જે દિવસે હું એને પરણ્યો તેજ દિવસે પરમાત્માની કૃપા મ્હારા ઉપર વર્ષી.

૨. ખરેખર સ્ત્રી એ ઇશ્વર તરફથી મળેલી બક્ષીસ જ છે.

૩. Marriage is the neersery of Hearen.

૪. લાકડાં ને ઇંટોનું ઘર તે ઘર નથી, પણ સ્ત્રી એજ ઘર છે.

૫. સરખાવો;-यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । ( मनु )

પુરૂષ ઉપર મુકાયલા બોજા રૂપે નહિં, પણ સહાયક સ્વરૂપે ગણવામાં આવે* તોજ સંસારસુખની મધુરતા અનુભવી શકાય છે. તો જ ઘર એ શાન્તી આપનાર સ્થાન બને છે. રસ્કિને સાચુંજ કહ્યું છે કે, **Home is the peace of Peace And wherener a true wife comes there Home is always round her Home is wherener she is.×** મ્હારી **વીણા** એવીજ પત્ની બનશે અને હું એને બસ્સ એ રીતેજ રાખીશ. મ્હારી **વીણા**ને ઘડીભર પણ મ્હારાથી દૂર નહિં થવા દઉં. એક ઘડી પણ નજરથી દૂર થતાં હું શ્રીકૃષ્ણ જેમ રાધાજીની શોધમાં

પ્રેમના બંધમાં બાંધ્યા શ્રી રાધા રટતા ફરે,
ગોપાળે વ્યાકુળી ગોપી ગરવી તજી નીસરે.

તેવી રીતે હું પણ મ્હારી **વીણા**ની શોધમાં નીકળીશ. અને જેમ શ્રીકૃષ્ણ

વળી વળી શોધી વનાંતરે
વિજોગ વાધ્યે વિધુરા રસેશ્વરે.
ઢળી નિકુંજે જમુના તણા તટે
સ્મરી સ્મરી માનિની આ વિધે રટે. §

રાધાને સંભારી સંભારી ફરતા હતા તેમ ફરીશ. " વિહારી **વીણા**ના વિચારોમાં આમ મગ્ન બની વિવિધ કલ્પનાઓ કરી રહ્યો હતો અને એ કલ્પનાઓથી મળતા અપાર સુખથી ત્હેનું હૈયું છલાછલ ભરાઈ ગયું હતું. ઘડીમાં તે બારી પાસે જતો, ઘડીમાં આવી વિરામાસન ઉપર પડતો હતો, ઘડીમાં તે પુસ્તક ઉઘાડીને બેસતો; પરંતુ આજ ત્હેનું લક્ષ્ય **વીણા** સિવાય બીજા કોઈ પણ વિષયમાં લાગતું ન હોતું. અને લાગે પણ શાનું?

---

* સરખાવો:—**Woman is the Shakti, the Divine Power and without her *Man* cannot reach the fallness of Life Partner not subject, comaraue not rival; Complimentnt antagonirt helper not bnrden-such is Woman ie man (Conniet Besant)**

× ભાવાર્થ:—'ઘર એ શાન્તિનું સ્થળ છે. અને જ્યારે ઘરમાં સહચરીનાં પગલાં થાય છે ત્યારે ત્હેની આસપાસ- જ્યાં જ્યાં તે હોય ત્યાં ત્યાંજ ઘર હોય છે.'

§ ગીતગોવિંદ, સર્ગ ૩ જો શ્લોક ૧—૨.

બરાબર દશ વાગ્યાના સુમારે વીણાને લેવા ગયેલી ગાડી બારણા આગળ આવીને ઉભી રહી. તુર્તજ ગુણવંતલાલ, વિલસુ અને ભારતી મૈયા બહાર આવ્યાં. ઘરનાં નોકર ચાકરો પણ નવાં શેઠાણીને જોવા આતુર નયને બારણાની આજુબાજુએ ગોઠવાઈ ગયાં હતાં. ગાડી ઉભી રહેતાંજ શંકરે ઉતરીને બારણું ઉઘાડ્યું. વસ્ત્રો સંકોચી વીણા ગાડીમાંથી બહાર નીકળી. બરાબર તેજ વખતે ગુણવંતલાલે ભારતીમૈયાને ઉદ્દેશીને ધીમેથી કહ્યું: "આજ મ્હારા ઘરની લક્ષ્મી પધારી." વિલસુએ સ્મિત વદને, ધીમા લ્હેકે 'આવો ભાભી,' કહીને ગાડીમાંથી ઉતરતી વીણાને વધાવી લીધી. પણ વીણાએ કંઇપણ ઉત્તર ન આપ્યો. એટલામાં પગથીયાં ચડતી વીણાને ભારતીમૈયાએ આશીર્વાદ આપી કહ્યું, "બેટા, ત્હારા સસરાને વંદન કરી પ્રસન્ન ચિત્તે ગૃહપ્રવેશ કરજે."

વીણાએ ગુણવંતલાલ તરફ જોયું, અને માથા ઉપરનો સાડીનો છેડો સરખો કર્યો. ફરીથી ભારતીમૈયાએ ત્હેને 'ગુણવંતલાલને વંદન કર' એમ કહ્યું ત્હારે પણ વીણાએ સસરા તરફ જોયું, અને દેવમૂર્ત્તિમાં શ્રદ્ધા વિનાનો માણસ દબાણને વશ થઇ અનિચ્છાએ મૂર્ત્તિને વંદન કરે ત્હેવી રીતે ત્હેણે માત્ર બે હાથ ભેગા કર્યા. તે વખતે ત્હેનાં નયનોમાં સસરા તરફના સન્માનને બદલે કોઇ જૂદાજ ભાવ જણાતા હતા.

"જા વિલસુ, ત્હારી ભાભીને ઘરમાં લઇ જા." ગુણવંતલાલે ધીમેથી કહ્યું.

વિલસુએ સ્નેહથી વીણાનો હાથ પકડ્યો, તે વખતે ત્હેણે વિલસુ તરફ પણ ચમત્કારિક દૃષ્ટિથી જોયું, પરંતુ તે તરફ ત્હેણે કંઇ લક્ષ્ય આપ્યું જ નહિં. એટલામાં પગથીયાં ચડી ઘરના ઉમરામાં પગ મૂકતાંજ વીણાને કોઇ વિલક્ષણ ભાવના થઇ. ત્હેના સર્વાંગે રોમાંચ થઇ ગયો. વીણા હઠીલી અને મગરૂર સ્વભાવની હતી, પરંતુ લગ્નના દિવસ પછી ત્હેના આચાર અને વિચારમાં ઘણોજ ફેરફાર થઈ ગયો હતો, એમાં શંકા નહિ. સપ્તપદી વખતે બ્રાહ્મણોએ લેવડાવેલી પ્રતિજ્ઞા જો કે તે સર્વ રીતે સ્હમજી શકી નહોતી, તો પણ જે કંઇ થોડું ઘણું તે સ્હમજી શકી હતી તેથી, તથા લગ્નની ગંભીર વિધિથી ત્હેના મન ઉપર કોઇક વિરલ અસર થઇ હતી!

થોડા સમય પછી નરેન્દ્ર આવી પહોંચ્યો. આજ ગુણવંતલાલે ત્હેને ખાસ જમવા માટે બોલાવ્યો હતો. નરેન્દ્રના આવવાથી વિહારીને કંઇક

ઠીક લાગ્યું. જ્યહાં સુધી તે એકલો બેસી રહ્યો હતો ત્યહાં સુધી માત્ર વીણા સબંધનાજ વિચારો ત્હેના મનમાં થયા કરતા હતા, પરંતુ નરેન્દ્ર આવ્યો તે પછી ત્હેઓ જમવા ઉઠ્યા ત્યહાં સુધી આગલા દિવસે વનલતા-એ 'વિધવા વિવાહોત્તેજક મંડળ' ના સભ્યો સાથે કરેલા ભાષણ વિષેજ વાતો કરી. વનલતાએ સંક્ષેપમાં છતાં સપ્રમાણ અને મુદ્દાને અનુસરીને જે વિચારો પ્રકટ કર્યા હતા તેથી ઉભય જણને અજાયબી લાગી હતી, એટલું જ નહિં પણ ત્હેણે મિસ્ટર ધ્રુવનું મ્હોઢું બંધ કરી દાધું તેથી ત્હેમને અભિમાન પણ થયું હતુ.

વનલતા વિષે આમ વાર્તાલાપ ચાલતો હતો તેવામાં જમવાની તૈયારી થવાથી બન્ને મિત્રો નીચે ગયા, અને જૂદા જૂદા વિષયો ઉપર વાતોના તડાકા સાથે જમવાનું કાર્ય પૂરૂં થવા પછી બન્ને મિત્રો પાછા આવી દિવાનખાનામાં બેઠા. તે પછી સ્ત્રી વર્ગ પણ વીણાને લઇને જમવા બેઠો. વિહારી અને નરેન્દ્ર પાન આદિ મુખવાસ લઇને બેઠા એટલામાં મહિલા મંડળ પણ જમી પરવાર્યું. જમતી વખતે વિલસુએ વીણાને આનન્દ આપવા માટે બની શકતા પ્રયત્ન કર્યા; પરંતુ ત્હેની પણ એના મન ઉપર ઝાઝી અસર થઇ શકી નહીં. શંકરે તથા વિલસુ બન્ને જણ વીણા આવી ત્યહારથી ત્હેની સાથે મોકળે મને વાતો કરતાં હતાં, પરંતુ હા કે ના એ શિવાય વધારે શબ્દો તે બોલતી નહોતી. તે માત્ર પોતાનાજ વિચારોમાં મગ્ન બની ગઇ લાગતી હતી. પરંતુ 'પહેલો દિવસ હોવાથી વીણાને અતડું લાગતું હશે!' એમ બન્ને જણ ધારતાં હતાં, અને વીણાને આનંદ આપવા માટે બન્ને જણ પોતપોતાથી બની શકે તેટલો યત્ન કરતાં હતાં. જમવાનું કાર્ય પૂરૂં થયા પછી વિલસુ, વીણાને લઇને મેડીએ ગઇ, પરંતુ દિવાનખાનામાં નરેન્દ્ર અને વિહારી બેઠેલા હોવાથી તે ત્યહાં ન જતાં સીધી વિહારીના ખંડમાં તેડી ગઈ.

"ભાભી આ ત્હમારો શયનખંડ." વિલસુએ વીણાને ત્હેના ખંડની ઓળખાણ આપી, બાજુના પુસ્તકના ખંડમાં ત્હેને લઈ જઇ ત્હેણે કહ્યું; "વિહારીભાઈનાં પુસ્તકોથી આ સઘળાં કબાટ ભરેલાં છે. ત્હમને જે ગમે તે પુસ્તક ત્હમે આમાંથી લઈ શકશો." પુસ્તકનાં કબાટ દેખાડી વિલસુએ કહ્યું.

ગુજરાતી, અંગ્રેજી અને સંસ્કૃત લેખકોનાં સાહિત્ય વિષયના ઘણાં ખરાં ઉમદાં ઉમદાં પુસ્તકો ઉપરાંત, વિહારીના ડોકટરી ધંધાને ઉપયોગી પુસ્તકો પણ ત્યહાં ગોઠવવામાં આવ્યાં હતાં. ઉપરાંત દિવાલો ઉપર ભારત-

ના ચારિત્ર્યશાળી પુરૂષો, સંત-મહંતો અને દેશભક્તોનાં સુંદર ચિત્રો લટકાવવામાં આવ્યાં હતાં. ફર્નિચર રૂપી શણગાર પણ વિહારીની સ્થિતિને યોગ્ય જ હતો.

વીણા ક્ષણભર તે વિવિધ વાઙ્મય ભંડારથી ભરેલાં કબાટ, ચિત્રકળાના નમૂના રૂપ ચિત્રો અને મનોહર ફર્નિચર વગેરે જોઈ આનન્દ પામી હોય તેમ જણાયું. એટલામાં શંકર અંદર આવીને વીણાને એક પત્ર આપતાં બોલ્યો: "ભાભી, લ્યો આ ત્હમારો કાગળ-ત્હમારા પિતાજીના ઘેરથી કોઇ નોકર એ કાગળ હમણાં આપી ગયો."

વીણાએ તે પત્ર લઇને ફોડ્યો. થોડીક લીટીઓ વાંચતાંજ ત્હેના મુખમણ્ડળ ઉપરના ભાવ બદલાતા ગયા. શંકર તથા વિલસુ તો ત્હેના એ બદલાતા જતા ચહેરા તરફજ એકી ટસે જોઈ રહ્યાં હતાં. સમ્પૂર્ણ પત્ર વાંચી જતાં તો વીણાની મુદ્રા રક્તવર્ણી બની ગઈ, ત્હેનો શ્વાસોશ્વાસ ઉષ્ણ બનવા લાગ્યો. વીણાએ જાણે ચંડીનું સ્વરૂપ ધારણ કર્યું હોય તેવું જણાવા લાગ્યું. પત્ર વાંચનથી ત્હેની આવી સ્થિતિ થયેલી જોઇ 'એવું તે પત્રમાં શું છે?' એમ પૂછવાનો વિલસુને વિચાર થયો, પરંતુ વીણાનું અત્યહાર સુધીનું વર્તન અને હમણાં ત્હેના ચહેરા ઉપર ફરી વળેલા ઉગ્ર ભાવ જોતાં ત્હેનાથી પૂછવાની હિમ્મત થઇ ન શકી. વીણા હાથમાં પત્ર લઇને તુર્તજ બાજુની ખુરશી ઉપર બેશી ગઇ-ત્હેનાથી ઉભું ન રહી શકાયું. તે જોઇને એના વિચારોમાં વિઘ્ન ન આવે એમ ધારી વિલસુ તથા શંકર ત્યહાંથી બહાર ચાલ્યાં ગયાં. વીણાએ એકલી પડવા પછી ફરીથી પત્ર ઉઘાડી વાંચવાની શરૂઆત કરી. પત્ર વાંચતી વખતે ત્હેના ભાલ પ્રદેશ ઉપર કરચલીઓ પડી ગઇ હતી, ગુસ્સાથી ત્હેના ઓષ્ઠ દાંતની વચ્ચે દબાઇ ગયા હતા, કપાળ ઉપર પ્રસ્વેદબિંદુ તરી આવ્યાં હતાં અને ત્હેના ગાલ અને નાક સિંદુર જેવા બની ગયા હતા. જે પત્રના વાચનથી ત્હેની એવી સ્થિતિ થઇ ગઈ હતી તે ત્હેની વિદ્યાર્થી અવસ્થામાંની સખિ સુશીલા તરફથી આવ્યો હતો. તે પત્ર આ પ્રમાણે હતો:—

" વ્હાલી સખિ વીણા,

વિ. હું અહિં-સાસરે-બે મહિના થયાં આવી છું. અહિં હું અત્યંત સુખી છું. ત્હને એ જાણીને આનન્દ થશે કે સ્વર્ગસુખ આ સુખથી વધારે નહિં હોય એમ મ્હને હમણાં લાગે છે. તું પણ ત્યહાં કુશળ હોઈશ.

બ્હેન પદ્માનો પત્ર મ્હને બુધવારે મળ્યો ત્હેમાં ત્હારા લગ્નની આનન્દજનક ખબર લખેલી છે. તે વાંચીને મ્હને ખરેખર આનન્દ થયો છે. વીણા, સાચું કહું ! એ સમાચાર વાંચ્યા પછી ક્ષણભર તો મ્હને અત્યંત આશ્ચર્ય લાગ્યું હતું, અને પદ્માએ લખેલા સમાચાર સાચા હશે કે કેમ તે વિષે પણ મ્હને શંકા થયા કરતી હતી. પણ આપણે બધાં સારી રીતે જાણીએ છીએ કે પદ્માને મશ્કરી કરવાની ટેવ નથી; એટલે એના લખવા મુજબ ઘટના બની હશે એમ મ્હેં ધારી લીધું છે. બ્હેન, મ્હને આશ્ચર્ય લાગવાનું કારણ માત્ર એટલુંજ કે, તું બોલે તે પ્રમાણે વર્ત્તનારી છે એવી મ્હારી અત્યહાર સૂધી દૃઢ માન્યતા હતી. સાત આઠ મહિના પહેલાં મ્હારૂં વેવિશાળ થયું, તે વખતે નદી ઉપરના 'વીકટોરીઆ ગાર્ડન'માં આપણે બધી બ્હેનપણીઓ મળી હતી તે વાત તો હજીએ ત્હારા સ્મરણમાં હશેજ ! તે વખતે લગ્નના વિષયમાં ત્હારા વિચાર તદ્દન જૂદાજ પ્રકારના હતા, નહિં વારૂ ? પદ્માએ એના પત્રમાં એ પ્રસગનું સ્મરણ કરાવતાં તું તે વખતે જે બોલી હતી ત્હેમાંથી બે વાક્યો મ્હને લખી મોકલ્યાં છે, તે આ પ્રમાણે છે;–લગ્ન કરીને આપણી સ્વતંત્રતા ગુમાવવી અને પુરૂષોની ગુલામગિરી સ્વીકારવી તે મ્હને બિલકુલ પસંદ નથી; અને સ્ત્રીઓ પુરૂષોના જેટલીજ સ્વતંત્રતાને યોગ્ય છે તે આપણા જેવી બાળાઓએજ કાર્ય કરી બતાવી પુરૂષોને બતાવવું જોઇએ. '

બ્હેન વીણા, ત્હારા મત સાથે હુ તો તે વખતે પણ મળતી થઇ નહોતી અને હું તો અત્યહારે પણ કહું છું કે, ત્હારા તે સમયના વિચાર કેવળ અવિચારી હતા. સ્ત્રીને પતિ શિવાય શોભા નહિં, સ્ત્રીનો પતિ શિવાય ઉદ્ધાર નહિં અને સ્ત્રીને પતિ શિવાય મોક્ષ નહિં, એમ જે કહેવાય છે તે અક્ષરસઃ ખરૂં છે. પતિથીજ સ્ત્રી સાચું સંસારસુખ એ શું તે સારી રીતે સ્હમજી શકે છે. પતિ–પત્ની એક મતનાં હોય તો સંસારમાં સ્વર્ગને ઉતારી શકે છે એ વાત ખોટી નથી. આપણી ઘણી ધર્મકથાઓમાં કહેવાય છે કે પૃથ્વી ઉપરનાં સુખી દંપતિની દેવોને પણ ઇર્ષા આવે છે, તે વાત સર્વથા સત્ય છે, એનો હું અહિં સુરતમાં પ્રત્યક્ષ અનુભવ કરી રહી છું. વીણા, પણ જાણીને મ્હને આનન્દ થયો છે કે ત્હેં થોડાજ સમયમાં ત્હારી ભૂલ્ય જોઇ છે, અને સ્ત્રીઓને સર્વ રીતે સુખકર એવાં લગ્નનો ત્હેં સ્વીકાર કર્યો છે. જો ત્હેં લગ્ન નહિં કરવાની હઠ લીધી હોત તો સ્વતંત્રતાની પાછળ ઘસડાઇને તું છેવટે દુઃખી થઇ હોત એવી મ્હારી ખાત્રી છે.

પરદેશમાં સ્ત્રીઓ કુંવારી રહે છે, પરંતુ ત્હેનાં કારણ ઘણાં ગૂઢ છે અને ત્યહાંની પરિસ્થિતિઓ પણ ભિન્ન છે. મ્હને એ વાત ત્હારા બનેવીએ અહિં સ્હમજાવી છે. અરે! આપણી વચ્ચે રહેનારી પારસી પ્રજામાં પણ વર–વિક્રયની દુષ્ટ રૂઢીને લીધે ગરીબ માબાપની અને સાધારણ સૌન્દર્યની બાળાઓ કુંવારી રહી જાય છે. ત્હેમને કુંવારા રહેવાની ફરજ પડે છેઃ કુંવારાં રહેવું એવી ત્હેમની હૃદયની ઇચ્છા હોતી નથી. આટલું છતાં અને એ પ્રજા પોતાને સુધરેલી ગણાવાનો ફાંકો રાખે છે તથા 'અમું લોકો બાઇઓને છુત આપ્યેચ!' એવું અભિમાન લે છે, તો પણ એમની ન્યાતની છોકરીઓ, પરધર્મીઓ જ્હેને ત્હેઓ 'જુદ્દીન' ના નામથી સંબોધે છે, ત્હેમની સાથે લગ્ન સંબંધથી જોડાય તો કેવાં આકાશ પાતાળ એક કરી મૂકે છે, અને હદબહારની સ્ત્રીસ્વાતંત્ર્યની વિરૂદ્ધમાં કેવા વિચારો, લેખો અને ભાષણો તથા ખાનગી વાતો દ્વારા પ્રકટ કરે છે, ત્હેનો મ્હને અહીં સુરતમાં વધારે મારો અનુભવ થયો છે.

બ્હેન, વિષયાંતર થયું છે. પરંતુ અંગ્રેજ અને પારસી કન્યાઓની પરિસ્થિતિ વિષે ત્હને કંઇક ઝાંખો ખ્યાલ આપવાના હેતુથી મ્હેં જાણી જોઇને તેમ થવા દીધું છે. સ્ત્રીસ્વાતંત્ર્ય અને લગ્ન સંબંધમાં ત્હારા પહેલાંના ગાંડાઇભર્યા વિચાર અને અંગ્રેજ સ્ત્રીઓના મતના આંધળા અનુકરણ જેવા મત સાંભળીને પહેલાં ત્હારા માટે મ્હને ચિંતા રહેતી હતી; પરંતુ ત્હારાં લગ્ન થયાનું સાંભળી મ્હને અતિશય આનન્દ થયો છે.

વીણા, આપણી ઉછરતી કન્યાઓના મનમાં સ્વતંત્રતાના વિષયમાં જે ખોટું ભૂત ભરાય છે ને દોષ હાલની સ્ત્રીકેળવણીનોજ છે. ધર્મના જ્ઞાનથી રહિત, સ્ત્રીઓ કરતાં પુરૂષોને યોગ્ય કેળવણી પરદેશના રીત–રિવાજ અને વાતાવરણમાં ઉછરેલી અંગ્રેજ સ્ત્રીઓને હાથે આપણને મળે એથી આપણામાં ઉંચા આર્ય સંસ્કાર શી રીતે પડી શકે? ત્હને યાદ હશે બ્હેન કે પ્રેમાભાઇ હૉલમાં એક હિંદી હૃદયના ભલા અંગ્રેજે કહ્યું હતું કે, પરદેશથી અહિં આવતા પ્રત્યેક અંગ્રેજ સ્ત્રી-પુરૂષને હિંદને કિનારે ઉતર્યાં પછી એવું ખોટું અભિમાન થાય છે કે, 'અમે તો રાજકર્તી કોમનાં છીએ અને હિંદીઓ તો અમારા તાબેદાર છે, તે તો જંગલી પ્રજા છે, શિષ્ટપણું તો આપણાજ બાપનું છે. હિંદીઓના ધાર્મિક વિચારો પણ ભ્રમણા તુલ્ય છે, ત્હેઓ પોતાની સ્ત્રીઓને મૂર્ખ અને જંગલી ગણી ગુલામડી તરીકે રાખે છે, અને અમે તો અમારી સ્ત્રીઓને દેવી જેવી ગણીએ છીએ.' બ્હેન, આવા મદમાં મસ્ત બોલ શિક્ષિકાઓ ક્યહાંથી આપણને યોગ્ય સારૂં શિક્ષણ આપી શકે!

વિદુષી એનીબેઝંટ નામનાં અગ્રેજ બાઈ બનારસમાં રહે છે. ત્હેઓ માટે કહેવાય છે કે, ત્હેઓ હિંદને માતૃભૂમિના જેવા પ્રેમથી ચહાય છે. હિંદની પ્રાચીન સભ્યતા, જ્ઞાન અને ધાર્મિક વિચારોથી ત્હેઓ મોહી ગયાં છે અને પરદેશીઓનું અનુકરણ કરતાં સ્ત્રી-પુરૂષોને ત્હેઓ હમેશાં કહે છે કે ત્હમારાજ દેશના મહાન પુરૂષો અને સન્નારીઓનું અનુકરણ કરતાંજ ત્હમે શિખો. એમાંજ ત્હમારો ઉદ્ધાર છે ! ત્હારા બનેવીએ મ્હને કહ્યું છે કે, 'મૅક્ષમ્યુલર' નામનો જાણીતો જર્મન વિદ્વાન કે જે સંસ્કૃત ભાષામાં પારંગત છે તે તો કહે છે કે, પ્રત્યેક બાબતમાં પૃથ્વીપટ ઉપરના સઘળા દેશો કરતાં ભારતવર્ષજ શ્રેષ્ઠ છે.× એક બીજો યુરોપીઅન* તો આપણાં દેશના ભૂતકાળ ઉપર એટલો મુગ્ધ બની ગયો છે કે યુરોપના ભવિષ્યમાં હિંદના ભૂતકાળને ઉતારવા પ્રાર્થના કરે છે. બ્હેન, આવા શ્રેષ્ઠ દેશમાં પરદેશીઓ કહે છે ત્હેવું બનતું નહોતું. હા, હમણાં પુરૂષો સ્ત્રીઓને દાસી અને ગુલામડીઓ તરીકે ગણે છે, સ્ત્રીની કિમ્મત ઉતારી પાડે છે; પરંતુ એમાંનો મોટો ભાગ કુલિનપણાનો ડોળ કરતા વરવિક્રય કરનાર વર્ગમાંજ હોય છે. મધ્યકાલિન યુગની અંધાધુંધીઓમાં સ્ત્રીઓ ઉપર ત્હેમના સંરક્ષણ માટે કેટલાક જાપ્તા મૂકાયા હતા. તેમાંના ઘણા ખરા રૂઢી તરીકે આપણામાં ઘુસી ગયા છે તે નીકળવા જોઈએ છે, પરંતુ આપણો ભૂતકાળ અતિ ઉજળો હતો. આપણે તે દિવસે એક આર્યસમાજના પંડિતનું ભાષણ સાંભળવા ગયાં હતાં ત્યાં ત્હેણે આ વિષયની સિદ્ધતા માટે કેટલાં પ્રમાણો આપ્યાં હતાં ? એમના ભાષણમાંનું એક વાકય તો હજીએ મ્હને જેવું ને તેવું સાંભરે છે. ત્હેમણે કહ્યું હતું: " આજકાલ સ્ત્રીઓને બહુમાન આપનાર તરીકે અભિમાન લેનાર ખ્રિસ્તી પ્રજાના ધર્મગ્રંથ 'જૂના કરારમાં' સ્ત્રીને તો દુનિઆ ઉપર નર્ક લાવનાર તરીકે ગણી ત્હેની નિંદા કરવામાં આવી છે, જ્યહારે હજારો વર્ષ ઉપર થઇ ગયેલા મનુમહારાજે જ્યહાં સ્ત્રીઓનું સન્માન થાય છે. ત્યહાંજ દેવતાઓનો વાસ હોય છે એવી રીતનું વાકય લખ્યું છે. " એજ શું બતાવે છે?

બ્હેન, પત્ર ધાર્યા કરતાં વધારે લાંબો થશે તો પણ મ્હને જે જે અનુભવ અત્રે શિખામણે મળી છે તેમાંથી થોડી ઘણી તો આજે હું ત્હારી સમક્ષ મારા કહેવાના ટેકામાં રજુ કરીશ. ત્હારા બનેવીએ મ્હને એક વાત બહુ તો સારી રીતે સ્હમજાવી છે અને તે હું ત્હને કહેવાની લાલચ

× પ્રો. મેક્ષમુલ્લરે સને ૧૮૮૨માં હિંદી સનદીનોકરીના ઉમેદવારો સમક્ષ કરેલું ભાષણ જુવો.

* મિ. નેકોલિયટ.

અટકાવી શકતી નથી. પરદેશીઓ અને કેવળ પરદેશીઓનો કક્કો ઘૂંટનારા કેટલાકો કહે છે કે, હિંદુ સમાજમાં સ્ત્રીઓને પરાધીનપણું ભોગવવું પડે છે, ત્હેમનો કોઈ પ્રકારનો ગૃહરાજ્યમાં અવાજ સંભળાતો નથી. આ વાત કેટલી ખોટી છે? આપણા સમાજમાં સ્ત્રીઓને ગૃહિણી, ગૃહરાણી વગેરેના નામથી સંબોધવામાં આવે છે અને આર્ય લોકોમાં સઘળાં નામો ઘણુંજ વિચાર પૂર્વક પાડવામાં આવે છે એ તો પરદેશીઓ પણ કબુલ કરે છે. હિંદુ સમાજમાં પુરાપૂર્વથી સઘળું કાર્ય વ્યવસ્થિત ચાલે ત્હેવી યોજનાઓ કરેલી છે. જીવનના પણ ચાર આશ્રમો અને સમાજમાં પણ ચાર વર્ણોના વિભાગો એટલા માટેજ છે. એ પ્રમાણે ગૃહરાજ્યના પણ આપણા પૂર્વજોએ બે વિભાગો પાડયા છે. ઘરમાંનું કામ અને ઘરની બહારનું કાર્ય. આમાં ઘણું ખરૂં પહેલું કાર્ય સ્ત્રીઓ અને બીજું પુરૂષો સ્વતંત્ર રીતે કરે છે. પુરૂષો દ્રવ્યોપાર્જન કરે છે ને સ્ત્રીઓ દ્રવ્ય રક્ષણ અને દ્રવ્યનું યથાયોગ્ય ખર્ચ કરે છે. કુટુંબ પોષણ માટે પુરૂષો કમાય છે. કુટુમ્બ પોષણની સામગ્રીઓ સ્ત્રી વર્ગ તૈયાર કરે છે. બહારની લેવડ દેવડ પુરૂષ પતાવે છે તો સબંધી જનો તથા મ્હેમાનોની આગતા સ્વાગતા અને જેમને તે ઉપરાંત પૈસા આપવા ઘટે તે આપવા કરવાનું અને આડોશી પાડોશીઓ સાથેની લેવડ-દેવડના કાર્યની પતાવટ સ્ત્રીઓ કરે છે. સ્ત્રીઓ બાળકોને ઉછેરે છે ને પુરૂષો તેનાં સાધન લાવી આપે છે, પુરૂષો વસ્ત્રાભૂષણો અને વસ્તુઓ ખરીદી લાવે છે, સ્ત્રી વર્ગ ત્રેવડથી ત્હેનો ઉપયોગ કરે છે. રસોઇ ઇત્યાદિ કાર્યોમાં સ્ત્રીઓને સમ્પૂર્ણ સ્વતંત્રતાથી કાર્ય કરવાનું હોય છે. અલબત, હમણાં હમણાં કેટલાક પુરૂષો રસોઇ બનાવવાનું પણ પત્રક રાખે છે; પરંતુ તેવાતો માત્ર અપવાદ રૂપે.—આ ઉપરાંત લગ્નાદિ પ્રસંગોમાં સ્ત્રી-પુરૂષ ઉભયના મતથી કાર્ય થાય છે. પ્રત્યેક ધાર્મિક વિધિમાં સ્ત્રી શિવાય ચાલી શકતું જ નથી. આ બધું શું બતાવે છે? બ્હેન, પરદેશીઓના આચાર-વ્યવહાર જૂદા એટલે આપણા સમાજની ઝીણી ખૂબીઓ સમજવાનાં સાધનોનો અભાવ એટલે પછી ત્હેઓ, હિંદુસ્થાનમાં ચોથા વર્ણની પ્રજાના સહવાસમાં આવતા ખ્રિસ્તી મિશનરીઓ ત્હેમના રીતરિવાજ અને ધર્મ સંબંધની માન્યતાઓ ઉપરથી સમગ્ર હિંદુ સમાજની કસોટી કરવાની બુદ્ધિ બતાવે, ત્હેમાં પોતાના ધંધાને અંગે વધારે પડતું મરચું મીઠું મેળવી પરદેશીઓ સમક્ષ આપણા સમાજ વિષે ગમે તેમ ગોળા ગબડાવે, પોતાના ધર્મ તરફની અંધશ્રદ્ધાને લઇને, આપણી ધાર્મિક માન્યતાઓની સંપૂર્ણ

ગેરસમજને લીધે તે વિષે ફાવે ત્હેવાં ડીંગ ચલાવે, અને વિદેશીઓ મોટે ભાગે એ વાતો માને એટલે સત્ય સ્થિતિ એમને શી રીતે સ્હમજાય ? પરંતુ વિદેશીઓનું આંધળું અનુકરણ કરનારા આપણા ભાઇઓ તો આ વાત સ્હમજી શકે છે, એટલે ત્હેવાઓ આપણા સમાજની નિંદા કરે તે અધિક વિઘ્નકારક છે. મ્હેં કહ્યું ત્હેવી વ્યવસ્થાવાળા આપણા સમાજમાં સ્ત્રી અને પુરૂષોનાં કાર્યોની મર્યાદા તદ્દન ભિન્ન ભિન્ન છે, અને વિશ્વપિતાની યોજના પણ એવીજ છે. સ્ત્રીઓથી પુરૂષોને યોગ્ય અને પુરૂષોથી સ્ત્રીઓને યોગ્ય કાર્ય થઇ શકે તેમ નથી. પુરૂષ દાંતનું કાર્ય કરે છે, સ્ત્રીઓ જીભ રૂપે છે. ઉભય એક બીજાને અનુરૂપ છે. સ્ત્રી અને પુરૂષ બન્ને મળે છે ત્ય્હારેજ મનુષ્યનું સર્વાંગ સમ્પૂર્ણ થાય છે. વ્યવસ્થા આવી હોવા છતાં વર્તમાનકાળની સ્વચ્છંદી સ્વતંત્રતાની પૂજક કેટલીક કન્યાઓ નહિ પરણવાની હઠ લઇ, પુરૂષ તરીકેનાં સર્વ કાર્યો કરવાનો દાવો કરે તે શી રીતે થઇ શકે ?

બ્હેન, આ વાત સર્વાંશે તો જ્ય્હારે તું ત્હારા પતિ સાથે સંસારસુખ ભોગવવા લાગીશ ત્ય્હારેજ ત્હને સ્હમજાશે. તે વખતે ત્હને લાગશે કે પહેલાંના ત્હારા વિચારો કેટલા ગાંડાઇભર્યા હતા. મ્હારા કહેવાની સત્યતા પણ તે પછીજ ત્હને ધીમે ધીમે સ્હમજાશે.

બ્હેન, હવે ફરીથી કોઇ બીજા પ્રસંગે, પત્ર લખવાની તક મળતાં વિશેષ લખવાનું મુલતવી રાખી, ત્હેં લગ્ન કર્યાં તે માટે હું ત્હને અંતઃકરણ પૂર્વક અભિનંદન આપું છું. આશા છે કે તું મ્હને વારંવાર પત્ર લખતી રહીશ. મ્હારૂં શરનામું નીચે આપેલું છે.

ડૈ. સુરેન્દ્રકુમાર મનુભાઇ પંડયા. ત્હારી શાળામાંની સખા
ગોપીપુરા–સુરત. સુશીલા પંડયા

સુશીલાએ વીણાને શુદ્ધ હૃદયથી અભિનંદન આપવા માટે જ અને સાથે સાથે ત્હેના વિચારોમાં યોગ્ય પરિવર્ત્તન થાય તે સારૂ જ લગાર લંબાણથી આ પત્ર લખ્યો હતો. પરંતુ વીણાએ તે પ્રેમભર્યા પત્રનો ઉલટો અર્થ કર્યો. મ્હેં લગ્ન કર્યું માટે સુશીલાએ ખાસ મ્હારી મશ્કરી કરવા માટે જ આવો પત્ર લખ્યો છે, એવું ત્હેણે માની લીધું. તે પત્ર વાંચવાથી ત્હેના મન ઉપર લગ્ન સંબંધમાં જે થોડું ઘણું અનુકૂળ પરિણામ થયું હતું તે એકદમ બદલાઇ ગયું. લગ્નની અને હિંદુ સંસારની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા સુશીલાએ જે મનનીય પત્ર લખ્યો હતો તે તરફ

ત્હેણે તદ્દન જુદીજ દૃષ્ટિએ જોયું. વીણા હઠીલી હતી એ વાત તો અત્યાર સુધીના ત્હેના સહવાસથી આપણે સારી રીતે જાણી શકયા છીએ. આ વખતે પણ ત્હેને એમ થયું કે સુશીલા મ્હારા મન ઉપર એના વિચારોની છાપ પાડી પરોક્ષ રીતે પોતાનો વિજય થયેલો માને છે. અને એમ કરીને તે માત્ર મ્હને અભિનંદન આપવાના બ્હાને મ્હારી મશ્કરી કરે છે. આ રીતે મારા લગ્નની વાત પ્રકટ થતાં ધીમે ધીમે બધી બ્હેનપણીઓ પણ મ્હારી આ રીતેજ મશ્કરીઓ કરશે, અને મ્હારી શિક્ષિકાઓ તથા પારસી અને અંગ્રેજ જ્ઞાતિની બ્હેનપણીઓ તો મ્હારી નબળાઈ ઉપર હસશે. એ વિચારે તે ભડકી ગઇ ! લગ્નોત્સવ પછી છુટાછેડા કરવાનો જે વિચાર મંદ થતો જતો હતો તેને આથી વધારે જોસ મળ્યું. ત્હેના મનમાં વિચારોની આવી ભયંકર ગડમથલ થઇ રહી હતી. તે વાતની દિવાનખાનામાં બેશીને આનન્દથી ગપ્પાં મારતા વિહારીને ખબર પણ કયાંથી હોય ! પોતે આખો દિવસ વિચારમાળાના જે મ્હોટા મ્હોટા મહાલયો ચણી રાખ્યા હતા તેના પાયા અહિં ખોદાઇ રહ્યા હતા ત્હેની એને કલ્પના પણ ક્યહાંથી હોય ? અરેરે ! વધારે નહિં તો અલ્પકાળને માટે પણ મનુષ્યને પ્રભુએ નજુમી બનાવ્યો હોત તો કેવું સારૂં !

“ખરેખર નરેન્દ્ર,” દિવાનખાનામાં વિરામાસન ઉપર પડયાં પડ્યાં વિહારી બોલતો હતો: “મ્હેં થોડાજ સમય પહેલાં એક સ્થળે વિવાહિત પુરૂષો વિષે એક વિદ્વાને લખેલા વિચારો વાંચ્યા હતા, તે વિચારોની સત્યતા હવે મ્હને સારી રીતે સ્હમજાય છે. ત્હેણે લખ્યું છે, કે આપણો જન્મ કેવળ આપણા માટેજ નથી, પરંતુ તેથી બીજાં પુષ્કળ લોકોને તેથી લાભ થાય છે. આપણું કુટુંબ, આપણો સમાજ, આપણો દેશ અને આપણી ભાવિ પ્રજા તે સઘળાંના સંબંધમાં આપણી પાછળ કેટલાંક કર્ત્તવ્યકર્મો લાગેલાં છે; અને તે આપણે કરવાનાં છે. એટલે આપણે આપણા દેશના એક અવયવ રૂપે છીએ એવી જાતની ઉદાત્ત કલ્પના વિવાહિત પુરૂષોના મગજમાં નૈસર્ગિક રીતે ભરાઈ રહે છે. જહેને પોતાની સાથે જગત્‌ની પણ ચિંતા લાગે છે, તે ગૃહસ્થ કહેવાય છે ! એ જાતના તે વિદ્વાનના વિચાર છે અને તે મ્હને તો ઘણા જ સુંદર લાગે છે.”

“અને એ વાત પણ ખરી છે, કે” નરેન્દ્રકુમારે કહ્યું: “લગ્ન થયા પછી સ્ત્રી–પુરૂષોના વિચાર અને વર્ત્તનમાં સારો ફેરફાર થાય છે. અને ત્હેમનો સ્વભાવ પણ દિવસે દિવસે સૌમ્ય બનતો જાય છે. ત્હેમના હૃદયમાં પ્રેમ, વિનય, ભૂતદયા, પરોપકાર બુદ્ધિ વગેરે ઉચ્ચ પ્રતિના મનો-

વિકાર જાગૃત થાય છે, એનો અનુભવ તો મ્હને પોતાને પણ સારી રીતે મળ્યો છે. ”

બન્ને મિત્રો આમ વિવિધ વિષયની ચર્ચામાં લીન થઈ ગયા હતા, એટલામાં ઘડીઆળમાં ચારના ટકોરા થયા, તે સાંભળીને નરેન્દ્ર ઘેર જવા તૈયાર થયો. ત્હેને અટકાવીને વિહારીએ કહ્યું: “ હવે ચ્હાનો સમય થયો છે માટે ચ્હા લઇને જ જજો. ”

નરેન્દ્રે કહ્યું: “ વિહારી, ત્હમે ડૉકટર લોકો ઘણા વિચિત્ર છો. જનસમાજને ચ્હા નહિં લેવાની ત્હમે ભલામણ કરો છો. ચ્હાથી પાચનશક્તિ ઉપર ખરાબ અસર થાય છે, રક્તવિકાર થાય છે વગેરે હજારો જાતના ભય બતાવો છો, ત્યારે ત્હમે તે પ્રકારે કેમ વર્ત્તતા નથી ? શું ત્હમારી શિખામણો પોથીમાંનાં રીંગણાં જેવી જ કે ? ”

“ ચ્હામાં દોષ તો છે. તે જ્યહાં સૂધી ન લેવાય ત્યહાં સૂધી ઘણું સારૂં. પરંતુ ભાઇ, આજકાલ આપણામાં એ રિવાજ એટલો બધો પેશી ગયો છે કે તે કાઢવો મુશ્કેલ છે. મ્હેમાનોના સ્વાગત તરીકે વર્ત્તમાનમાં તો એ અગત્યની વસ્તુ ગણાય છે; અને થાકી ગયેલા મગજને કંઇક અંશે તે વિશ્રાન્તિ આપે છે. જો નિયમિત રીતે દિવસમાં માત્ર એક બે પ્યાલા લેવાય તો તે વધારે નુકશાન ન કરે, પરંતુ વધારે તો તે અવશ્ય નુકશાનકર્ત્તા છે જ. પણ ભાઇ, એ તો જગત્‌માં ઘણું ખરૂં એમજ ચાલે છે. સોગંદ ખવરાવી કોર્ટ વચ્ચે અસીલ પાસે સાચું બોલવાની પ્રતિજ્ઞા લેવડાવનારા ત્હમારા ધારાશાસ્ત્રીઓ કેટલાં કાળાં–ધોળાં કરે છે ? અને મ્હોઢે તો સત્યવાદી હરિશ્ચંદ્ર જેવાજ હોવાનો દાવો કરે છે. એ બધું એમજ ચાલે! ” વિહારીએ પોતાનો બચાવ કરતાં નરેન્દ્રનો દોષ આગળ ધર્યો.

નરેન્દ્રે કહ્યું: “ એ વાત ખરી છે, પણ ભાઇ, મ્હેં તો પ્રતિજ્ઞા લીધી છે કે સત્ય રીતે ચાલતાં જે મળે તેજ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. ”

“ ત્હમારા એ સંકલ્પ માટે ત્હમે ખરેખર ધન્યવાદને પાત્ર છો. અને ત્હમારી સાથે આજે હું પણ ચ્હા નહિં લેવાની પ્રતિજ્ઞા કરૂં છું. ” વિહારીએ પ્રતિજ્ઞા લેતાં કહ્યું.

“ અને હું પણ આજથી એ તંદુરસ્તીના દુશ્મનરૂપ ચ્હાને તિલાંજલિ આપું છું. ” નરેન્દ્રકુમારે કહ્યું.

આ વખતેજ હાથમાં ચ્હાના બે પ્યાલા લઇને નોકર આવ્યો; પરંતુ

વિહારીએ ત્હા પાછો મોકલાવી દૂધના બે પ્યાલા મંગાવ્યા અને રસોઈઆને પોતાની આજની પ્રતિજ્ઞાથી વાકફ કરવા ત્હેને સૂચના કરી. તુર્તજ નોકર હુકમ પ્રમાણે બે પ્યાલા દૂધ લાવ્યો તે પીતાં પીતાં વિહારીએ નોકરને કહ્યું: "બાપુ, રામસિંગને ગાડી જોડવાનું કહે."

"કેમ ? ફરવા જાય છે કે શું ?" નરેન્દ્રકુમારે દૂધનો ખાલી થયેલો પ્યાલો 'ટ્રીપોય' ઉપર મૂકતાં મુકતાં પૂછ્યું.

"ના રે. એ તો ત્હારે માટે" વિહારીએ ધીરેથી કહ્યું.

ફરવા જવાનો આજ વિહારીનો વિચાર નહોતો. ત્હેનું ચિત્ત આજ બીજી જ દિશા તરફ ચ્હોંટી રહ્યું હતું. આટલો વખત નરેન્દ્ર સાથે વાતો કરતો હતો ખરો, પરંતુ ત્હેનું મન તો બીજા જ વિચારોમાં ભ્રમણ કરતું હતું. નરેન્દ્ર વહેલો જાય તો ઠીક એવું પણ આજ ત્હેને લાગતું હતું. આજ પોતાના ઘેર પહેલી જ વખત આવેલી પ્રિય પત્નીને જેમ બને તેમ વહેલા મળવા માટે ત્હેનું મન આતુર થઈ રહ્યું હતું. વીણાની મદદથી શું શું કાર્યો કરવાં ત્હેની રૂપરેખાઓ ચાર દિવસ આગળથી તે દોર્યા કરતો હતો. વીણાની સાથે કેવી રીતે વાતચિત કરવી, ત્હેના શિક્ષણ માટે પોતે કેવી કેવી જાતની વ્યવસ્થાઓ કરી રાખી છે, અને ભવિષ્યમાં શું શું કરવાની પોતાની ઇચ્છાઓ છે, વગેરે સર્વ પ્રકારની કલ્પનાઓ ત્હેણે રચી રાખી હતી. નરેન્દ્રકુમાર પણ વિહારીના મનની આ તાલાવેલીઓ સહજ કળી ગયો એટલે દૂધ પીધા પછી તુર્તજ જવા માટે તૈયાર થયો. વિહારી પણ ત્હેને વળાવવા જવા માટે ઉભો થયો.

નરેન્દ્રકુમારે ત્હેને એટલી તસ્દી નહિં લેવાનું કહેતાં હસતાં હસતાં કહ્યું: "વિહારી, તું શા માટે નીચે આવવાનો શ્રમ લે છે ? વાતોના તડાકામાં હું બધી વાત ભૂલી ગયો અને આટલો બધો વખત બેસી રહ્યો એજ મ્હેં ભૂલ્ય કરી. આજ તો જમીને તુર્તજ મ્હારે જવું જોઇતુ હતું. આટલા વખત સુધી મ્હેં ત્હને રોકી રાખ્યો તે માટે ત્હારી વીણા કોણ જાણે આજ મ્હને હજારો શાપ દેતી હશે !" એમ કહીને તે દાદર ઉતરવા લાગ્યો. પણ જતાં જતાં ત્હેણે હસતાં હસતાં કહ્યું: "વિહારી, *I wish* **you happy day to day** (આજનો ત્હારો દિવસ સુખમાં જાઓ એવું હું ઇચ્છું છું.)"

## પ્રકરણ ૩૭ મું.

### સંપૂર્ણ નિરાશા.

" હતી જ્યહાં વસ્લની આશા
મળ્યું ત્યાં ઝ્હેરનું પ્યાલું. "

( કલાપી. )

" કેમ વિલસુ, કેવી છે ત્હારી ભાભી ? " દાદર ઉતરતાંજ વિલસુએ બારણામાંજ પોતાના પતિરાજને, રોકયા તે વખતે નરેન્દ્રકુમારે પૂછ્યું; " એ ત્હારા જેવી અભણ નથી હોં ! જોજે આવતા વર્ષે તો એ મેટ્રિકની પરીક્ષા પાસ કરશે. "

" એમાં તે શું મોટી વાત છે ? ત્હમારા જેવા ગુરૂ મળ્યા છે તો હું પણ આગળ આવીશ. "

" પણ છે કે એટલી તૈયારી ? "

" છે એટલે ! જોજો હું અભ્યાસ કરૂં છું કે નહિં તે ! "

નારેન્દ્રકુમારે પોતાની પત્ની તરફ સ્નેહભરી નજરે જોઈ સ્મિત કર્યું અને ક્ષણભર રહીને પૂછ્યું: " વારૂ, પણ હવે ઘેર ક્યહારે આવીશ ? "

" પિતાજી કહે છે કે ભાભીની સાથે બે દિવસ રહીને જા ! પણ જો ત્હમારી ઇચ્છા હશે તો હું કાલે જ આવીશ. "

" ના, ના, ખુશીથી બે દિવસ રહેજે. હવે હું જાઉં ? "

વિલસુએ મસ્તક હલાવીને જવાની પરવાનગી આપતાંજ નરેન્દ્રકુમાર બ્હાર નીકળ્યો. વિહારી બારીમાંથી ત્હેની તરફ જોઇ રહ્યો હતો.

નરેન્દ્રે ઉચ્ચારેલા છેવટના વાકય ઉપર ત્હેના વિચાર ચાલી રહ્યા હતા; અને ' આજ મ્હારે ખરેખર સુખનો દિવસ છે.' એવું ત્હેને લાગતું હતુ. થોડીક ક્ષણોમાં નરેન્દ્ર જઇને ગાડીમાં બેઠો અને ગાડી ચાલવા માંડી. તે પછી વિહારી બારી આગળથી અંદર આવ્યો. તે વખતે વીણા ક્યહાં હશે, એ પ્રશ્ન ત્હેના મનમાં ઉઠયો; અને મનમાંથીજ ઉત્તર મળ્યો; ઘણું કરીને તે વિલસુની સાથે વાતે વળગી હશે. ત્હેને ઉપર શી રીતે બોલાવવી તે વિષે વિચાર કરતો કરતો વિહારી પોતાના ખંડમાં ગયો, પરંતુ પોતાના

વિચારનું કેન્દ્ર તો પોતાનાજ ખંડમાં હતું તે વાતની ત્હેને ખબર નહોતી. પોતાના ખંડમાં પ્રવેશતાંજ **વીણા**ને એક ખુર્શી ઉપર બેઠેલી જોઈ તે બારણામાંજ અટકી ગયો. ત્હેને આવેલો જોઇને **વીણા** ધીમે રહીને ઉભી થઇ. ત્હેણે **વિહારી** તરફ જોયું ન જોયું કર્યું, અને તુર્તજ બીજી તરફ વળીને ઉભી રહી. તે વખતે ત્હેની મુખમુદ્રા નિશ્ચયી જણાતી હતી.

" **વીણા** ! બેસ. ઉભી શું કામ થઇ ? આપણો આ કંઈ નવોજ પરિચય નથી ! " અંદર આવતાં હસ્તે મુખે **વિહારી**એ કહ્યું.

**વીણા** નિરૂત્તર રહી. એટલુંજ નહિં પણ ત્હેણે **વિહારી** તરફ જોયું પણ નહિં.

**વિહારી**એ ક્ષણભર શાન્ત રહ્યા પછી પુનઃ કહ્યું: " તું અહિં એકલી બેસી રહી છે ? **વિલસુ** ક્યહાં ગઈ છે ? "

**વીણા**ના ઓષ્ટ ન ખુલ્યા !

" કેમ આજે નહિં જ બોલવું એવો નિર્ણય કર્યો છે કે શું ? ન્હાનપણમાં તો તું બહુજ બોલકી હતી ! "

ઉત્તર ન મળ્યો !

" વારૂ, હવે બહુ થયું. **વીણા**, અહિં આવ. આ ખુરશી ઉપર બેસ ! " એક ખુરશી પોતાની બાજુમાં ખેંચી લેતાં **વિહારી**એ કહ્યું.

**વીણા** હજી પણ નિરૂત્તર રહી. હજી પણ તે પોતાના સ્થાનેથી ખસી નહિ, કે પાછું વાળીને **વિહારી** તરફ ઝાંખીને જોયું સુદ્ધાં નહિ.

" **વીણા**, આમ કેટલો વખત ઉભી રહીશ ?—અહિં આવ. " એમ કહીને **વિહારી**એ પોતાનો હાથ લાંબો કર્યો. તુર્તજ **વીણા** થોડીક પાછી હઠી !

" આ શું ? બેસવું પણ નથી ને બોલવું પણ નથી ? "

વ્યર્થ—ઉત્તર ન મળ્યો !

" ગાંડાની માફક આમ કેમ કરે છે, **વીણા** ! આટલી બધી શરમ તો સારી નહિં ! અહિં કોણ છે તે તું શરમાય છે ? **વીણા** ! મ્હારી ચતુરી **વીણા** ! બોલતી કેમ નથી ? "

છતાં પ્રત્યુત્તર મળ્યો નહિં.

**વિહારી હવે** કંટાળ્યો. આટલી વખત **વીણા**ની તરફ સ્થાપેલી દૃષ્ટિ **તેણે પોતાની તરફ** વાળી અને મન સાથે બડબડતાં તે બોલ્યો: " આટલા **પ્રશ્નોનો એક પણ** ઉત્તર નહિં એ તો **જુલમજ કહેવાય** ! "

" જુલ્મ થયો ત્હારે તો આટલે સુધી વાત આવી છે !" એમ કહીને વીણાએ વિહારીના તરફ જોયું. પરંતુ ત્હેની દૃષ્ટિમાં સ્નેહને બદલે ક્રોધનો ભાસ થતો હતો. ભાલ પ્રદેશ ઉપર કરચલી પડી ગઇ હતી અને અવાજમાં પણ ગુસ્સાનો વાસ હતો.

" એટલે ?" એનો એ ચમત્કારિક ઉત્તર સાંભળીને આશ્ચર્યચકિત થઇ વિહારીએ પૂછ્યું: " એમ કેમ કહે છે વીણા ?"

" કેમ ભલા ! એમ શા માટે ન કહું ? પરસ્પરમાં પ્રેમ કે સહાનુભૂતિ ન હોવા છતાં, આ ઘટના નક્કી થઇ ગઇ ત્હેને જુલ્મ નહિં તો બીજું શું કહેવું ?"

" પ્રેમ નહિં ! કોણ કહે છે ?" વધારે ઘોટાળામાં પડતાં વિહારી બોલી ઉઠયો: " મ્હેં તો આ પ્રસંગનો આખો પાયો શુદ્ધ પ્રેમના મંડાણ ઉપરજ રચ્યો છે."

" કદાચ ત્હમે તેમ કર્યું હશે, પણ મ્હારો પાયો તો જુલ્મ ઉપરજ રચાયો છે." વીણાએ સ્પષ્ટ શબ્દોમાં મનનો ઉભરો પ્રકટ કર્યો.

" આ તું શું બોલે છે વીણા !" વિસ્મયતાથી વીણાના મુખ તરફ જોતાં વિહારીએ પૂછ્યું: " ત્હારા બોલવાનો કિંચિત્ માત્ર પણ અર્થ હું સ્હમજી શકતો નથી."

" નથી સ્હમજાતું તો એ વાતજ છોડી દ્યો ! હું ક્યહાં ત્હમને કહેવા પણ આવી છું !" વીણાએ કટાક્ષથી કહ્યું.

આ શો પ્રકાર છે ત્હેની વિહારીને કંઇ કલ્પના પણ થઇ શકતી નહોતી. વીણાના અવાજ ઉપરથી, જવાબ આપવાની ચમત્કારિક શૈલી ઉપરથી અને ત્હેના મુખમણ્ડળ ઉપરના એકંદર ભાવો ઉપરથી કાંઇપણ વિચિત્ર પ્રસંગ છે એવું માત્ર ત્હેને લાગ્યું. પુનઃ ત્હેણે વીણાના મુખ તરફ જોયું. તે વખતે ત્હેના મનમાં વિવિધ જાતની શંકાઓ ઉત્પન્ન થવા માંડી. ક્ષણભર એ બધાનો વિચાર કરી ત્હેણે પૂછ્યું: " આ બધું શું છે વીણા ? તું જે જુલ્મની વાત કરે છે તે કોણે કોના ઉપર કર્યો ?"

વીણાએ કંઇ પણ ઉત્તર ન આપ્યો.

ઉત્તરની અપેક્ષામાં બહુ વખત સૂધી ઉત્કંઠિત મને વિહારી વીણા તરફ જોઇ રહ્યો, પરંતુ છેવટે કંટાળીને તેજ બોલ્યો: " કહે તો ખરી ? ' જૂલ્મ કર્યો ' એવું ત્હેં કેમ કહ્યું તે ?"

" જુલ્મ નહિં તો બીજું શું ? પિતાજીને ઋણમુક્ત કરવા માટે અનિચ્છાએ મ્હારે ત્હમારી સાથે લગ્ન કરવાં પડ્યાં, તે જુલ્મ નહિ તો બીજું શું ?"

" તો પછી ત્હારો મ્હારા ઉપર પ્રેમ નથી કે?" વિહારીએ પૂછ્યું.

"ના " વીણાએ તડ ને ફડ કરી નાંખ્યું.

" નહિં ! " વિહારીના મન ઉપર વજ્રાઘાત થયો ! ત્હેનો ચહેરો એકદમ ફિક્કો થઇ ગયો !! ત્હેના શરીરમાંનું રક્ત એકદમ ઠંડુગાર બની ગયું !!! શૂન્યદૃષ્ટિથી તે ક્ષણભર વીણાના મુખ તરફ જોઈ રહ્યો ! ત્હેના એ જોવામાં એવો ભાસ હતો કે, મૌનપણે પણ જાણે તે વીણાને કહી રહ્યો ન હોય કે, " વીણા, તું આ શું કહે છે ? ફરીથી એક વખત વિચાર કરીને પછી બોલ ! "

" નહિં. લગ્ન કરીને મ્હારી સ્વતંત્રતા ગુમાવવાની મ્હારી બિલકુલ ઇચ્છા નહોતી. પરંતુ કેવળ પિતાજીની ખાતરજ મ્હારે આ લગ્ન કરવું પડ્યું છે. " વીણાએ વધારે ખુલાસો કરી પોતાની મનોગતભાવના વ્યક્ત કરી.

" અરેરે ! વીણા ત્હેં આ શું કર્યું ? " કપાળ ઉપર હાથ મુકી વિહારી બોલ્યો. ત્હેના મુખમાંથી નિકળતો પ્રત્યેક શબ્દ હવે કમ્પતો હતો. ત્હેનું મુખમણ્ડળ નિસ્તેજ બની ગયું હતું. નિરાશયુક્ત સ્વરે ત્હેણે ફરીથી કહ્યું: " વીણા, જો ત્હારો મ્હારા ઉપર પ્રેમજ નહોતો તો પછી ત્હેં ત્હારા લગ્નની સંમતિજ શું કરવા આપી ? વીણા, ત્હેં મ્હને લગ્ન પહેલાં આ બધું કેમ ન કહ્યું ? "

" પહેલાં ન કહ્યું એટલેજ અત્મ્હારે કહું છું. જો મ્હેં પહેલાં આ વાત કરી હોત તો મ્હારા પિતાજી ઋણમુક્ત થયા ન હોત, કારણ લગ્નની શરતે તો ત્હમે પિતાજીને પૈસા આપ્યા છે. "

" નહિં, નહિં—વીણા ! તું ભૂલ કરે છે ! આ સંબંધમાં પૈસાનો રજમાત્ર પણ સબંધ નથી. મ્હેં તો કેવળ પ્રેમની ખાતર—ત્હારા પ્રેમની ખાતર આ સંબંધ સાંધ્યો છે. મધુરી વીણા ! પૈસા કરતાં મ્હારે મન પ્રેમનું મૂલ્ય અધિક છે. "

" પણ પ્રેમ કરતાંએ મ્હને પોતાને તો સ્વતંત્રતા વધુ પ્રિય છે !"

" તો શું મ્હારા પ્રેમથી ત્હને સ્વતંત્રતા નહિં મળે એમ ત્હને લાગે છે ? "

" એમાં લાગવાનું શું હતું ? લગ્ન થયાં કે સ્ત્રીની સ્વતંત્રતા હરાઈ ગઇ ! લગ્ન પછી ત્હેને દાસીની સંજ્ઞા પ્રાપ્ત થાય છે."

" નહિં, નહિં-વીણા હવે તે સમય રહ્યો નથી. સ્ત્રીઓને દાસી પ્રમાણે ગણવાનો સમય હવે તો ગયો છે. વીણા, સંસ્કૃત કવિઓએ ગાયું છે કેઃ—

कार्येषु मंत्री करणेषु दासी ।
भोज्येषु माता शयनेषु रम्भा ॥
मनोमकूला क्षमया धरित्री ।
गुणैश्च भार्या कुलबुद्ध रत्ना ॥

એમાં પણ દાસી શબ્દનો અર્થ તું કહે છે ત્હેવો તો નથી જ. અને છે તેમ ત્હને લાગતું હોય તો પણ હવે તે કાયમ રહ્યો નથી. અને હજી પણ જો એ સમય છે એમ તું માનતી હોય તો પણ વીણા, એટલું તો નક્કી માનજે કે હું એ જાતનો યુવક નથી. વળી ત્હારા ઉપર મ્હને અતિશય પ્રેમ છે." વિહારીએ વિવિધ રીતે ત્હેને સ્હમજાવવા પ્રયત્ન કર્યો.

પણ એ સઘળા પ્રયત્નો વ્યર્થ કરવામાં આવ્યા હોય તેમ પોતાનો કક્કો ખરો કરતાં, વિહારીની હૃદયવ્યથાની કંઇ પણ પરવા નહિં કરતાં વીણા બોલીઃ " ત્હમે ગમે તેટલું કહેશો પરંતુ હું તે વાત કદી પણ માન્ય કરનાર નથી. સ્ત્રીઓને સમાન હક્ક આપવા ત્હમો પુરૂષો તૈયાર નથી એ હું સારી રીતે જાણું છું. તો પછી સ્વતંત્રતાની વાત જ શું કરવા કરો છો ? "

" વીણા, ત્હારી આ માન્યતા તદ્દન ભૂલભરેલી છે. ત્હારી આ કલ્પના માત્ર ભ્રમથી તૈયાર થયેલી છે. ત્હને હજી પતિપ્રેમથી મળતી સ્વતંત્રતાની કલ્પના પણ નથી."

" મ્હને એ કલ્પનાની જરૂર નથી."

" તો પછી આ લગ્ન કરીને હું ફસ્યો કે શું ? મ્હારો પ્રેમ નિરાશા-માં રૂપાંતર પામશે કે શું ?"

" મ્હને એ કંઇ સ્હમજાતું નથી. મ્હેં એક વખત કહ્યું કે કેવળ પિતાજીના અડચણની ખાતર જ મ્હેં આ લગ્ન કર્યાં છે ! પરંતુ સ્વતંત્રતા સિવાય બીજા કશા ઉપર મ્હારો પ્રેમ નથી."

અરર ! વીણા, તું આ શું કહે છે એની ત્હને કલ્પના પણ છે ? તું મ્હને કેટલો નિરાશ કરે છે ! ત્હારા આ શબ્દોથી મ્હારી ઉન્નત આશાઓ, મહત્વાકાંક્ષાઓ અને મેં સ્વપ્નાં રચી રાખેલાં મનોરાજ્યો મૂળમાંથી ઉખડી પડે છે ! મ્હારૂં આટલું જીવિત વ્યર્થ થતું લાગે છે ! હાય ! " એમ શોક કરતો કપાળ ઉપર હાથ મૂકી અવનતશીરે તે નીચે બેઠો. ત્હેનું મગજ ભ્રમિત મનુષ્ય સરખું બની ગયું ! નિરાશાજનક વિચારોનું ચક્ર ત્હેના મસ્તિષ્કમાં ભયંકર ગતિથી ફરવા લાગ્યું ! માથું અતિશય તપી આવ્યું. કેટલીક ક્ષણો સુધી તે પોતાનું માથું દાબીને બેશી રહ્યો. ત્હેને કંઈ પણ સૂઝતુ નહોતું. આખું વિશ્વ ત્હેની સમક્ષ ચક્કર ચક્કર ફરતું જણાયું ! છેવટે તે ખુર્શી ઉપરથી ઉઠ્યો. ત્હેના પગમાં લગારે તાકાદ રહી નહોતી. પડી ન જવાય તે માટે ત્હેણે ખુર્શીને બરાબર પકડી રાખી અને ક્ષણભર વીણા તરફ જોઇને ત્હેણે મંદ સ્વરે કહ્યું: " વીણે ! બાલ્યકાળે આપણે સાથે હતાં તે વખતથી મ્હારો ત્હારા ઉપર પ્રેમ છે, પરંતુ માત્ર ત્હારો મ્હારા ઉપર પ્રેમ નથી. એ પ્રેમ ' પ્રેમ કર ' એમ કહેવાથી ઉત્પન્ન થતો નથી ! પ્રેમ એ તો પરસ્પરના મનમાં નૈસર્ગિક રીતેજ ઉત્પન્ન થાય છે ! મ્હારી માફક ત્હારો પણ મ્હારા ઉપર પ્રેમ હશે એવી માન્યતાથી જ મ્હેં આ લગ્ન કર્યાં; પરંતુ મ્હારી એ માન્યતા ખોટી ઠરી. વીણા, હું એમાં ત્હને લગારે દોષ દેતો નથી. મ્હારી ભૂલ્ય માટે મ્હારેજ દંડ ભરવો જોઇએ. ત્હારી સાથે લગ્ન થવાથી હું સુખી થઇશ એવી મ્હારી ખાત્રી હતી, એટલું જ નહિં પણ મ્હારા પિતાજીની અને આપ્તજનોની પણ એવી ખાત્રી હતી. પરંતુ હવે સત્ય વાત સ્હમજાતાં તે બધાંને ઘણુંજ લાગી આવશે. છતાં ત્હેનો કંઇ ઇલાજ નથી. ત્હને મ્હારા પ્રેમ કરતાં સ્વતંત્રતા વધારે પ્રિય છે તો હું ત્હને એ સ્વતંત્રતા રાજી ખુશીથી આપું છું. તું સુખ અને આનં-
રહે એવી જ મ્હારી ઇચ્છા છે. પરંતુ મ્હારી એક વિનંતી છે
માન્ય કરવી પડશે. ભલે તું સ્વતંત્રતાનો ઉપભોગ કર, પરંતુ,
તો એવો દુરૂપયોગ ન કરતી કે જેથી આપણાં ઉભ-
લાંચ્છન લાગે. આ ઘર ત્હારૂં છે; અહિંની પ્રત્યે
અધિકાર અને માલકી છે, તે બધાનો ત્હને
વીણા, હું ત્હારી વચ્ચે કોઇપણ દિવસ આ

એટલું કહીને વિહારીએ
પછી તે પોતાના ખંડમાંથી

નો હતો અને તે માટે હેને એકાંતની જરૂર હતી. તેથી તે દિવાન... જઇ વસ્ત્રો પહેરી બહાર જવા નીકળ્યો. દાદરમાં જ ભારતીમૈયા હેને મળ્યાં. હેમણે વિહારીનો ચમત્કારિક ચહેરો જોઇને આશ્ચર્યથી પૂછ્યું: " અરે આ શું ! વિહારી, શું છે ? હારો ચહેરો આમ ફિક્કો કેમ થઇ ગયો છે ? આજ તો તું વિશેષ આનંદ અને સુખમાં—"

" મૈયા, હવે એ સુખ શબ્દની વિડંબના કરશો નહિં ! " વિહારી વચ્ચેજ બોલી ઉઠયો; " હમારા વિહારીને હવે આ જન્મમાં તો સુખ મળવું શકય નથી. મ્હેં સુખ માટે પ્રયત્ન કર્યો, પરંતુ તેજ કાર્ય મ્હને દુઃખ આપનાર નિવડયું ! હશે, જેવી ઈશ્વરની ઇચ્છા ! "

" પણ આ બધું છે શું ? બેટા, તું આટલો નિરાશ કેમ થયો છે ? આજ વીણા આવી છે, એટલે હમો દંપતિને આનંદ કરતાં જોવા તો હું ખાસ આવી. એટલામાં આ શું ? "

" મૈયા, એમાં કંઇ વિશેષ નથી. વીણાનો મ્હારી ઉપર પ્રેમ નથી. ફક્ત દેસાઇજીને પૈસાની અડચણમાંથી છોડાવવા માટેજ હેણે મ્હારી સાથે લગ્ન કર્યાં છે. એમ તે કહે છે આ લગ્નમાં પ્રેમ નથી, એ વાત વીણાના મુખેજ સાંભળીને હું છેક્જ નિરાશ થઇ ગયો છું ! મૈયા, મ્હારૂં જીવન શૂન્યકાર બની ગયું છે ! "

" અરે બેટા ! આ ગાંડાઇ શી ? " વિહારીની પાઠ ઉપર મમતાથી હાથ ફેરવતાં ફેરવતાં ભારતીમૈયાએ કહ્યું: " વીણા ગમે તે... પણ બિચારી હલ્લડ બાળા છે ! એને તો આપણે સ્હમજાવવી જોઇએ ! "

" મૈયા, એમ સ્હમજાવીને કે કહીને કોઇ મનુષ્યના હૃદયમાં પ્રે... ...રી શકાય ખરો ? "

...આમ છેક નિરાશ શું થાય છે ? બેટા, મ્હને લાગે છે ... ...મજ થઇ હશે. હું એને પૂછું છું. જા, ત્યાં ...ને બેસ. જો બીજે ક્યહાંય પણ જઇશ નહિં. ... ભડકાવી દેવું એ ઠીક નહિં ! "

...આમ.